The Department of Public Instruction, Bombay.

# A MANUAL

OF THE

# HISTORY OF INDIA.

COMPILED BY

**RÁO SÁHIB MAHIPATRÁM RÚPRÁM NÍLKANTH,**

GUJARATI TRANSLATOR, EDUCATIONAL DEPARTMENT

Second Edition.

10,000 Copies.



**BOMBAY.**

GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1880.



*Price Eight Annas.*



મુંબાઈ ઈલાકાનું સરકારી કેળવણી ખાતું.

# ભરતખંડનો ઈતિહાસ.

રચનાર

**રાવ સાહેબ મહીપતરામ રૂપરામ નીળકંઠ,**

ગૂજરાતી ત્રાન્સ્લેતર, એજ્યુકેશનલ દિપાર્તમેંત.

આવૃત્તિ બીજી.

પ્રત ૧૦,૦૦૦



**મુંબઈ:**

**ગવર્નમેંત સેંત્રલ બુક દિપો.**

સને ૧૮૮૦.



કીમત (૮ આઠ) આના.

# શિક્ષકોને સૂચના.



૧. આ ઈતિહાસ શિખવતી વેળા નકશો પાસે રાખવો, અને રાજ્યનો વિસ્તાર, શહેરોનાં, નદીઓનાં, અને બીજાં જે સ્થળોનાં નામ આવે તે તેમાં દેખાડવાં.

૨. ભરતખંડના પ્રાચીન ઈતિહાસનાં જે પ્રકરણો છે તેમાં કેટલાક વિષય એવા છે કે નાના નિશાળીઆને શિખવા પ્રથમ અઘરા પડે. માટે પહેલીવાર ચલાવતી વેળા એટલે આ ઈતિહાસ શિખવા માંડે ત્યારે તે પ્રકરણોનો થોડો સાર તેમનાથી સમજાય એવો માત્ર શિખવવો. ધોરણમાં ફરમાવ્યા જેટલો ઈતિહાસ એકવાર શિખી રહે એટલે વધારે પાકો કરાવવાને માટે ફરી ચલાવવો. એ વખત પ્રાચીન ઈતિહાસનાં પ્રકરણો પૂરાં શિખવવાં. વેદ બૌદ્ધાદિ ધર્મોના ભેદ વગેરે સમજવાને એ વેળા નિશાળીઆ વધારે શક્તિમાન થયલા જણાશે.

૩. આ ચોપડીમાંથી પાઠ આપવાનો હોય તે આગલે દિવસે શિક્ષકે ઘેર તૈયાર કરવો. જે શિખવવાનું હોય તે ઘેર વાંચી જવું, અને તે ઉપર વિચાર કરવો કે એમાંનું નિશાળીઆને શું અને કેટલું શિખવવું, અને કેઈ રીતે શિખવવું. એમાં કોઈ બાબતનો ખુલાસો કે વધારો બીજા પુસ્તકથી મેળવવાની ગરજ જણાય તો તે મેળવવો. એ પાઠમાંથી સાર શો કાઢવાનો છે, શિખામણ શી લેવાની છે, બીજાં દૃષ્ટાંત ક્યાં આપવાનાં છે તે લક્ષમાં લેવાં. છોકરાંનું જ્ઞાન, તેમનાં મનની શક્તિ, તેમની યોગ્યતા વગેરે ઉપર નજર પહોંચાડી પહેલેથી પાઠ તૈયાર કરી રાખવો. વરસના આંકડા, નામ વગેરે સાંભરે નહિ તેવાંને કાગળ ઉપર નોંધી લેવાં ને વર્ગમાં પાઠ આપતી વેળા ભૂલ ન પડે માટે જરૂર પડે તો જોવાં. શિખવવાના નિયમ પ્રમાણે

વગર ચોપડીએ મોઢે પાઠ આપવો. શિખેલો પાઠ નિશાળીઆ ઘેર વાંચે એવો ધારો રાખવો. ચોપડીમાં નહોય એવી નવી વાત કહેવી તે નિશાળીઆને લખી લેવા દેવી. પણ ચોપડીમાં છે તે ઉપરાંત ઘણો ઉમેરો કરવો નહિ. એમાં છે એટલું સમજાય અને બરોબર સાંભરે અને તેથી તેમનાં મન કેળવાય એવો યત્ન કરવો. એ માટે કોઈ કોઈવાર ઇતિહાસના કોઇ વિષયપર નિબંધ લખાવવો.

૪. આ ચોપડી બધી પૂરી શિખે ત્યારે ચાલતા વખતનો ઇતિહાસ વર્તમાનપત્રો ઉપરથી શિખવવો. ઉદાહરણ—હિંદી સરકારનું વાર્ષિક બજેટ, નવા પ્રખ્યાત કાયદા, રાજસંબંધી, વેપાર રોજગાર, વિદ્યા હુનર અને સંસાર વહેવારાદિસંબંધી જે નવા બનાવ બને તે અને જે ફેરફાર થાય તે શિખવવા.

૫. ગૂજરાતનો ઇતિહાસ ભણી રહ્યા પછી આ ઇતિહાસ ભણવા માંડશે, ને ગૂજરાતનો ઇતિહાસ જૂદો પ્રગટ થયેલો છે માટે આમાં તેનો વિસ્તાર નથી. પણ જે ઠેકાણે તેનો સંબંધ આવે તે ઠેકાણે તે પૂછીને યાદ દેવડાવવો. ત્યાં અટકીને તેની પરીક્ષા કરી આગળ ચાલવું એટલે ભરતખંડના બીજા દેશોના ઇતિહાસ જોડે સંબંધ નજરમાં રહેશે. આ ઇતિહાસની પરીક્ષામાં ગૂજરાતનો ઇતિહાસ પૂછવો.

# વરસવાર અનુક્રમણિકા.

## પ્રકરણ ૧ લું.

### પ્રાચીનકાળ.



## પ્રકરણ ૨ જું.

### પ્રાચીન કાળનો ઇતિહાસ.

---

## પ્રકરણ ૩ જું.

### મધ્યકાળ.

---

## પ્રકરણ ૪ થું.

### મુસલમાનોના હૂમલા. સને ૧૨૦૫ સૂધી.



---

# પ્રકરણ ૫ મું.

## મુસલમાની રાજ્ય.

દિલ્હીના અફગાન કે પઠાણ પાદશાહો. ગૂલામ વંશ. ખિલજી વંશ. તઘલખ વંશ. લોદી વંશ. ઈ. સ. ૧૨૦૬ થી ૧૫૨૬ સૂધી.

### ગૂલામ વંશ. ઈ. સ. ૧૨૦૬ થી ૧૨૯૦ સૂધી.

---

## પ્રકરણ ૬ હું. સને ૧૬૦૦ સૂધી.



---

## પ્રકરણ ૭ મું.

### મુગલ તથા પઠાણ રાજ્યો. ઈ. સ. ૧૫૨૬ થી ૧૫૫૬ સૂધી.



---

## પ્રકરણ ૮ મું.



---

## પ્રકરણ ૯ મું.

### મુગલ રાજ્ય.

બાબર. હુમાયું. અકબર. જહાંગીર. શાહ જહાં. ઔરંગ-

---

## પ્રકરણ ૧૦ મું.

આલમગીર પછીના મુગલ પાદશાહ. પાદશાહીનું ભંગાણ. બાકીના નામના પાદશાહો. અવલોકન. નવાં રાજ્યો. ઇ. સ. ૧૭૦૭ થી ૧૮૫૮ સૂધી.

---

## પ્રકરણ ૧૧ મું.

### મરેઠી રાજ્ય. ઈ. સ. ૧૭૬૦ સૂધી.

---

## પ્રકરણ ૧૨ મું.

### મરેઠી રાજ્ય. સને ૧૭૬૦ થી ૧૮૦૨ સૂધી.

---

## પ્રકરણ ૧૩ મું.

### યૂરોપી રાજ્યો. સને ૧૭૬૧ સૂધી.

## પ્રકરણ ૧૪ મું.

### ઇંગ્રેજી રાજની સ્થાપના.

---

## પ્રકરણ ૧૫ મું.

### મ્હેસૂરનું રાજ્ય.

---

## પ્રકરણ ૧૬ મું.

હેસ્તિંગ્સના કારભારનો અંત. લાર્ડ કાર્નવાલિસનો કારભાર. લાર્ડ મોર્નિંગ્ટનનો (વેલસ્લીનો) અમલ. સને ૧૭૮૫ થી ૧૮૦૫ સુધી.

---

## પ્રકરણ ૧૭ મું.

લાર્ડ કાર્નવાલિસ તથા સર જ્યાર્જ બારલો, લૉર્ડ મિંટો, અને લૉર્ડ હેસ્તિંગ્સના અમલમાં બનેલા બનાવ. ૧૮૦૫ થી ૧૮૨૩ સૂધી.

---

## પ્રકરણ ૧૯ મું.

લૉર્ડ આમ્હર્સ્ત, લાર્ડ બેન્તિંક, અને લાર્ડ આક્લાંદના કારભાર. ૧૮૨૩ થી ૧૮૪૨ સૂધી.

---

## પ્રકરણ ૧૯ મું.

લાૅર્ડ એલેન્બરો; લાર્ડહાર્ડિંગ; લાર્ડ દલહુસી. ૧૮૪૨–૧૮૫૬ સૂધી.

---

## પ્રકરણ ૨૦ મું.

લૉર્ડ કાનિંગ. લૉર્ડ એલ્‌જિન. સર જાન લારેન્સ. લૉર્ડ મેયો. લૉર્ડ નૉર્થબ્રૂક. લૉર્ડ લિટન. ૧૮૫૬ થી ૧૮૭૯ સૂધી.

# ભરતખંડમાં થએલી લડાઈઓ.



| વરસ. | લડાઈનાં નામ. | કોની વચ્ચે થઈ અને કોણ હાર્યો. |
|---|---|---|
| ઈ.સ.પૂર્વે ૫૦૦૦ | કુરૂક્ષેત્ર(પાણીપત)ની પહેલી લડાઈ. | પાંડવકૌરવની વચ્ચે. કૌરવ હાર્યા. |
| ૩૨૭ | જેલમની લડાઈ. | સીકંદરની તથા પૌરવરાજાની વચ્ચે. પૌરવની હાર થઈ. |
| ઇ. સ. ૧૦૨૪ | સોમનાથની લડાઈ. | મહમૂદ ગિજનવીએ ગૂજરાતના રાજા ભીમને હરાવ્યો. |
| ૧૧૯૩ | પાણીપતની બીજી લડાઈ. | મહમૂદ ઘોરી અને પૃથુરાજની વચ્ચે. ઘોરીશાહ હાર્યો. |
| ૧૧૯૩ | થાણેશ્વરની લડાઈ. | મહમૂદ ઘોરી તથા પૃથુરાય વચ્ચે. પૃથુરાય પરાજય પામ્યો. |
| ૧૨૯૩ | એલિચપુરની લડાઈ. | એમાં મુસલમાનોએ હિંદુઓને હરાવ્યા. |
| ૧૫૨૬ | પાણીપતની ૩ જી લડાઈ. | બાબર તથા ઈબ્રાહીમ લોદી વચ્ચે. ઈબ્રાહીમ હાર્યો. |
| ૧૫૨૭ | ફતેપુર સિક્રીની લડાઇ. | બાબર તથા મેવાડના રાણા સંગની વચ્ચે. સંગની હાર થઈ. |
| ૧૫૪૦ | કનોજની લડાઈ. | હુમાયુંની તથા શેરખાંની વચ્ચે. હુમાયુંનો પરાજય થયો. |
| ૧૫૫૬ | પાણીપતની ૪ થી લડાઈ. | હેમુ તથા બહેરામખાંની વચ્ચે. પઠાણ ફોજ હારી. |
| ૧૬૫૭ | કાશીની લડાઈ. | દારા અને સુજા વચ્ચે. સુજાની હાર થઈ. |

| વરસ. | લડાઈનાં નામ. | કોની વચ્ચે થઈ અને કોણ હાર્યો. |
| --- | --- | --- |
| ૧૬૫૭ | આગ્રાની લડાઈ. | એમાં ઔરંગજેબે દારાને હરાવ્યો. |
| ૧૬૫૭ | ઉજ્જણની લડાઈ. | એમાં મોરાદ અને ઔરંગજેબે જસવંતસિંધને હરાવ્યો. |
| ૧૬૫૯ | કજવાની લડાઈ. | એમાં આલમગીરે સુજાને હરાવ્યો. |
| ૧૭૧૩ | આગ્રાની લડાઈ. | જહાંદાર શાહની તથા ફરૂખશીયરની વચ્ચે. શાહની હાર થઈ. |
| ૧૭૨૦ | શાહપુરની લડાઈ. | સૈયદ અબદલ્લા તથા નિજામની વચ્ચે. સૈયદની હાર થઇ. |
| ૧૭૨૪ | શક્કરની લડાઈ. | એમાં નિજામ–ઉલ–મુલ્કે મુબારકખાંને હરાવ્યો. |
| ૧૭૩૪ | ડભોઈની લડાઈ. | બાજીરાવ પેશ્વા તથા ત્રિંબકરાવ ડાભાડેની વચ્ચે. ડાભાડે મરાયો. |
| ૧૭૩૮ | કનાલની લડાઈ. | એ લડાઈમાં મુગલાઈ ફોજને નાદિરશાહે હરાવી. |
| ૧૭૪૧ | અંબૂરની લડાઈ. | મરેઠા તથા નવાબ દોસ્ત અલ્લીની વચ્ચે. નવાબ રણમાં પડ્યો. |
| ૧૭૪૬ | મદ્રાસની લડાઈ. | એમાં ફ્રેંચે કર્ણાટકના નવાબને હરાવ્યા. |
| ૧૭૪૮ | સરહિંદની લડાઈ. | એમાં મુગલોએ અહમદશાહ અબદલીને હરાવ્યો. |
| ૧૭૫૦ | ત્રિચિનાપલ્લીની લડાઈ. | એમાં મુજફ્ફરજંગને નાશિરજંગે હરાવ્યો. |
| ૧૭૫૦ | અંબૂરની બીજી લડાઈ. | એમાં ડુપ્લેએ અન્વરૂદ્દીનને હરાવ્યો. |
| ૧૭૫૧ | આર્નીની લડાઈ. | એમાં ક્લૈવે રાજાસાહેબને હરાવ્યો. |

| વરસ. | લડાઈનાં નામ. | કોની વચ્ચે થઈ અને કોણ હાર્યો. |
|---|---|---|
| ૧૭૫૨ | કાવેપાકની લડાઈ. | એમાં ક્લૈવે રાજા સાહેબને તથા ફ્રેંચને હરાવ્યા. |
| ૧૭૫૨ | બાહૂરની લડાઈ. | એમાં મેજર લારેન્સે ફ્રેંચને હરાવ્યા. |
| ૧૭૫૭ | પ્લાસીની લડાઈ. | એમાં ક્લૈવે સુજા–ઉદ–દૌલાને હરાવ્યો. |
| ૧૭૫૯ | વાંદિવાશની લડાઈ. | ઈ. કૂટની તથા લાલી અને બુસ્સીની વચ્ચે. ફ્રેંચ હાર્યા. |
| ૧૭૫૯ | ચિન્સુરાની લડાઈ. | એમાં ઇંગ્રેજે વલંદાને હરાવ્યા. |
| ૧૭૬૦ | ઉદ્ગીરની લડાઈ. | મરેઠાની તથા મુગલોની વચ્ચે. મુગલાઈ ફોજ હારી. |
| ૧૭૬૦ | પટણાની લડાઈ. | ઇંગ્રેજ તથા મીરકાસમની વચ્ચે. મીરકાસમનો પરાજય થયો. |
| ૧૭૬૧ | પાણીપતની પાંચમી લડાઈ. | દુરાની તથા મરેઠી લશ્કરોની વચ્ચે. મરેઠા હાર્યા. |
| ૧૭૬૧ | પટણાની બીજી લડાઈ. | ઇંગ્રેજે મીરકાસમ, સુજા ઉદદૌલા, અને શાહઆલમને હરાવ્યા. |
| ૧૭૬૩ | કતવાની લડાઈ. | એમાં ઇંગ્રેજે મીર કાસમને હરાવ્યો. |
| ૧૭૬૩ | ઘેરીઆની લડાઈ. | ઇંગ્રેજ તથા મીરકાસમની વચ્ચે. ઇંગ્રેજને જીતવું બહુ મુશ્કેલ પડ્યું. |
| ૧૭૬૪ | બકસારની લડાઈ. | મનરોની તથા સુજા ઉદ–દૌલાની વચ્ચે. સુજા–ઉદ–દૌલા હાર્યો. |
| ૧૭૬૪ | કાલ્પીની લડાઈ. | એમાં ઇંગ્રેજે સુજા–ઉદ–દૌલાને તથા મરેઠાને હરાવ્યા. |
| ૧૭૬૭ | અંબૂરની લડાઈ. | એમાં કર્નલ સ્મિથે હૈદરને હરાવ્યો. |

| વરસ. | લડાઈનાં નામ. | કોની વચ્ચે થઈ અને કોણ હાર્યો. |
|---|---|---|
| ૧૭૬૭ | ત્રિનોમાલિની લડાઈ. | કર્નલ સ્મિથે નિઝામની તથા હૈદરની ફોજને હરાવી. |
| ૧૭૬૭ | ચંગમાની લડાઈ. | એમાં ઇંગ્રેજે હૈદરને હરાવ્યો. |
| ૧૭૭૨ | ચેરકુલીની લડાઈ. | હૈદરની અને પેશ્વાની વચ્ચે. હૈદરનો પરાજય થયો. |
| ૧૭૮૦ | પોલીલોરની લડાઈ. | કર્નલ બેલી તથા હૈદરની વચ્ચે. ઇંગ્રેજ હાર્યો. બેલી પકડાયો. |
| ૧૭૮૧ | ચિલાંબ્રમની લડાઈ. | એમાં હૈદરની ફોજે સર ઈ. કૂટને હરાવ્યો. |
| ૧૭૮૧ | પોર્તોનોવોની લડાઈ. | એમાં કૂટ સાહેબે હૈદરને હરાવ્યો. |
| ૧૭૮૧ | પોલીલોરની બીજી લડાઈ. | એમાં કૂટ સાહેબે હૈદરને હરાવ્યો. |
| ૧૭૮૧ | શોલિંગરની લડાઈ. | એમાં કૂટ સાહેબે હૈદરને હરાવ્યો. |
| ૧૭૮૨ | પનિઆનીની લડાઈ. | એમાં ઇંગ્રેજે હૈદરને હરાવ્યો. |
| ૧૭૯૧ | શિમોગાની લડાઇ. | એમાં ઇંગ્રેજે ટિપુને હરાવ્યો. |
| ૧૭૯૧ | અરિકેરાની લડાઈ. | ટિપુ અને લાર્ડ કાર્નવાલિસની વચ્ચે. ટિપુનો પરાજય થયો. |
| ૧૭૯૨ | અજમેરની લડાઇ. | એમાં સિંધિઆએ હોલ્કરને હરાવ્યો. |
| ૧૭૯૫ | કુર્દલાની લડાઈ. | મરેઠા તથા નિઝામની વચ્ચે. નિઝામનો પરાજય થયો. |
| ૧૭૯૯ | માલવેલીની લડાઈ. | ઇંગ્રેજ તથા ટિપુ વચ્ચે. ટિપુની હાર થઈ. |

| વરસ. | લડાઈનાં નામ. | કોની વચ્ચે થઈ અને કોણ હાર્યો. |
|---|---|---|
| ૧૭૯૯ | સદાશિરની લડાઈ. | એમાં ઇંગ્રેજે ટિપુને હરાવ્યો. |
| ૧૭૯૯ | શ્રીરંગપટ્ટણની લડાઈ. | ટિપુની અને ઇંગ્રેજની વચ્ચે. ટિપુની હાર થઈ, અને તે રણમાં પડ્યો. |
| ૧૮૦૧ | ઇંદોરની લડાઇ. | એમાં સિંધિઆએ જસવંતરાવ હોલ્કરને હરાવ્યો. |
| ૧૮૦૧ | પુણાની લડાઈ | એમાં જસવંતરાવ હોલ્કરે પેશ્વા તથા સિંધિઆને હરાવ્યા. |
| ૧૮૦૧ | ઉજ્જણની લડાઈ. | એમાં જસવંતરાવ હોલ્કરે સિંધિઆને હરાવ્યો. |
| ૧૮૦૩ | અસાઈની લડાઈ. | જનરલ વેલસ્લીએ દોલતરાવ તથા રાઘોજીને હરાવ્યા. |
| ૧૮૦૩ | દિલ્હીની લડાઈ. | એમાં જનરલ લેકે સિંધિઆને હરાવ્યો. |
| ૧૮૦૩ | લાસ્વારીની લડાઈ. | એમાં લેકે સિંધિઆને હરાવ્યો. |
| ૧૮૦૩ | આર્ગામની લડાઈ. | એમાં જનરલ વેલસ્લીએ સિંધિઆ તથા ભોંસલેને હરાવ્યા. |
| ૧૮૦૩ | આગ્રાની લડાઈ. | એમાં જનરલ લેકે મરેઠાને હરાવ્યા. |
| ૧૮૦૪ | દિગૂગઢની લડાઈ. | એમાં ફ્રેજર તથા માન્સને જસવંતરાવ હોલ્કરને હરાવ્યો. |
| ૧૮૦૪ | ફરકાબાદની લડાઈ. | એમાં લાર્ડ લેકે હોલ્કરને હરાવ્યો. |
| ૧૮૦૪ | ભરતપુરનો ઘેરો. | ઇંગ્રેજે એ શહેર ઘેર્યું પણ જીતાયું નહિ. |

| વરસ. | લડાઈનાં નામ. | કોની વચ્ચે થઈ અને કોણ હાર્યો. |
|---|---|---|
| ૧૮૧૫ | મલૂનની લડાઈ. | એમાં ઇંગ્રેજે ગૂરખાને હરાવ્યા. |
| ૧૮૧૬ | મકવાનૂપુરની લડાઈ. | એમાં ઇંગ્રેજે ગૂરખાને હરાવ્યા. |
| ૧૮૧૬ | હરિહરપુરની લડાઈ. | એમાં ઇંગ્રેજે ગૂરખાને હરાવ્યા. |
| ૧૮૧૭ | ખડકીની લડાઈ. | એમાં ઇંગ્રેજે પેશ્વા બાજીરાવને હરાવ્યો. |
| ૧૮૧૭ | કોરેગામની લડાઈ. | એ લડાઈમાં ઇંગ્રેજે મરેઠાને હરાવ્યા. |
| ૧૮૧૭ | નાગપુરની લડાઈ. | એમાં ઇંગ્રેજે મરેઠાને હરાવ્યા. |
| ૧૮૧૭ | મહિદ્પુરની લડાઈ. | એમાં સર જે. હિસ્લોપ તથા સર જે. માલ્કમે હોલકરને હરાવ્યો. |
| ૧૮૧૭ | જબલપુરની લડાઈ. | એમાં ઇંગ્રેજે મરેઠાને હરાવ્યા. |
| ૧૮૧૮ | આશટેની લડાઈ. | ઇંગ્રેજની અને ગોખલેની વચ્ચે. ઇંગ્રેજ વિજયી થયા. |
| ૧૮૨૪ | રંગુનની લડાઈ. | એમાં ઇંગ્રેજે બ્રહ્મીઓને હરાવ્યા. |
| ૧૮૨૫ | પ્રોમની લડાઈ. | એમાં ઇંગ્રેજે બ્રહ્મીઓને હરાવ્યા. |
| ૧૮૨૫ | પગામની લડાઈ. | એમાં સર આર્ચિબાલ્ડ કેમ્પબેલે બ્રહ્મીઓને હરાવ્યા. |
| ૧૮૨૭ | ભરતપુરનો બીજો ઘેરો. | ઇંગ્રેજની ફતેહ થઈ. |
| ૧૮૪૦ | પર્વાનની લડાઈ. | એમાં ઇંગ્રેજે દોસ્ત મહમદને હરાવ્યો. |

| વરસ. | લડાઈનાં નામ. | કોની વચ્ચે થઈ અને કોણ હાર્યો. |
|---|---|---|
| ૧૮૪૨ | કંદહારની લડાઇ. | જનરલ નૉટે અફગાનોને હરાવ્યા. |
| ૧૮૪૩ | મિયાનીની લડાઈ. | લાર્ડ નેપીઅરે સિંધના અમીરોને હરાવ્યા. |
| ૧૮૪૩ | હૈદરાબાદની લડાઈ. | એમાં લાર્ડ નેપીયરે સિંધના અમીરોને હરાવ્યા. |
| ૧૮૪૩ | મહારાજપુરની લડાઈ. | લાર્ડ ગાફની તથા સિંધિઆની વચ્ચે. સિંધિયાની હાર થઇ. |
| ૧૮૪૩ | પનીઆરની લડાઈ. | જનરલ ગ્રેની તથા સિંધીઆની વચ્ચે. સિંધિયાનો પરાજય થયો. |
| ૧૮૪૫ | મુદૂકીની લડાઈ. | ગાફ સાહેબની અને શીખ લોકની વચ્ચે. શીખનો પરાજય થયો. |
| ૧૮૪૫ | ફિરોજ શહરની લડાઇ. | ઇંગ્રેજની અને શીખની વચ્ચે. શીખ હાર્યા. |
| ૧૮૪૫ | બદ્દિવાલની લડાઈ. | ઇંગ્રેજની તથા શીખ લોકની વચ્ચે. એમાં ઇંગ્રેજને હાનિ પહોંચી. |
| ૧૮૪૬ | અલિવાલની લડાઈ. | હેનરી સ્મિથની તથા શીખની વચ્ચે. ઇંગ્રેજો વિજયી થયા. |
| ૧૮૪૬ | સોબ્રોનની લડાઈ. | સર હેનરિ સ્મિથે અને સર હ્યુ ગાફે શીખને હરાવ્યા. |
| ૧૮૪૯ | રામનગરની લડાઈ. | લાર્ડ ગાફે શેરસિંગ અને ચતુરસિંગને હરાવ્યા. |
| ૧૮૪૯ | ચિલિઅનવાળાની લડાઈ. | લાર્ડ ગાફની તથા શેરસિંગની વચ્ચે. ઇંગ્રેજને નામનો જય મળ્યો. |
| ૧૮૪૯ | ક્રિનીરીની લડાઈ. | એમાં ઇંગ્રેજોએ શીખને હરાવ્યા. |

| વરસ. | લડાઈનાં નામ. | કોની વચ્ચે થઈ અને કોણ હાર્યો. |
|---|---|---|
| ૧૮૪૯ | સદુસેનની લડાઈ. | એમાં ઇંગ્રેજે શીખને હરાવ્યા. |
| ૧૮૪૯ | ગૂજરાતની લડાઈ. | લાર્ડ ગાફની તથા શીખની વચ્ચે. શીખનો પરાજય થયો. |
| ૧૮૫૨ | રંગુનની લડાઇ. | એમાં ઇંગ્રેજે બ્રહ્મીઓને હરાવ્યા. |
| ૧૮૫૨ | પેગુની લડાઈ. | એમાં ઇંગ્રેજે બ્રહ્મીઓને હરાવ્યા. |
| ૧૮૫૭ | ઇંગ્રેજી બંગાલી ફોજનો બળવો. | બીજે વરસે ઇંગ્રેજની ફતેહ. |

---

# ભરતખંડના ગવર્નર જનરલો.

## સને ૧૭૭૪ થી ૧૮૭૯ સૂધી.

૧ લો. ગવર્નર જનરલ. વારન હેસ્તિંગ્સ. ઇ. સ. ૧૭૭૪–૧૭૮૫.
૨ જો. લાર્ડ કાર્નવાલિસ. ઇ. સ. ૧૭૮૬–૧૭૯૩.
૩ જો. સરજાન શોર. ઇ. સ. ૧૭૯૩–૧૭૯૮.
૪ થો. લાર્ડ વેલેસ્લી. ઇ. સ. ૧૭૯૮–૧૮૦૫.
૫ મો. લાર્ડ કાર્નવાલિસ (બીજીવાર). સરજ્યાર્જ બાર્લો.
ઈ. સ. ૧૮૦૫–૧૮૦૭.
૬ ઠ્ઠો. લાર્ડ મિંટો. ઈ. સ. ૧૮૦૭–૧૮૧૩.
૭ મો. લાર્ડ હેસ્તિંગ્સ. ઈ. સ. ૧૮૧૪–૧૮૨૩.
૮ મો. લાર્ડ આમ્હર્સ્ત. ઈ. સ. ૧૮૨૩–૧૮૨૮.
૯ મો. લાર્ડ વિલ્યમ બેન્તિંક. ઈ. સ. ૧૮૨૮–૧૮૩૫.
૧૦ મો. લાર્ડ આકલાંદ. ઈ. સ. ૧૮૩૬–૧૮૪૨.
૧૧ મો. લાર્ડ એલેન્બરો. ઈ. સ. ૧૮૪૨–૧૮૪૪.
૧૨ મો. લાર્ડ હાર્ડીંગ. ઈ. સ. ૧૮૪૪–૧૮૪૮.
૧૩ મો. લાર્ડ દલહુસી. ઈ. સ. ૧૮૪૮–૧૮૫૬.
૧૪ મો. લાર્ડ કાનિંગ. ઈ. સ. ૧૮૫૬–૧૮૬૧.
૧૫ મો. લાર્ડ એલ્જિન. ઈ. સ. ૧૮૬૨–૧૮૬૩.
૧૬ મો. સરજાન લારેન્સ. ઈ. સ. ૧૮૬૪–૧૮૬૮.
૧૭ મો. લાર્ડ મેયો. ઈ. સ. ૧૮૬૯–૧૮૭૨.
૧૮ મો. લાર્ડ નાર્થબ્રૂક. ઈ. સ. ૧૮૭૨–૧૮૭૬.
૧૯ મો. લાર્ડ લિટન. ઈ. સ. ૧૮૭૬.

# भरतखंडनो इतिहास.

## प्रकरण १ लुं.

### प्राचीन काळ.

આર્ય પ્રજાનું મૂળસ્થાન.—તેનું આ દેશમાં આવવું. પ્રાચીન સંસ્કૃત પુસ્તકો. વેદધર્મ. બોદ્ધમત. તેનો ફેલાવ અને પરાજય. રામાયણની અને ભારતની કથા.

આપણે મોટી આર્ય જાતની શાખા છીએ. એવું ધારવામાં આવ્યું છે કે એ જાતનો મૂળવાસ મધ્ય એશિઆમાં આકસસ નદીના પ્રદેશમાં અને તેની આસપાસના મૂલકમાં હજારો વરસ પર હતો. ત્યાં તેની બોલી વેદની ભાષા કે તેને મળતી કોઈ ભાષા હતી. એ મૂળ ભાષામાંથી સંસ્કૃત, ઝંદ, પ્રાકૃત, ફારસી, ગ્રીક, લાતિન, સ્લાવ ( રૂશ વગેરે ), જર્મન, ફ્રેંચ, ઇંગ્રેજી, અને બીજી કેટલીક બોલીઓ નીકળી.

એ મૂળ રેઠાણમાંથી ઘણા આર્યો યૂરોપમાં જઇ વસ્યા, ઘણાક ઈરાનમાં રહ્યા, અને ઘણા સિંધુ નદીને કાંઠે આવ્યા, અને ત્યાંથી ભરતખંડના બીજા દેશોમાં પ્રસર્યા.* એમ આપણા પૂર્વજો આવ્યા તેવારે અહીં બીજા લોક વસતા હતા તેઓને કાઢીને મૂલકના ધણી થયા. આ બનાવ ક્યારે બન્યો તે જ-

---

* આ બિના એકલી સંસ્કૃત ભાષા ભણેલા આપણા પંડિતો માનતા નથી. તેઓ કહેછે કે આપણે ભરતખંડના અસલ વતની છીએ. આપણે કોઇ બીજા મૂલકમાંથી અહીં આવ્યા છીએ અને આપણે આવ્યા તેવારે બીજી વસ્તી અહીં હતી તેને જીતીને દેશ કબજે કર્યો, એ બિનાનું અનુમાન યૂરોપના ભાષા શાસ્ત્રીઓએ ઘણીક ભાષાઓના અભ્યાસથી ને વેદના કેટલાક મંત્રોના ભાવાર્થ પરથી કર્યુંછે. આપણાં પંડિતો પણ એવો અભ્યાસ કરે તો સત્ય જાણે.

ણાયું નથી. તેઓ શૂરા, બળવાન, પરાક્રમી, અને ખેતી વગેરે થોડાક હુન્નરોથી જાણીતા હતા.

સંસ્કૃતમાં સર્વથી જૂનાં ગ્રંથ છે તેમનું નામ વેદ છે. પ્રાચીન રૂષિઓ દેવોની આરાધના કરતા તે વગેરે એમાં છે. ચાર વેદના પેટામાં બીજાં પુસ્તકો નામે વેદાંગો, ઉપનિષદાદિ છે તેઓ તેનો ખુલાસો તથા વધારો કરનારાં છે. વેદ પછી સૂત્રો અને સ્મૃતિઓ નામે ગ્રંથો રચાયા. એમાં રાજા પ્રજાનાં ધર્મશાસ્ત્રો એટલે કાયદા, તથા બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શૂદ્ર એ ચાર *વર્ણોને કરવાની ક્રિયાઓ લખી છે, તે પરથી તે સમેના લોકની અવસ્થાનું કાંઇક જ્ઞાન થાયછે. એના પછી રામાયણ અને મહાભારત નામે ઈતિહાસના ગ્રંથો, તત્વજ્ઞાનનાં પુસ્તકો, તથા પુરાણો થયાં. સંસ્કૃત ભાષામાં ઘણોજ સુધારો થયો ને વ્યાકરણ, જ્યોતિષ, શિલ્પ, કાવ્ય, વૈદ્યાદિક, ભિન્ન ભિન્ન વિષયોપર પુષ્કળ ગ્રંથો રચાયા.

વેદમાં પ્રથમ ઈંદ્ર, સૂર્ય, અગ્નિ, વાયુ, વરૂણાદિ કેટલાક દેવોની સ્તુતિ પ્રાર્થના છે. ઋષિઓ અગ્નિ સળગાવી તેમાં પશુના ભોગ આપતા અને સોમ નામે કોઈ વનસ્પતિનો માદક રસ, ઘી તથા બીજી વસ્તુઓ હોમતા, અને તેની પ્રસાદી જમતા. આ મૂળ વેદધર્મમાં આગળ ફેરફાર થયો. સૂરજ વગેરે સૃષ્ટિના પદાર્થોના સરજનારનું જ્ઞાન થયાથી તેની સ્તુતિ પ્રાર્થનાના મંત્રો થયા. પશુહિંસાથી કંટાળીને કેટલાક વિદ્વાનો યજ્ઞો કરવાની સામા થયા. તેઓમાં શાકયસિંહ નામે રાજપુત્ર મુખ્ય હતો. એણે ચલાવેલા પંથને બૌદ્ધ માર્ગ કહેછે. રાજ છોડી દઇને તે જતી થયો અને લોકને કહેવા લાગ્યો કે (૧) અજામેધ, અશ્વમેધ, વગેરે હિંસક યજ્ઞ ન કરવા જોઈએ; (૨) પરમેશ્વર નથી ને

* ઊપલી વર્ણવાળા નીચલી વર્ણની કન્યા વરી શકે એવો ધારો હતો. ખાધાથી વટલાય એ વિચાર પાછળથી અધમ કાળમાં ઊઠયો. મૂળમાં ગુણ કર્મ ઉપરથી વર્ણો બની એવું સંભવે છે. ગુણ કર્મ પ્રમાણે વર્ગો બધા દેશોમાં હોયછે, પણ વટલાવાનો વહેમ માત્ર ભરતખંડમાં છે.

જગત્ અનાદિ છે; (૩) મનુસ્મૃતિમાં કહ્યા પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શૂદ્ર એવી ચાર વર્ણો તે કાળે આપણા લોકમાં હતી. એમાં પણ બ્રાહ્મણોની સામે બૌદ્ધ માર્ગ ચલાવનાર શાક્યમુની થયો. તેણે કહ્યું કે સઘળા માણસ સરખા છે, જન્મથી કોઈ ઊંચ નીચ નથી. (૪). ચોથી મોટી વાત તેણે એ કહી કે કર્મ બંધ પડે નહિ ત્યાંસૂધી જન્મમરણથી જીવ છૂટે નહિ, તે વારે વારે માણસ, પશુ, પક્ષી, જંતુ, ને વનસ્પતિમાં જન્મ્યા કરે. (૫) આ સંસાર દુઃખથી ભરેલો છે માટે જન્મમરણથી છૂટવું એ માણસનો મુખ્ય હેતુ છે. (૬) એ હેતુ પાર પાડવાનાં સાધન દયા, દાન, સદાચરણ, મનોનિગ્રહ, અને તપ છે એમ તે સમજાવતો. (૭)-ખાવું પીવું, ધંધો રોજગાર કરવો, વિચાર કરવો, વગેરે બધાં કર્મ તજે ત્યારે નિર્વાણ પામે, એટલે આત્માનો અંત આવે. એના મરણ પછી એનું મત બહુ પ્રસર્યું. તેના ફાંટા ઘણા થયા, ને જે થોડા માણસોને નિર્વાણ પામેલા ગણ્યા તેમની મૂર્તિઓની પૂજા, ઘણાંક વ્રત અને જાત્રા વગેરે વૈદિક કર્મોને બદલે ચાલ્યાં. ઈસ્વી સનની પહેલાં સુમારે સાડી પાંચસેં વરસપર બુદ્ધ થઈ ગયો એવું માનવામાં આવ્યું છે.

ઘણાક બ્રાહ્મણ અને ક્ષત્રી બૌદ્ધમતના જતી થયા. મોટા મોટા રાજા અને લાખો માણસો એ પંથમાં ભળ્યા. બ્રાહ્મણોની સત્તા ઊઠી જવા જેવું થયાથી તેમણે કેટલીક બાબતોમાં ફેરફાર કર્યો. પુરાણોમાં અને મહાત્મ્યોમાં ઘણીક કથા લખી તથા રામકૃષ્ણાદિકની મૂર્તિપૂજા અને પુષ્કળ વ્રતો, જાત્રા, વગેરે બૌદ્ધોનું દેખાદેખી દાખલ કરી નાસ્તિક માર્ગીઓ જોડે ટકર લાધી ને જય પામ્યા. એ ઝઘડામાં ચાર વર્ણો તૂટી સેંકડો નાતો થઈ. બૌદ્ધ ધર્મ ભરતખંડમાં નાશ પામી તિબેટ, બ્રહ્મદેશ, ચીન, વગેરે મૂલકોમાં પ્રસર્યો.

રામાયણ અને મહાભારત એ બે ઈતિહાસ કહેવાયછે, પણ તેઓ મનોરંજક વાર્તા માત્ર છે. ધર્મને અને ગુરૂવર્ગને સહાય

કરે એવી તથા યોદ્ધાને શૂર ચડાવે તેવી અદ્‌ભૂત વાતોથી તેઓ ભરપૂર છે. એમાં વરસવાર હેવાલ લખ્યો નથી. અયોધ્યાના સૂર્યવંશી રાજા દશરથને ચાર કુંવર હતા તેઓમાં રામચંદ્ર વડા હતા. મિથિલાના રાજા જનકને સીતા નામે અતિ સુંદર અને ગુણવાન કુંવરી હતી. તેના લગ્નને માટે જનક રાજાએ સ્વયંવરનો મંડપ રચ્યો, ને તેમાં બહુ ભારે ધનુષ એટલે કામઠું મૂકયું. એ ધનુષને ઉઠાવીને જે ભાંગે તેને સીતા વરે એવો ઠરાવ હતો. દેશદેશના ઘણા રાજા માંડવામાં હતા, પણ તેમાંના કોઈથી તે ઉઠાવાયું નહિ, ત્યારે રામે ઉપાડી તેના કડકા કર્યા, તે પરથી સીતાએ તેને વરમાળ પહેરાવી. જનકે પોતાની બીજી ત્રણ દીકરીઓ રામના ત્રણ ઓરમાન ભાઈઓ વેરે પરણાવી. દશરથ રાજા ઘરડો થવા આવ્યો હતો તેથી તેણે પ્રજાની સલાહ લઈ રામને યુવરાજ એટલે તેના પછી ગાદીએ બેસનાર નીમવાની ગોઠવણ કરવા માંડી. રાજાને ત્રણ રાણીઓ હતી તેમાંની કૈકેઈને અદેખાઈ આવી. આગળ રાજાએ તેને વચન આપેલું કે તું જે માગીશ તે આપીશ. તે યાદ દેવડાવી કૈકેઈએ માગ્યું કે મારા પુત્ર ભરતને યુવરાજ નીમો, ને રામને દેશવટો દો. દશરથને આથી ઘણું માઠું લાગ્યું, પણ તે વચન આપેલું પાળનારો સત્યવાદી રાજા હતો તેથી તેમ કર્યું. ભરતે રાજ્ય લેવાની ના પાડી, પણ રામે કહ્યું કે બાપનું કહ્યું પુત્રે સદા પાળવું જોઈએ. લક્ષ્મણ નામે ભાઈ અને સીતા રામની જોડે ગયાં. શોકથી દશરથ મરણ પામ્યો. ગોદાવરીને તીરે રામ હતા તેવારે લંકાના રાજા રાવણની બેન તેને પરણવા આવી, પણ એક પત્નિ જીવતી છતાં બીજી ન પરણવી જોઈએ એવો તેનો અભિપ્રાય હોવાથી તેણે તે બાઈને પરણવાની ના કહી તેથી રાવણ ગુસ્સે થયો. કેટલાક વખત પછી કોઇ ઠેકાણે રામ ને લક્ષ્મણ હરણ મારવા ગયા હતા તે લાગ સાધી રાવણ સીતાને લઈ ગયો. રાણીને છોડાવવાની તથા રાવણને સજા કરવાની તૈયારી રામ કરતા હતા તેવામાં તેને દક્ષિણ દેશના હનુ-

માન વગેરે બીજા રાજાઓની કુમક મળી. એ રાજાઓ અને તેઓની પ્રજા અનાર્ય અને અસુધરેલી સ્થિતિમાં હશે તેથી રામાયણના કર્તા વાલ્મિકે તેઓને વાંદરાં, રીંછ, વગેરે કહ્યાં હશે એમ સંભવે છે. એ લોકો ઉપર પણ દુષ્ટ રાવણનો ભારે જૂલમ હતો. રાવણનો ભાઈ વિભીષણ ફૂટી રામને માળ્યો. રાવણ, તેનો છોકરો ઇંદ્રજીત, ને તેનો ભાઈ કુંભકરણ લડાઈમાં મૂઆ. રામચંદ્રે જીતેલી લંકા વિભીષણને આપી. પછી અજોધ્યે પધાર્યા ત્યારે ભરતે તેમને રાજ્યાસને બેસાડી બધો અધિકાર સોંપ્યો. રામના વર્ણન ઉપરથી જણાય છે કે તે બહુ સદ્ગુણી રાજા હતા. સીતા, લક્ષ્મણ, અને ભરતનાં લક્ષણ પણ ઉત્તમ હતાં.

રામાયણમાં સૂર્યવંશી રાજાનાં પરાક્રમ વગેરે વર્ણવેલાં છે તેમ ભારતમાં ચંદ્રવંશી રાજાનાં વર્ણવ્યાં છે. એ ગ્રંથના રચનારનું નામ વ્યાસ હતું. ચંદ્રવંશી રાજા ધૃતરાષ્ટ્ર અને પાંડુ નામે બે ભાઈ હસ્તિનાપુરમાં રાજ કરતા હતા. ધૃતરાષ્ટ્ર આંધળો હતો. તેને સો દીકરા હતા તેઓમાંના વડાનું નામ ગ્રંથકર્ત્તાએ દુર્યોધન પાડ્યું છે. પૂર્વજોમાં કુરૂ નામે રાજા થઈ ગયો હતો તે પરથી તેઓ કૌરવ કહેવાતા હતા. પાંડુને પાંચ પુત્ર હતા તેઓનાં નામ યુધિષ્ઠિર, અર્જુન, ભીમ, નકુળ, ને સહદેવ. એ કુંવર બાળક હતા તેવારે પાંડુનું મૃત્યુ થયું તેથી તેઓ કાકાના દરબારમાં ઊછર્યા. તેઓ પાંડવ કહેવાય છે. પોતાના તથા ભાઈના કુંવરોને ભણાવવાને તથા યુદ્ધકળા શિખવવાને રાજાએ દ્રોણ નામે બ્રાહ્મણને રાખ્યો હતો. એ સમયના લોક પરાક્રમી અને ચડતી કળાએ હતા તેથી હાનિકારક બાળલગ્નનો ચાલ તેમનામાં ન હતો. રાજકુમારો ભણી ગણી જુવાનીમાં આવ્યા તેવામાં પાંચાળ દેશના રાજા દ્રુપદે પોતાની કુંવરી દ્રૌપદીને પરણાવવાને સ્વયંવરનાં નોતરાં રાજાઓને મોકલ્યાં. સ્વયંવર કરવાનો ચાલ રાજાઓમાં હતો, પણ દરેક કન્યા તેઓ એ રીતે પરણાવતા નહિ.

એથી લડાઈઓ પણ કોઈવાર થતી. ઊંચે લટકાવેલા મચ્છનું પ્રતિબિંબ પાણીમાં દેખાતું હતું તે પરથી તાકીને મચ્છ વીંધે તેને દ્રૌપદી વરે એવી શરત હતી. એ કામ કૌરવ તથા બીજા કોઇ રાજાથી ન થયું ને અર્જુને કર્યું. દ્રૌપદી પાંચને પરણી.* હસ્તિનાપુરના પિતરાઇઓ વચ્ચે અણબનાવ ચાલતો હતો તે આથી વધ્યો. ટંટો પતાવવાને કાકાએ રાજ્યના બે ભાગ કરી તેમાંનો એક ભાગ પાંચ ભત્રીજાને દીધો. ત્યાં જઈ ઇંદ્રપ્રસ્થ નામે નગર વસાવી પાણ્ડવો રહ્યા. રાજા યુધિષ્ઠિરે રાજસુયજ્ઞ કર્યો તેથી પાણ્ડવો ઘણી મોટાઇ પામ્યા. અદેખા દુર્યોધને યુધિષ્ઠિરને જુગાર રમવાનું કહેણ કહાવ્યું.+ એ નઠારી રમતમાં પાણ્ડવો રાજ્ય હાર્યા, પોતે દાસ થયા, અને છેલ્લે દ્રૌપદીને પણ ગુમાવી. એ વેળા દ્રૌપદીએ પોતાને તથા પોતાના પતિઓને છૂટા કરવાને ધૃતરાષ્ટ્રને અરજ કરી તે તેણે માની. યુધિષ્ઠિર ફરીને રમ્યા તેમાં એવી શરત હતી કે તે હારે તો પાણ્ડવો ૧૨ વરસ વનવાસ કરે ને તેરમે વરસે ગુપ્ત રહે. એમાં પણ તે હાર્યા તેથી પાંચ ભાઇ ને છઠ્ઠી દ્રૌપદી વનમાં ગયાં. આ કોમળ નારી થાકે ત્યારે તેના ધણી તેને ખાંધે બેસાડતા. એમ વહુનું તે કાળે માન હતું. જંગલમાં પાણ્ડવો શીકાર કરીને તથા કંદફળ મળે તેવડે નિર્વાહ કરતા હતા. તેરમે વરસે વિરાટ નગરના રાજાના દરબારમાં વેશ બદલી ગુપ્ત રહ્યા. એમની મા કુંતાના ભાઇ વસુદેવ જાદવના કુંવર કૃષ્ણનો તેમને મોટો આશરો હતો. જાદવોનું રાજ દ્વારકામાં હતું. પાણ્ડવોની તરફથી વષ્ટીએ જઇ દુર્યોધન કને રાજ્યનો ભાગ માગ્યો તે તેણે ના આપ્યો. કૃષ્ણ, દ્રુપદરાજા, તથા બીજા મિત્રોને લઇ પાણ્ડવો લડવા ગયા. કૌરવો પણ

---

* બે કે વધારે ભાઇઓ વચ્ચે એક બાયડીને પરણાવવાનો રીવાજ હજીએ હિમાલયમાં વસનારી કેટલીક જાતોમાં છે.

+ એવાં કહેણ કબૂલ કરવાં જોઇએ, ન કરે તો અપમાન થાય એવી રૂઢી તે વેળા હશે એમ સંભવેછે.

પોતાના મિત્રોને લઈ સામા આવ્યા. કુરૂક્ષેત્રમાં (પાણીપતના રણમાં) ભરતખંડના ઘણા રાજા રજવાડા, કોઈ પાણ્ડવોને પક્ષે ને કોઈ કૌરવોને પક્ષે, એક એકનો સંહાર કરવાને ભેગા થયા. ૧૮ દહાડા જુદ્ધ ચાલ્યું તેમાં બધા કૌરવ અને પાંચ પાણ્ડવ સિવાય બાકીના સર્વ મરણ પામ્યા. પાણ્ડવો રાજ્યના ધણી થયા, પરંતુ તેથી ફૂલાઈ ન જતાં ભાંડુ અને મિત્રોના નાશથી ખેદ પામી ઉદાસ થયા. અભિમન્યુના કુંવર પરિક્ષતને રાજપાટ સોંપી તેઓ હિમાલય પર્વતપર ચઢ્યા ને પરલોક પામ્યા. આ બનાવ આશરે પાંચ હજાર વરસપર બનેલો કહેવાયછે. રામાયણ અને ભારતમાં ઘણીક રસિક અને બોધકારક આડ કથા છે.

---

## प्रकरण २ जुं.

### प्राचीन काळनो इतिहास.

પ્રાચીન ઈતિહાસ—પારસી રાજાની સ્વારી. સિકંદરની સ્વારી. પાટલીપુત્રના નન્દરાજા. મૌર્યવંશી ચંદ્રગુપ્ત. મિત્રગુપ્ત. અશોક અને તેના વંશજ. રાજ્યવ્યવસ્થા. લોકની અવસ્થા. ઈ. સ. પે. ૧૯૫ સૂધી.

રામાયણ અને ભારતના સમય પછી ભરતખંડમાં નાનાં મોટાં ઘણાં રાજ્યો થઈ ગયાં. રાજવંશાવળીઓમાં સૂર્યવંશી અને ચંદ્રવંશી રાજાઓનાં નામ રામાયણ અને ભારતના મહાવીરો સૂધી જઈ પહોંચે છે. બીજાં કુળોની વંશાવળીઓ પણ છે, પરંતુ રાજ્યોની બીજી હકીકત જોઈએ તેવી જડતી નથી. પુરાણોમાં કેટલીક વાતો છે, અને ગ્રીસ દેશના પંડિતો અત્રે આવેલા તેમનાં લખાણ છે. કોતરેલા લેખ તથા સિક્કા હાથ લાગ્યાછે. એ સર્વને સરખાવી કેટલોક ઇતિહાસ જોડાયો છે.

પ્રાચીન કાળમાં પણ અફગાનિસ્તાનની વાટે પરદેશી રાજા

ભરતખંડ ઉપર સ્વારીઓ કરતા. માનવાજોગ ઇતિ-
ઇ. સ. પે. ૫૧૮. હાસમાં નોંધાયલો એવો એક હૂમલો પારસી રાજા
દરવેશ ગુસ્તાસ્પે ઈસ્વી સન પહેલાં સુમારે ૫૧૮ માં
કર્યો હતો. તેણે સિંધુ નદીના કાંઠાઉપરનો કેટલોક મૂલક
જીત્યો ને ત્યાં અમલ કરવાને હાકેમ નીમ્યો. અહીંથી પારસી
રાજાને સોનું પુષ્કળ મળ્યું. પારસી રાજ્ય વશ કરી
ઇ. સ. પે. ૩૨૭ ગ્રીસ દેશનો મહારાજા સિકંદર ઈસ્વી સન પહેલાં
૩૨૭ માં સિંધુને તીરે અટક આગળ ૧૨૦૦૦૦
સિપાઈ સાથે આવ્યો. સિંધુ ને જેલમની વચ્ચે આવેલા મૂલ-
કનો રાજા વગર લડે તેને આધીન થયો. જેલમ નદીથી
દિલ્હી સૂધીના પ્રદેશમાં પૌરવ કુળનો બળવાન રાજા રાજ
કરતો હતો. જેલમને કાંઠે ગૂજરાત ગામ આગળ સિકંદર
આવ્યો ત્યારે પૌરવ રાજાને મોટી ફોજસહિત જૂદ્ધ કરવાને
ઉભેલો તેણે જોયો. ગ્રીક ઇતિહાસમાં લખ્યું છે કે એ રાજા-
ના લશ્કરમાં ૨૦૦ લડવૈયા હાથી, અને ૩૦૦ રથ, તથા પુષ્ક-
ળ સિપાઈ હતા. કાંઠાઉપર મોટી લડાઈ થઈ. પૌરવના બે
કુંવરો રણમાં પડ્યા; તેની સેના બહુ શૂરથી વઢી પણ અંતે હા-
રીને તે પંડે બહાદુરીથી લડતાં પકડાયો. એ શૂરા રાજાને મોટા
દીલના સિકંદરે માન આપ્યું ને રાજ પાછું સોંપ્યું. અહીંથી
ગ્રીક પાદશાહ પૂર્વ ભણી ચાલ્યો, ને ચીનાબ તથા રાવી ન-
દીઓ ઓળંગી સતલજને તીરે આવ્યો. મગધરાજ્યની કીર્તિ
તેણે ઘણી સાંભળી હતી, પણ તે જીતવા જઈ શકાયું નહિ. તેની
ગ્રીક ફોજે આગળ વધવાની ના કહી ને બહુ સમજાવતાં પણ હઠ
છોડી નહિ, ત્યારે સતલજ નદીમાં વહાણો કરાવી તે વાટે સિંધુ
નદમાં ગયો. મુલતાની લોક જોડે લડતાં તે ઘવાણો, પણ આ-
ખરે જય કરી આગળ ચાલ્યો. સિંધુને કાંઠે પાતાળ નગર તેને
તાબે થયું. પછી પોતાની સેનાના કેટલાક ભાગને સમુદ્રમાર્ગે

ઈરાન મોકલીને બાકીની પોતાની જોડે બલૂચિસ્તાનને રસ્તે પાછો લઈ ગયો.

મહાભારતમાં મગધના બળવાન રાજા જરાસંધની વાત છે. તેની ગાદીએ ઘણા રાજા થઈ ગયા. પછી ઈસ્વી સનની પૂર્વે ૫૦૦ થી ૪૭૭ સૂધીમાં બિમ્બિસાર અને અજાતશત્રુ નામે રાજા થયા. એમના વખતમાં બુદ્ધ હતો. અજાતશત્રુથી છઠ્ઠા રાજાનું નામ નંદ હતું. તે નાગકુળનો શૂદ્ર હતો. એના કુળના નવ રાજા થયા તેઓ નંદ કહેવાતા. મગધની રાજ્યધાનીનું નામ પાટલીપુત્ર હતું. ત્યાં નવમો નંદ અમલ કરતો હતો તેવારે સિકંદર પંજાબમાં આવ્યો. આ નંદના અનૌરસ પુત્ર નામે ચંદ્રગુપ્તે સિકંદરના ગયા કેડે પંજાબ દેશ જીતી લીધો. એવામાં મગધમાં બંડ થયું, ને રાજકુટુંબની કતલ થઈ ત્યારે તેણે આવી રાજ્યનો કબજો લીધો. આ જબરો રાજા ઈસ્વી સન પહેલાં ૩૧૫ માં રાજ્યાસને બેઠો. એ અને એના કુળના રાજા મૌર્યવંશી કહેવાય છે.

ઈ. સ. પૂ. ૫૦૦ થી ૪૭૭.

ઈ. સ. પૂ. ૩૧૫.

સિકંદરના મરણ પછી તેના વિશાળ રાજ્યના ભાગ થઈ ગયા. એમાંનો સિરિઆથી સિંધુ લગીનો ભાગ સેલુકસ નામે એક સેનાપતિને હાથ આવ્યો. ચંદ્રગુપ્તના રાજ્ય ઉપર એ સેલુકસે ચઢાઈ કરી, પણ તેમાં તેનું ફાવ્યું નહિ ને બેઉ વચ્ચે કરાર થયા તેને પેટે સેલુકસે પોતાની કુંવરી ચંદ્રગુપ્તને દીધી, તથા સિંધુનદની પૂર્વના તમામ મૂલક ઉપરથી પોતાનો દાવો ઉઠાવ્યો. આ લાભને બદલે મગધના મહારાજે તેને ૫૦ હાથી આપ્યા. એમ દોસ્તી થયા પછી એ યવનરાજાનો એક કારભારી મગધ દરબારમાં આવી રહ્યો.

ચંદ્રગુપ્તના સમયમાં ભરતખંડમાં સ્વતંત્ર રાજ્યો ઘણાં હતાં. એમાંનાં ઉત્તરે આવેલાં એટલે હિંદુસ્થાનમાંનાં ઘણાંખરાં એણે અને એના પછી એના કુંવર મિત્રગુપ્તે વશ કર્યાં. બાકીનાં

એટલે દક્ષિણમાંનાં રાજ્યો તેના પૌત્ર અશોકે જીત્યાં. ૨૪ વરસ રાજ્ય કરી ઈ. સ. પે. ૨૯૧ માં પ્રતાપી રાજાધિરાજ ચંદ્રગુપ્ત મરણ પામ્યો. એની પાછળ એનો દીકરો મિત્રગુપ્ત ગાદીએ બેઠો. મિત્રગુપ્તનું બીજું નામ બિંદુસાર હતું. તે પણ પોતાના બાપના જેવો પરાક્રમી હતો. ૨૮ વરસ અમલ ચલાવી ઈ. સ. પે. ૨૬૩ માં બિંદુસાર મૂઓ, તેવારે તેનો કુમાર અશોક ગાદીપતિ થયો. પ્રિયદર્શી એવું ઉપનામ ધારણ કરી અશોકે ૪૦ વરસ મોટા જશથી રાજ્ય કર્યું. આ મહાન્ રાજા અફગાનિસ્તાન અને આખો ભરતખંડ જીતી મહારાજાધિરાજ થયો. એનો કાળ ઈ. સ. પે. ૨૨૩ માં થયા કેડે એના ત્રણ કુંવરોએ રાજ્યના ત્રણ હિસ્સા કરી લીધા ને ઈ. સ. પે. ૧૯૫ સૂધીમાં એના વંશમાં સાત રાજા થયા. ત્યારપછી મગધનું રાજ્ય બીજા કુળને હાથ ગયું.

ઈ. સ. પે. ૨૯૧.

પાટલીપુત્ર નગર તે હાલનું પટના કે પ્રયાગ ( અલાહબાદ ) એ નક્કી જણાતું નથી. ગ્રીક ઈતિહાસકર્તા લખેછે કે તે બહુ મોટું ને સમૃદ્ધિવાન શહેર હતું. તેના ઊંચા કોટને ૫૭૦ બૂરજ અને ૬૪ દરવાજા હતા. ચંદ્રગુપ્તના સમયમાં આખા ભરતખંડમાં ૧૧૮ સ્વતંત્ર રાજ્યો હતાં તે બધાં એણે અને એના વંશજોએ વશ કર્યાં. વશ કર્યાં એટલે ખંડણી આપી એનો હૂકમ પાળે તેવાં કર્યાં. એ વેળા શૂદ્રોનું દાસત્વ ગયું હતું, પણ બાકીનો જ્ઞાતિભેદ મનુસ્મૃતિ પ્રમાણે હતો. બ્રાહ્મણો અને જોગીઓ એ કાળે બહુ સખ્ત તપ કરતા. લોક ઉદ્યોગી અને ધનવાન હતા. મોટાં શહેરો અને બંદરો ઘણાં હતાં ને તેઓમાં હુનર અને વેપાર મસ હતા. વિદ્યામાં ભરતખંડના આર્યો પૃથ્વીની બીજી કોઈ પ્રજાથી પાછળ ન હતા. એક ધોતીયું પહેરવાનો ને એક ઓઢવાનો ચાલ હતો ; અંગરખાં, બંડી, વગેરે સીવેલાં લૂગડાં પહેરવાનો ચાલ ન હતો. દરજીનો હુનર ઝાઝો ન હતો, પણ વણવાના, રંગવાના, લુહાર, સૂતાર વગેરેના બીજા હુનરો હતા.

એતી હાલ છે તેવી સ્થિતિમાં ઘણું કરીને હતી. સમુદ્રમાર્ગે વેપાર કરવાને લોક જતા અને સ્યામ તથા જાવામાં આપણા લોકની વસ્તી થઇ હતી.

સ્ત્રીઓની અવસ્થા પણ મનુસ્મૃતિમાં કહ્યા પ્રમાણે હતી. જનાનાનો કે લાજ કરવાનો રીવાજ ન હતો. બાળલગ્ન ન હતાં. બાયડીઓ ભરથારની ને ભરથાર ન હોય તો બીજા વાલીની આજ્ઞામાં રહેતી, પણ તેમને યોગ્ય માન મળતું. તેમના ભરણપોષણને માટે વાજબી ધારા હતા. સતી થવાનો ચાલ નીકળ્યો હતો, પણ ક્વચિત કોઇજ થતી.

પોલીસનો બંદોબસ્ત સારો હતો તેથી લોકના જાનમાલનું રક્ષણ જોઇએ તેવું થતું. દીવાની ફોજદારી ઇનસાફ પંચની મારફતે રાજા અને તેના કારભારીઓ કરતા. રાજવહીવટની રીત મનુસ્મૃતિમાં લખીછે તેવી હતી દરેક ગામ નાનું સરખું પ્રજાસત્તાક રાજ્ય હતું. ગામનો બંદોબસ્ત રાખનાર તથા ઉપજ સરકારમાં ભરનાર અમલદાર મુખી પટેલ હતા. તેઓની નોકરી વંશપરંપરા હતી, પણ ન્યાય પંચના કહેવા પ્રમાણે, ને બીજાં કામ ગામલોકને પૂછીને કરતા, પરંતુ તેઓ સરકારી નોકર ગણાતા. પગારને બદલે તેમને જમીન હતી. સો સો ગામનાં પરગણાં હતાં, તે પરગણાંના ઉપરી અધિકારી જોડે પટેલો ગામની જમાબંદીનો આંકડો ઠેરવતા; ગામમાંથી ઊઘરાવી ભરવાના જવાબદાર તેઓ હતા. એમાંના દશ દશ તાલુકાને માથે એક કામદાર હતો. ન્યાય તથા કારભાર કરનારા ઘણું કરીને બ્રાહ્મણ હતા, પણ રાજાઓમાં કેટલાક શૂદ્ર રાજા થયા હતા. પાટલીપુત્રના નંદરાજા શૂદ્ર હતા. બ્રાહ્મણો વિદ્યા ભણી ધર્મગુરૂનું કામ કરતા; પૈસા કમાવવાને બીજો રોજગાર નહોતા કરતા, અને સંસાર વહેવારમાં ઓછા ભળતા. એશિયાની બીજી પ્રજાઓથી તે કાળે આપણા લોક વધારે સુધરેલા, ચતુર, ને શૂરા હતા. સિકંદર અને તેની ગ્રીક ફોજને ઇરાન તથા

બીજા દેશો કરતાં આ દેશમાં વધવું વધારે મુશ્કેલ જણાયું. અહીંના સ્વાર, રથ, હાથી ને પ્યાદલની બહાદુરી તથા કૌશલ્યથી તેમને વધારે હાનિ થઇ. ચંદ્રગુપ્તને લાભકારી કરાર સેલુકસે કર્યા તેનું કારણ આજ હતું. વળી તેઓ સદ્ગુણી હતા. સત્ય બોલનારા, ધંધા રોજગારમાં પ્રમાણિક, રીતભાતે અને સ્વભાવે સાદા, શાંત, ઉદ્યોગી, ને નિર્વ્યસની હતા. લેણદેણની ફર્યાદ સરકારમાં થોડીજ આવતી. બાપનું કે પોતાનું દેવું આપી રણમાંથી છૂટવું એ ધર્મ ગણાતો.

બૌદ્ધ મતનું બળ દિવસે દિવસે વધતું ગયું. ઘણાં વિદ્વાન બ્રાહ્મણ, ક્ષત્રી, અને રાજા તેમાં ભળ્યા. મહારાજા અશોકે તેનું માન બહુ વધાર્યું. જાહેર રીતે તેણે તે માર્ગ સ્વીકાર્યો, અને પોતાના અમલના ૧૭ મા વરસમાં તેને રાજ્યનો સ્પષ્ટ આશ્રય આપ્યો. વેદમાર્ગીઓને પીડા કરી નહીં, ને કોઈને બળાત્કારે પોતાનું મત મનાવ્યું નહિ, પણ રાજધન વગેરેથી બૌદ્ધ માર્ગને બહુ ઉત્તેજન આપ્યું. મગધ દેશની પાલી ભાષામાં એ ધર્મનાં પુસ્તકો લખાયાં તેથી સંસ્કૃત નહિ ભણેલા લાખો માણસો તે વાંચી શક્યા. ભરતખંડના જુદા જુદા પ્રાંતોના પર્વતોમાં કોતરેલા અશોકના લેખ છે.* તેમાં બૌદ્ધ ધર્મના નિયમો, ન્યાય કરવાના ધારા, દેહાંતદંડની મનાઇ, વગેરે આજ્ઞાઓ છે. પ્રજા પાળવામાં ને દેશ સુધારવામાં અશોક ઘણો વખણાયો છે. રસ્તા, ધર્મશાળા; તળાવ, કૂવા, દેરાં, વગેરે લોકોપયોગી કામમાં બહુ નાણાં ખરચ્યાં. તિબેટ, બ્રહ્મદેશ, શ્યામ, ચીન,

---

* એ લેખોમાંના ઘણા પ્રખ્યાત સોરઠના ગીરનારમાં છે; પેશાવરના કપુર્દી ગિરિ ઉપર, તથા દિલ્હી અને પ્રયાગ આગળ સ્તંભો ઉપર છે. તેઓ બધા પાલી બોલીમાં છે. સંસ્કૃત ભાષામાંથી પાંચ પ્રાકૃત બોલીઓ થઈ તેઓનાં નામ,—૧ પાલી કે માગધી, ૨ પૈશાચી, ૩ મહારાષ્ટ્રી, ૪ સૌરસેની, ૫ અપભ્રંશ. એ જુની પાંચ પ્રાકૃતમાંથી મહારાષ્ટ્રથી હિમાલય સૂધી હાલમાં બોલાતી બોલીઓ નીકળી. ૧ હિંદી અને તેની શાખાઓ જેવી કે ઉર્દુ કે હિંદુસ્થાની, વૃજ, કનોજી, પૂર્બી, માળવી, મેવાડી, મારવાડી, વગેરે; ૨ બંગાળી, ૩ પંજાબી, ૪ સિંધી, ૫ ગૂજરાતી, ૬ મરાઠી, વગેરે.

જાવા, સિંહલદ્વીપ વગેરે દેશોમાં બૌદ્ધ ધર્મનો ઉપદેશ કરવાને જતીઓને મોકલ્યા, તેથી એ પંથ ત્યાં ફેલાયો. યૂરોપમાં પણ એ ધર્મ દાખલ કરવાનો પ્રયત્ન કર્યો, પણ તે પાર પડ્યો નહિ. ગ્રીક (યવન) રાજ્યો જોડે, તથા મિસરના રાજા જોડે વહેવાર ચલાવી ત્યાંના શીલ્પી વગેરે હુનરો ભરતખંડમાં આણ્યા.

મૌર્યવંશની આખરે બૌદ્ધમતની ભરતખંડમાં પડતી થઈ. બ્રાહ્મણધર્મ લોકમાં અને રાજાઓમાં ફરીને પ્રબળ થવા લાગ્યો. તેનું જોર વધતાં વધતાં એટલું વધ્યું કે હિમાલયથી કન્યાકુમારી અને બ્રહ્મપુત્રથી સિંધુ સૂધી બૌદ્ધધર્મી કોઈ રહ્યું નહિ. બૌદ્ધ મતને મળતો જૈન મત છે. તોપણ શાવકો જાતિભેદ પાળેછે, ને વેદ તથા પુરાણોના દેવોનો ઈનકાર કરતા નથી, પણ મહાવીરસ્વામી, પારસનાથ વગેરે ૨૪ તિર્થંકરોને એ દેવોથી શ્રેષ્ઠ માનેછે. એ તિર્થંકરોનેજ પરમેશ્વર કહેછે, અને તેમને માત્ર પૂજેછે. બૌદ્ધની પેઠે હિંસા નહિ કરવી એ મુખ્ય ધર્મ; એમને પાળવાને અપવાસ અને નિયમો ઘણા છે. તેઓ જગતૂને અનાદિ માને છે. જગતૂકર્તા કે નિયંતા નથી. પણ કર્મમાં તેનાં ફળ ઉત્પન્ન કરવાની શક્તિ રહેલી છે માટે કર્મ કરે ત્યાંસૂધી જન્મમરણ થાય; કર્મ ન કરે એટલે આત્મા નિર્વાણ પામે એવું તેઓ માનેછે. ૨૪ માણસ નિર્વાણ પામ્યા છે એમ તેઓ માનેછે, અને તેઓને તિર્થંકર કહેછે. છેલ્લા તિર્થંકરનું નામ મહાવીર સ્વામી હતું. એનો જન્મ આજથી સુમારે સાડી બાવીસેં વરસપર થયો હતો. જૈન મત ઈ. સ. ૬૦૦ થી આશરે ૧૨૦૦ સૂધી ચડતીપર હતો. ગૂજરાત અને દક્ષિણમાં તેનું જોર વધારે હતું. એમાં પણ મોટા પંડિતો ને ગ્રંથકારો થઈ ગયા છે. ઈ. સ. ૧૨૦૦ પછી તેની પડતી થઈ. બ્રાહ્મણ, વૈષ્ણવ અને શૈવી મત માનનારાની જોડે સરખાવતાં જૈનની સંખ્યા હાલ ઘણી નાની છે.

---

# प्रकरण ३ जुं.

## मध्यकाळ.

હિંદુસ્થાનનાં મોટાં રાજ્યો. દક્ષિણનાં મોટાં રાજ્યો.

અસલ આપણા લોકનું નામ આર્ય હતું, પણ હાલ પરદેશીઓનું પાડેલું હિંદુ નામ પ્રખ્યાત થઈ ગયું છે. સિંધુને કાંઠે વસનારા લોકને ફારસી બોલીમાં હિંદુ કહ્યા છે. એ હિંદુ નામ આપણા સંસ્કૃત ગ્રંથકારોએ કબૂલ રાખ્યું નથી, પણ તે હાલ સ્થાપન થઈ ચૂકયું છે. સિંધુ ઓળંગી દેશ જીતતા જેઓ ગંગાને જમનાને તીરે આવ્યા તેમણે ત્યાંના બધા પ્રાંતોનું સામટું નામ હિંદુસ્થાન (તેમની બોલીમાં સ્થાનને સ્તાન કહેછે તે પરથી હિંદુસ્તાન) પાડ્યું. એ નામ પણ સંસ્કૃત ગ્રંથોમાં નથી. તથાપિ મુગલ પાદશાહોના અમલમાં છેક નર્મદા લગીના ભાગનું એ નામ પડ્યું.

મગધ રાજ્યની પડતી થયા પછી હિંદુસ્થાનમાં ઘણાંક મોટાં રાજ્યો થયાં. તેઓમાંનું વખતે કોઈ આસપાસનાં રાજ્યોને તાબે કરી વધારે બળવાન થતું ત્યારે ત્યાંના રાજા રાજાધિરાજ કહેવાતા.

મૌર્ય રાજાનું બળ નરમ પડ્યા કેડે પંજાબ, સિંધ, અને ગૂજરાતમાં બાકૂત્રિઆના* ગ્રીક રાજ્યનો અમલ થયલો સંભવેછે. એ રાજ્યની હદ માલૂમ પડી નથી. એ રાજ્યને પાર્થીઆના શક લોકે જીતી લીધું. એ શક લોક તુર્ક હતા, ને બૌદ્ધધર્મી હશે એમ સંભવેછે. એ તુર્ક રાજ્યને બ્રાહ્મણ ધર્મ માનનારા રજપૂત લોકે જીતી લીધું. એ રજપૂતોની રાજ્યધાની પ્રથમ કાબૂલ શહેરમાં હતી. આગળ તેમણે પાછા હઠી લાહોરને પાટ નગર કર્યું. મહમદ ગીજનવીની સામા લાહોરના રાજા વઢ્યા તે આ કુળના હતા.

---

* બલખ શહેર એ બાકૂત્રિઆની રાજધાની હતી.

પાંડવના સમયમાં મથુરાંથી નાશી આવેલા જાદવ કુળના ક્ષત્રી રાજા ગૂજરાતમાં રાજ કરતા હતા; પણ બધો સૌરાષ્ટ્ર દેશ તેમના કબજામાં નહિ હોય એવું સંભવેછે, કેમકે બાણાસુર, ભિમક, વગેરે રાજાઓ જોડે જાદવોને લડાઈઓ થયાની વાતો લખીછે. ત્યારપછી અશોકના વખત સૂધી કોણ રાજકર્તા હતા તે જાણવામાં નથી. અશોકને તાબે સોરઠ સુદ્ધાંત ગૂજરાત દેશ હતો. ત્યારપછી બાકૂત્રિઆના રાજાને આધીન રહી શાહ વંશને હાથ રાજ્ય હતું. આગળ તેઓ સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યા. ગુપ્ત કુળના રજપૂતોએ એ રાજ્ય જીતી પોતાની રાજ્યધાની વલ્લભીપુરમાં કરી. વલ્લભી રાજ્યનો નાશ થયા પછી ચાવડા કુળના રાજપુત્રોને હાથ દેશ આવ્યો. ચાવડા પછી સોલંકી, ને સોલંકી પછી વાઘેલા રાજાઓએ અમલ કર્યો.*

મગધ દેશમાં મૌર્યવંશની પછી શૃંગા કુળના રાજા થયા તેમણે ઈ. સ. પૂ. ૮૬ સૂધી અમલ કર્યો. પછી કન્વા વંશે ઈ. સ. ૩૧ લગી રાજ્ય કર્યું. એ સમયમાં હિંદુસ્થાનના બીજા પ્રાંતો એ રાજથી સ્વતંત્ર થઈ ગયા હતા. મિથિલાના રાજા, ગૌડ (બંગાળ)ના રાજા, કનોજના રાજા, અને અયોધ્યાના રાજા પોતપોતાના મૂલકમાં સ્વતંત્રપણે અમલ કરતા હતા. એ રાજ્યોની સહાયથી ત્યાં બ્રાહ્મણોએ બૌદ્ધ મતને ખંડન કર્યો. કન્વાની કેડે અગ્નિકુળની આંધ્ર નામે મોટી શાખાને હાથ ભરતખંડનો ઘણો ભાગ આવ્યો. મગધ, માળવા, વરંગુળાદિ ઘણા દેશોમાં તેમનું રાજ્ય થયું. ઈ. સ. ૪૩૬ સૂધી તેમનાં રાજ્યો આબાદીએ હતાં, ને કેટલાંક મુસલમાની વખતની શરૂઆત સૂધી ટકી રહ્યાં.

આંધ્ર રજપૂતોની પરમાર શાખા વધારે બળવાન થઈ. એનું રાજ્ય માળવામાં હતું. બહુ કીર્તિ પામેલો ઉજ્જણનો વિક્રમરાજા

* ગૂજરાતનો ઈતિહાસ જુઓ.

(વિક્રમાદિત્ય) પરમાર હતો. એ રાજા ઈ. સ. પે. ૫૬–૫૭ માં ગાદીએ બેઠો. વિક્રમ સંવત એ વરસથી ચાલ્યો.* એ મોટો પ્રતાપી રાજા હતો. શક નામે તુરાની જાતના બળવાન લડવૈયા લોક ભરતખંડના પશ્ચિમ દેશો તાબે કરી પ્રજાને દમતા હતા તેઓને હરાવી એ મહાન્ રાજાએ કહાડી મૂક્યા ને આખા ખંડનો મહારાજાધિરાજ થયો. લોકની અવસ્થા સુધારવાને અને વિદ્યાનો વધારો કરવાને આ સુધરેલા મહારાજાએ ઘણી કોશીશ કરી. મહાકવિ કાલિદાસ વગેરે વિદ્વાન કવિઓ તથા અનેક શાસ્ત્રો ભણેલા પંડિતો એના દરબારમાં આશ્રય પામ્યા, તેમણે એના નામને અને એની કીર્તિને અમર કરીછે. એના અમલમાં પ્રજા સમૃદ્ધિવાન્ ને સુખી થઈ. એ રાજા એટલો દયાળુ અને પરોપકારી હતો કે તે અદ્યાપિ પરદુઃખભંજન વિક્રમ કહેવાયછે. વિક્રમ ચરિત્રમાં ઘણી કહાણીઓ છે. એ પુસ્તક અસલ સંસ્કૃતમાં હોવાથી તેનું ભાષાન્તર ગૂજરાતી કવિતામાં સામળે કર્યું છે. કેટલાક મુલકમાં તેઓનો અમલ ઘણા વરસ રહ્યો. વિક્રમ પછી માળવામાં ઘણા રાજા થયા તેઓમાં ભોજ ઘણો પ્રખ્યાત છે. આપણા ૧ લા ભીમના વખતમાં એ ધારાનગરીમાં રાજ કરતો હતો. એણે પણ વિદ્યાને બહુ ઉત્તેજન દઈ પોતાનું નામ અમર કર્યું. એના પૌત્ર યશોવરમાનને આપણા પ્રતાપી મહારાજા સિદ્ધરાજે જીતી માળવાને ખંડિયું રાજ કર્યું હતું. ત્યારપછી કેટલેક વરસે તે દેશ પાછો સ્વતંત્ર થયો. ઈ. સ. ૧૨૩૧ માં મુસલમાન પાદશાહે દેશ વશ કર્યો ત્યાંસૂધી એ કુળના રાજા માળવામાં રાજ કરતા હતા.

ઈ. સ. પે. ૫૬ કે ૫૭.

* ઈસ્વી સનમાં ૫૬ કે ૫૭ ઉમેરવાથી વિક્રમ સંવતનું વરસ માલૂમ પડેછે. એ સાલ આપણા દેશમાં ચાલેછે માટે શિક્ષકે આ ચોપડી શીખવતાં ઈ. સ. ની જોડે મોટા બનાવો સંબંધી વિક્રમ સંવત શીખવવો. આપણા ગ્રંથોમાં વિક્રમ સંવતજ હોવો જોઇએ. કેટલીક અડચણને લીધે આ પોથીમાં તેમ થઇ શક્યું નથી.

ગુપ્ત વંશની રાઠોર શાખાને હાથ કનોજનું રાજ્ય ઈ. સ. ૪૭૦ માં આવ્યું. મુસલમાન આવ્યા ત્યારે રાઠોર રાજાને હાથ એ દેશ હતો. ઇ. સ. ૧૧૯૩ માં મુસલમાનથી હારી તેઓ મારવાડમાં જઈ વસ્યા. જોધપુરનું રાજ્ય તેમણે સ્થાપ્યું તે હજી ચાલેછે.

બંગાળામાં મહાભારતના સમયથી ઈ. સ. ૧૨૦૩ માં મુસલમાન આવ્યા ત્યારસૂધી ચાર રાજવંશ થયેલા કહેવાય છે. એમાંના ત્રીજાનું નામ પાલ હતું. એ કુળનો અમલ ઇસ્વી સનના નવમા સૈકાથી અગીઆરમા સૈકાસૂધી હતો. એમનો બૌદ્ધ ધર્મ હતો. એમનામાંનો દેવપાળ દેવ (સુમારે ૯ મા સૈકામાં) બીજા દેશો જીતી રાજાધિરાજ કહેવાયો હતો.

આ કાળમાં બૌદ્ધ સંપ્રદાયની પડતી થઈ હતી; પરંતુ હજુ તેનો વિનાશ થયો નહતો. કુમારિલ ભટે અને શંકરાચાર્યે આઠમા કે નવમા સૈકામાં દક્ષિણમાંથી તે પંથનો નાશ કર્યો, પરંતુ હિંદુસ્થાનમાં તે ૧૧ મા સૈકાલગી હતો. કેટલાક ચીના પંડિત ઇ. સનના ૪ થાથી ૧૦ મા સૈકાસૂધીમાં જાત્રા કરવાને આવેલા તેમણે એ સમયનું વર્ણન કર્યુંછે. તેમણે લખ્યું છે કે એ વેળા જાવામાં બ્રાહ્મણ હતા, ને બ્રાહ્મણધર્મ ત્યાંના લોક પાળતા. કાશમીરમાં ગોનાર્દ વંશના બૌદ્ધ ધર્મી રાજાની પછી કૃત્ય કુળના વેદધર્મી રાજા થયા હતા, તેમનો અમલ સિંધુતલક હતો. સાતમા સૈકાને મધ્યભાગે કનોજ ૧૬ મૈલ લંબાઈનું વિશાળ શહેર હતું. ત્યાં શિલાદિત્ય નામે જોરાવર બૌદ્ધમાર્ગી રાજા હતો. એ શિલાદિત્યે હિંદુસ્થાનના રાજાઓને જીત્યા હતા, પણ મહારાષ્ટ્રનો રાજા જીતાયો ન હતો. પ્રયાગ બ્રાહ્મણને હાથ હતું. પાટલિપુત્ર ખંડેર થઇ ગયું હતું. મગધ રાજમાં બૌદ્ધોનું જોર હતું. માળવામાં પણ જબરૂં રાજ્ય હતું. ત્યાંના રાજાનું નામ પણ શિલાદિત્ય હતું, તે બૌદ્ધ ધર્મને આશરો આપતો. વલ્લભીપુરમાં બૌદ્ધધર્મી રાજા હતો, ને તે માળવા તથા

કનોજના રાજાનો સગો હતો. ઉજ્જણનો રાજા બ્રાહ્મણ ધર્મનો હતો. જ્ઞાતિભેદ એ વેળા મનાતો હતો. લોક સદાચરણી ને આબાદીમાં હતા.

મુસલમાન ધર્મી રાજા હૂમલા કરવા લાગ્યા તેવારે અને તે પહેલાં કેટલાંક સૈકાંમાં નર્મદાની ઉત્તરે હિમાલય સૂધી છ મોટાં રાજ્યો હતાં. એમાંના હરકોઇને આધીન બીજાં પુષ્કળ નાનાં રાજ્યો હતાં. વખતે એ છમાંનું કોઇ બાકીનાં મોટાં નાનાં તમામને માથે થતું. એમ જે રાજ્ય સર્વોપરી થાય તેનો અધિપતિ રાજાધિરાજ કહેવાતો. રાજાઓ સંપ કરી એકઠા મળે અને રાજસભામાં કોઈને રાજાધિરાજ નીમે એવો કાયદો ન હતો. એ પદવી લડાઇઓ કરી મેળવતા. જ્યારે કોઇ ભૂપતિ મહાબુદ્ધિવાન ને પરાક્રમી નીકળે, અને બીજાં સાધનો તેના કને હોય ત્યારે તે બીજા રાજ્યો ઉપર સ્વારીઓ કરી જય પામી ખંડણી લેતા, ને પોતાનું ઉપરીપણું કબૂલ કરાવતો. જીતેલા રાજાનો બધો દેશ ખાલસા કરી લેવાનો રીવાજ ન હતો. એ છ રાજ્યોનાં નામ—૧ પંજાબનું રાજ્ય, ૨ દિલ્હીનું રાજ્ય, ૩ કનોજનું રાજ્ય, ૪ બંગાળાનું રાજ્ય, ૫ મેવાડનું રાજ્ય, ૬ ગૂજરાતનું રાજ્ય.

**૧ પંજાબનું રાજ્ય.**—મુસલમાનો આવ્યા તેવારે એ રાજ્ય મોટું હતું. એના શિક્કાની એક મેર આખલાનો આકાર ને બીજી મેર ઘોડેસ્વારનો આકાર હતો, તેપરથી ઇતિહાસમાં એ રાજ્યકુળનું નામ અશ્વનંદી વંશ પડ્યું છે.

**૬ ગૂજરાતનું રાજ્ય.**—એનું પાટનગર અણહિલવાડ હતું. નામાંકિત સિદ્ધરાજ, કુમારપાળ, અને બીજા પ્રતાપી રાજાના સમયમાં એ રાજ્યની આણ દક્ષિણે કોંકણ અને કોલાપુર સૂધી, પૂર્વે માળવા દેશમાં, દક્ષિણે હિંદીમહાસાગરથી ઉત્તરે મોટા રણ સૂધી, અને પશ્ચિમે સિંધુથી મેવાડ સૂધી ફરતી. બાકીનાં રાજ્યો વિષે આગળ આવશે.

**દક્ષિણનાં રાજ્યો.**—હાલના આખા મદ્રાસ ઈલાકાની અને મુંબાઈ ઈલાકાની છેક દક્ષિણ મૂલકની વસ્તીનો મોટો ભાગ અનાર્ય છે એવું યૂરોપના વિદ્વાનો તે લોકની બોલી ઉપરથી ધારેછે; ને બ્રાહ્મણ, ક્ષત્રી, વગેરે આર્ય લોક ત્યાં હાલ છે તેઓ ઉત્તરેથી આવી વસ્યા છે ને તેમણે બ્રાહ્મણધર્મમાં લોકને લીધા. સંસ્કૃત ગ્રંથોમાં એ મૂલકને દ્રાવિડ દેશ કહ્યો છે. દ્રાવિડ દેશની મૂળ વસ્તી (આર્યો ત્યાં ગયા પહેલાંની) તુરાની હતી. એ લોક ઈ. સ. પહેલાં ૧૦૦૦ વરસપર સુધરેલી સ્થિતિમાં હશે એવું ધારવાને કારણો છે. ત્યાં તામિલ, તેલુગુ, મલિઆમ, કાનડી, વગેરે ભાષાઓ ચાલેછે. એ દેશો ઉપર પહેલી સ્વારી અયોધ્યાના રામે કરીને લંકા જીતી; પછી મગધના ચંદ્રગુપ્તે કરી. ત્યાર પછી કાશ્મીરના ગોનાર્દકુળના રાજા મેઘવાહને કરી. પછી બંગાળાના દેવપાળ દેવે કરી. દક્ષિણનાં સર્વ રાજકુળો પોતાના પૂર્વજો ઉત્તરેથી આવ્યા એમ માનેછે. લોકમાં ચાલતી કહાણીઓમાં એવું માન્યું છે કે અગસ્ત ઋષિએ એ ભાગમાં વિદ્યા, હુનર, અને સુધારો દાખલ કર્યો. આગળ દક્ષિણના લોક ખેતી, હુનર અને વિદ્યામાં વખાણવા જોગ સ્થિતિમાં આવ્યા.

ઇ સ. પહેલાં સુમારે ૫૦૦ વરસપર મધુપુરી (મદુરા) માં પાંડ્ય વંશના રાજા રાજ કરતા હતા. એ રાજ્ય દક્ષિણને છેડે હતું. તેનો વિસ્તાર મોટો હતો. અયોધ્યાથી આવેલા કોઈ વૈશ્ય જાતિના પાંડ્ય નામે પુરૂષે એ રાજ્ય સ્થાપ્યું હતું. ઈસ્વી સનના છેક ૧૧ મા સૈકાસૂધી તે હતું.

કાંચી (કાંચીપુરમ કે કંજીવરમ) એ બીજા મોટા બળવાન રાજ્યની રાજધાની હતી. અહિં ચોળ વંશના રાજા રાજ કરતા હતા. એનો મૂળ પુરૂષ પણ હિંદુસ્થાનમાંથી આવ્યો હતો. ઈ. સ. પહેલાં ૩૫૦ થી તે નબળું પડી જઈ બીજાં

રાજ્યોને આધીન રહ્યું. એ વેળા તેની રાજ્યધાની તાંજોરમાં થઈ. અંતે તેનું તાંજોરનું મરાઠી રાજ્ય બન્યું.

ત્રાવણકોર, મલબાર, અને મ્હૈસૂરનો આથમણો ભાગ મળી એક રાજ્ય બન્યું હતું, ને તેમાં ચેરા કુળના રાજા ઇ. સનના ૧ લા સૈકાથી ૧૦ મા સૈકા લગી અમલ કરતા હતા. એમનું બળ નબળું પડી જવાથી રાજ્યમાં ભંગાણ પડ્યું. ઉત્તર મ્હૈસૂરમાં દ્વારસમુદ્ર નામે નગરમાં રજપૂત રાજ્ય થયું હતું. ત્યાંના રાજા પ્રથમ શ્રાવકનો ધર્મ પાળતા. અને ૧૧૩૩ માં ત્યાંના વિષ્ણુવર્દ્ધમાન નામે રાજાને રામાનુજ સ્વામીએ વૈષ્ણવ કર્યો, ત્યારપછીના રાજા તે માર્ગી થયા. ઇ. સ. ૧૩૧૦ માં મુસલમાનોએ એ રાજનો અંત આણ્યો.

ગોદાવરીને કાંઠે પૈઠણ નગરમાં ઇ. સ. ૭૭ માં શાલિવાહન નામે મોટો રાજા થયો. એ શાલિવાહનનો શક દક્ષિણમાં હજી ચાલેછે, ને આપણા જોશીઓ પણ પંચાંગ, જન્મોત્રી, વગેરેમાં લખેછે. એ શૂદ્ર રાજા કુંભારનો છોકરો હતો, પણ બ્રાહ્મણોને તેણે બૌદ્ધોના જૂલમથી છોડાવ્યા માટે બ્રાહ્મણોએ તેની કીર્તિ ઘણી ફેલાવીને તેનો શક ચલાવ્યો.

હાલ જે પ્રદેશમાં નિજામનું રાજ્ય છે તેના પશ્ચિમ ભાગમાં કલ્યાણ કરીને મોટી નગરી હતી તેમાં ચાલુક્ય (સોલંકી) રાજા રાજ કરતા હતા. એ રાજપુત્રોએ ઈ. સનના ૨૫૦ વરસને સુમારે અયોધ્યા દેશથી આવી એ રાજ્ય સ્થાપ્યું. ત્યારપછી કેટલેક વરસે તેઓ બહુ બળવાન થવાથી દક્ષિણનાં બીજાં રાજ્યો તેમની આજ્ઞામાં હતાં ને કલ્યાણીના મહીપતિઓ તેવારે રાજાધિરાજ મનાતા. તેઓ જૈન મતને આશરો આપતા. એ રાજ્ય ઇ. સ. ૧૧૮૨ માં નાશ પામ્યું. ત્યારપછી એ મૂલકમાં બસાપ્પા નામે બ્રાહ્મણે લિંગાયત પંથ ઉઠાવ્યો. બ્રાહ્મણ અને જૈન બંને તેની સામા થયા તેમ છતાં તે ઘણો પ્રસર્યો, ને હજી ચાલેછે. હવે એ દેશ દેવગઢના જા-

દવોને હાથ આવ્યો. ગૂજરાત મુસલમાનને હાથ ગઈ તેવારે આપણો કરણ વાઘેલો એ રાજ્યના રક્ષણમાં જઈ રહ્યો હતો. એ દેવગઢનું નામ હાલ દોલતાબાદ છે.

દક્ષિણ દેશની પૂર્વ કોરે વરંગુળનું મોટું રાજ્ય હતું. એ વરંગુળ શહેર હૈદરાવાદથી આશરે ૮ મૈલપર હતું. મગધના કોઈ આંધ્રકુળના રાજાએ એ દેશ વશ કર્યો, તે પરથી તેને આંધ્રરાજ્ય પણ કહેતા.

હિંદુસ્થાન અને દક્ષિણની વચ્ચેના પૂર્વ કાંઠા ઉપર આવેલા ઓઢીઆ પ્રાંતમાં કેસરી વંશના રાજા ઈ. સ. ૧૧૩૧ સૂધી રાજ કરતા હતા. કટકમાં ગજપતિ રાજા સને ૧૫૬૮ સૂધી હતા, અને તમલુક કે મેદનીપુરની પાસે ગંગા વંશના રાજાનું રાજ્ય હતું.

---

## પ્રકરણ ૪ થું.

### મુસલમાનોના હૂમલા.

મુસલમાની ધર્મની ઉત્પત્તિ, અને ફેલાવ. સિંધ ઉપર સ્વારી. પંજાબ ઉપર સ્વારીઓ. ગીજનીના સુલતાન મહમુદની હિંદ ઉપર સ્વારીઓ. મહમુદ ગોરી કે શાહબુદ્દીનની સ્વારીઓ. ઈ. સને ૬૨૨ થી ૧૨૦૫ સૂધી.

**મુસલમાની ધર્મની ઉત્પત્તિ, અને ફેલાવ.**—મુસલમાની ધર્મની ઉત્પત્તિ અરબસ્તાનમાં થઈ. હજરત મહંમદે મક્કામાં ઉપદેશ કરી પોતાનું મત ચલાવવા માંડયું તેવારે ઘણા આદમીએ ગુસ્સો કરી તેમની હત્યા કરવાનો વિચાર કર્યો. એ વાત જાણી પેગમ્બર ત્યાંથી ઈ. સ. ૬૨૨ માં નાશીને મદીને ગયા. એ વખતથી મુસલમાની સનેનો આરંભ થયો. નાસવાને અરબી ભાષામાં હીજરી કહેછે તેપરથી એ હીજરી સને કહેવાયછે. પેગમ્બરને એક દેવને

ઈ. સન. ૬૨૨.

માનવાનું લોકને શીખવ્યું. એનો મૂળ અને મુખ્ય સિદ્ધાંત આ હતો.—"ला इलाह इल्लाल्लाह मुहम्मदुर्रसूलुल्लाह". ભાવાર્થ—'પરમેશ્વર બહુ નથી, એકજ પરમેશ્વર છે, પરમેશ્વરનો પેગમ્બર મહંમદ છે.' અગ્નિ, સૂરજ, ચંદ્ર, નક્ષત્ર, વગેરે સૃષ્ટિના પદાર્થો તથા મૂર્ત્તિ પૂજવાની મના કરી, ને બધા મુસલમાનને ભાઈ ગણવાને ફરમાવ્યું. આ નવા પંથને રાજબળ અને મારથી છૂંદી નાખવાનો પ્રયત્ન સામાવાળીઆએ કર્યો. મહંમદ અને તેના ચેલા સામા લડ્યા ને ફતેહ પામ્યા. પેગમ્બરનાં બુદ્ધિબળ, ઉત્સાહ, અને આગ્રહથી મુસલમાનની સંખ્યા ઉતાવળે વધી. ધર્મને માટે રણમાં પડે તે સ્વર્ગે જાય, અને બીજાને મુસલમાન ધર્મમાં લેવામાં મોટું પુણ્ય છે એમ શિખવેથી નવા માર્ગનો ફેલાવો મુસલમાનો ઘણી ઉલટથી કરવા લાગ્યા. આખા અરબસ્તાનમાં તે થોડા વરસમાં સ્થાપન થયો. તે દેશના બધા રાજા પેગમ્બરને તાબે થયા, તથા તેના પંથમાં ભળ્યા. ત્યારપછી આસપાસના સઘળા દેશોના લોકને નવા ધર્મમાં દાખલ કરવાને આખું અરબસ્તાન ઊલટ્યું. આરબોને ધર્મનો જુસ્સો ચડ્યો. જે હોંસ અને જુસ્સો પેગમ્બરમાં હતો તે તેણે આરબોમાં આણ્યાં. બીજા દેશના પાદશાહો ઉપર પત્ર લખી પેગમ્બર સાહેબે તેમને મુસલમાન થવાનો બોધ કર્યો. એ વેળા સુધી અરબો કાંઈ ગણત્રીમાં નહતા, અને હાલ જે વિકાર તેમનામાં થયો હતો તે કોઈના જાણવામાં ન હતો, માટે નવા પંથીઓની કોઇએ દરકાર કરી નહિ. બીજા દેશોના લોક જોડે વઢી તેમને મુસલમાની ધર્મમાં આણવામાં રાજ મળે, ધન મળે, જમીન મળે; પણ આરંભમાં મુસલમાનો તેથી લોભાયા નહતા; તેઓને કેવળ ધર્મનું ઝનૂન ચડયું હતું. પેગમ્બરની પાછળ તેની ગાદીએ તેના શિષ્યો એક પછી એક બેઠા. તેઓ ખલીફા કહેવાતા. તેઓ ઘણાજ સાદા ને ઉમંગી હતા. સો વરસ નહિ થયાં એટલામાં મુસલમાની ધર્મ અને રાજ્ય સિરિયા,

મિસર, ને ઉત્તર આફ્રિકામાં સ્થાપન થયાં. પૂર્વમાં ઈરાન, તુર્કસ્તાન, અને અફગાનિસ્તાનમાં તેની સ્થાપના થઈ. અગ્નિ-પૂજક પારસી ધર્મ, અને ઘણાક મૂર્તિપૂજક ધર્મો તેને અટ-કાવી શકયા નહિ, પણ હિંદુ ધર્મે તેને ખાળ્યો. ભરતખંડમાં મુ-સલમાની રાજ્ય થયું, પણ લોક મુસલમાન થયા નહિ. પરાક્રમી મુસલમાનો દિગ્વિજય કરતા ભરતખંડની થડમાં આવ્યા, તોપણ તે વેળાના રાજ્યકર્તાઓએ ચેતી બચાવની તૈયારી કરેલી જ-ણાતી નથી. અજ્ઞાન, વહેમ, ને મદાંધ હોઈ બીજા દેશોમાં શું બનેછે તેની ખબર નહિ રાખ્યાથી જુઓ કેવાં માઠાં ફળ થયા !

સમુદ્રવાટે અને જમીનવાટે કેટલીક નાની સ્વારીઓ મુ-સલમાનોએ કરી; પણ તેમાં ટકી શકયા નહિ; હાથમાં આવે તે લૂટી પાછા જવું પડતું. બસરાના સૂબાએ ઇ. સને ૭૧૨ માં મહમૂદ કાશીમ નામે ચતુર પણ અતિ નિર્દય સરદારને સિંધ ઉપર હૂમલો કરવાને મોકલ્યો. એ વેળા ત્યાં દાહીર નામે રજપૂત રાજાનો અમલ હતો ને તેની રાજધાનીનું નામ દેવલ હતું એમ મુસલમાન ઇતિહાસમાં લખ્યું છે. કરાંચીને ઠામે તે હશે એમ સંભવેછે. હૈદરાવાદનું નામ નિરૂન, સક્કર બક્કર આગળ અલોર, મુલતાનાદિ મોટાં શહેરો એ રાજ્યમાં હતાં. દેવળનગરને લૂટી તેની વસ્તીને દુષ્ટ કાસમે કતલ કરી. મોટું જુદ્ધ થયું તેમાં દાહીર પડયો, ને કાસમે રાજ્યનાં શહેરોને લૂટી દેશની માઠી દશા કરી. તેના પાપનું ફળ તેને ઉતાવળે મળ્યું. જેણે તેને સેનાપતિ ઠરાવી મો-કલ્યો હતો તે હકિમનું મરણ થવાથી તેને ઠામે બીજો થયો તેણે કાસમને બરતર્ફ કરી મારી નંખાવ્યો. ત્યાર પછી રજપૂતોએ કેટલાંક વરસમાં દેશ પાછો જીતી લીધો. ઈ. સન ૭૧૨.

બુખારાના કોઈ સુલતાનને અલપ્તગીન નામે ગૂલામ હ-તો તેણે અફગાનિસ્તાનના ગીજની શહેરમાં સ્વતંત્ર ત્યાર

સ્થાપ્યું હતું. અલપ્તગીનની પાછળ તેનો દાસ ને જમાઈ સુબક્તગીન તેના રાજ્યનો ધણી થયો. એ ગૂલામ સુલતાન તેના સસરાથી સરસ નીકળ્યો. તેણે બલૂચિસ્તાન, એશિયાઈ તુર્કસ્તાન, વગેરે મૂલકો જીતી રાજ્યનો વધારો કર્યો. એ વેળા પંજાબમાં જયપાળ નામે અશ્વનંદી વંશનો રાજા રાજ કરતો હતો, ને તેનું પાટનગર લાહોર હતું. ગીજનવી સુલતાનની ફોજ લૂટફાટ કરતી પેશાવર સૂધી આવી (સને ૯૭૭). તેને અટકાવવાને જયપાળ સામો ગયો પણ જય પામ્યો નહિં. એઉએ ફરી મળવાની તૈયારી કરી. પંજાબપતિએ દિલ્હી, અજમેર, કાલીંજર, અને કનોજના રાજાને પોતાની કુમકે બોલાવ્યા. મોટી લડાઈ થઈ તેમાં રજપૂત સેના હારી. સુલતાન લૂટથીજ રાજી થઈ પાછો ગયો.

ઈ. સને ૯૭૭.

આ જુદ્ધમાં જે અવલોકન રજપૂત સરદારોએ ન કર્યું તે સુલતાનના પરાક્રમી દાસીપુત્ર મહમૂદે કર્યું. મુસલમાન લશ્કરના સિપાઈઓની સંખ્યા કરતાં હિંદુ લડવૈયાની સંખ્યા ઘણી મોટી છતાં તેઓ જીતી શકતા નથી તેનાં કારણ તે શોધવા લાગ્યો. બાપના મરણપછી સુલતાન થયો તેવારે રજપૂતોના નબળાઈનો લાભ તેણે પૂરો લીધો. હિંદુસ્તાનની લક્ષ્મી લૂટવાના લોભથી અને હિંદુઓની મૂર્તિઓ ભાંગવાના તથા તેમને મુસલમાન કરવાના પુણ્યથી તે અને તેના સિપાઈઓ ઉસકેરાયા, ને તેથી હિંદુરાજા પ્રજાના ભોગ માળ્યા. મહમૂદે ઘણીક સ્વારીઓ કરી બહુ હાનિ કરી. બેસુમાર ધન લઈ ગયો, લાખો આદમીને પકડીને વટાળ્યાં ને વેચ્યાં; તથા લાખો માણસ માર્યા ગયા. ૧ લી સ્વારી ઈ. સ. ૧૦૦૧ માં કરી. પેશાવર આગળ જયપાળને હરાવી પકડ્યો ને ખંડણી કબૂલ કરાવી છોડી દીધો. રાજા આ વેળા ઘરડો થયો હતો; તેનાથી આ અપમાન સહન થયું નહિ તેથી ટીલાટ આનંદપાળને રાજ્યાસને બેસાડી પંડે બળી મૂઓ વિજયરાય

ઈ. સને ૧૦૦૧.

ફરીને ભાટીઆના રાજાએ ખંડણી અટકાવી માટે મહમૂદ વળી સને ૧૦૦૪ માં આવ્યો. લડાઈ થઇ તેમાં રજપૂતોએ બહાદુરીથી વઢી સાંજસૂધી હલ્લા પાછા વાળ્યા, પણ અંતે છેલ્લા હલ્લામાં તેઓ પાછા હઠ્યા. વિજયરાયે ઘણા શૂરથી પોતાનો બચાવ કર્યો, પણ ક્ષત્રીય વર્ગ સિવાય બાકીની પ્રજા વઢવામાં કામ લાગે નહિ તેથી તે વર્ગ ખૂટ્યો એટલે શત્રુને હાથ દેશ જતો. આખરે મહમૂદે તેનો મૂલક જીતી લીધો. સને ૧૦૦૯ માં આનંદપાળે ઝઘડો ઉઠાવ્યો. એ વેળા હિંદુસ્તાનના બીજા રાજા તેની મદદે આવ્યા હતા. અટકથી કેટલાક ગાઉ ઉપર વૈહિંદગઢ આગળ સંગ્રામ થયો તેમાં મુસલમાનો બહુ હણાયા પણ છેલ્લે જીત્યા. ત્યાંથી મહમૂદ નગરકોટ (હાલ કાંગ્રહગઢ બીઆસને કાંઠે હિમાલયમાં) ગયો. ત્યાંનાં દહેરાંમાંથી તેને પુષ્કળ દ્રવ્ય માળ્યું. બીજાં કેટલાંક નગરો ને દેવસ્થાનો પણ લૂટ્યાં ને ત્યાંની મૂર્તિઓને તોડી. જમના અને સરસ્વતીની વચ્ચેના પ્રદેશમાં થાણેશ્વરનું મોટું ધામ હતું તે લૂટવા થોડે વરસે આવ્યો. એ સ્વારીમાં પણ તેને સોનું, રૂપું ને ઝવેર મસ માળ્યાં, ને બે લાખ કેદી પકડાયા. જેમ વધારે મળવા લાગ્યું તેમ લોભ વધતો ગયો. એપછી કાસ્મીર જીતતાં માર ખાઈ પાછા જવું પડ્યું. એ પરાજયથી મહમૂદ હિમ્મત હાર્યો નહિ. સને ૧૦૧૯ માં તે મોટી સેના લઈ કનોજ ઉપર ચડ્યો. ત્યાંનો મહારાજ વઢ્યા વિના શરણે ગયો. તેની પાસેથી ધન લીધું, પણ તેની પ્રજાને પીડી નહિ. અહીંથી ઊપડી સુલતાન મીરત ગયો. ત્યાંનો રાજા પણ તાબે થયો. અહીંથી મથુરામાં આવ્યો. ભાવિક વૈષ્ણવોએ ઘણાં નાણાં ખરચી મોટાં શોભાયમાન મંદિરો બંધાવ્યાં હતા, ને તેઓમાં સોના- ઈ. સને ૧૦૧૯. રૂપાની કૃષ્ણાદિ દેવોની મૂર્ત્તિઓ બેસાડી હતી. એ મૂર્ત્તિઓને હીરા વગેરે રત્નો જડેલાં હતાં ને શણગાર પણ લા-

ઓ રૂપિઆનો કરાવ્યો હતો. એ સર્વ મહમૂદે લૂટી લીધું, ને કેટલાંક મંદિરોને પાડી નાખ્યાં. કેટલાંકની સુંદરતા જોઇ આશ્ચર્ય પામી તેઓને રહેવા દીધાં. એ દેખી તેને રૂપાળી ઈમારતો બાંધવાનો શોક થયો. મથુરા નગરને વીસ દિવસ લૂટાવ્યું ને હજારો માણસને પકડી ગૂલામ કર્યાં. પાછા જતાં જે રાજા સામા થયા તેમને જીતીને ગીજની ગયો. કનોજનો રાજા લડ્યા વિના મહમૂદને વશ થયો માટે કલીંજરના રાજાએ તેના ઉપર સ્વારી કરી તેને માર્યો. એ સાંભળી સને ૧૦૨૨ માં મહમૂદે કલીંજરના રાજ્યઉપર ચડાઈ કરી. એ વેળા લાહોરની ગાદીએ આનંદપાળનો કુંવર બીજો જયપાળ હતો તેણે કલીંજરને મદદ કરી માટે તેનું રાજ લઈ મહમૂદે ખાલસા કર્યું કાશ્મીર જીતવાનો બીજો પ્રયત્ન અફળ ગયા પછી કલીંજર અને ગ્વાલીઅરના રાજાઓને જીતવાને સુલતાન પાછો આવ્યો તેવારે તેઓએ તેને ધન આપી સંતોષ્યો. પછી ગૂજરાતપર ધાડ આવી. મહમૂદ મુલતાનપર થઈને મોટા રણની વાટે અણહિલ્લપુર આવ્યો. ઈ. સ. ૧૦૨૪. રાજ્યધાની છોડી રાજા ભીમ જતો રહ્યો. સુલતાન ત્યાંથી સોમનાથ ભણી ગયો. પોતાની ફોજ લઈ ભીમ તેની પૂઠે પડયો. સોમેશ્વરના દહેરાની આસપાસ જબરો કોટ હતો તેમાં આજુબાજુના ઠાકોરોએ ભરાઈ દેવલનો બચાવ કર્યો. તેમણે ત્રણ દિવસ લગી મુસલમાનોના છાપા પાછા વાળ્યા. ચોથે દહાડે ગૂર્જર રાજાએ આવી ભારે જુદ્ધ મચાવ્યું, ને કેટલોક જય મેળવ્યો, પણ અંતે મુસલમાન જીત્યા. મહમૂદે દહેરામાં પેશી શિવલિંગને તોડ્યું ને દેરૂં લૂટી પાછો અણહિલ્લવાડમાં આવ્યો. અહીં થોડો વખત રહી રણવાટે સિંધ ગયો. માર્ગમાં પાણીની તંગીથી તેની ફોજને બહુ પીડા થઈ. તેની મોટી સ્વારીઓમાં આ છેલ્લી હતી. આ સુલતાનને તેના સ્વદેશી અને સ્વધર્મી ઈતિહાસકર્તા વખાણે તેમાં નવાઈ નથી; ન્યાય અન્યાયનો વિચાર કર્યાવિના

ઈ. સન ૧૦૨૪.

લોક વિજયી રાજાને સારો ગણેછે, પણ વાસ્તવિક જોતાં મહ-મૂદ જેવા કેર કરનારા રાજા મોટા પીડક અને પાપી છે. ગામ લૂટવાને નાના ચોર આવેછે, તેમ દેશ લૂટવાને મોટા ચોર આવેછે. એના અપરાધમાં નાના મોટા ઉપરાંત બીજો ભેદ નથી. જે રાજામાં વિશેષ બુદ્ધિબળ અને પરાક્રમી સ્વભાવ હોય તેણે દેશો ઉજડ કરવા, લોકને લૂટવા, ગૂલામ કરવા, ને મારીનાખવામાં તેનો ઉપયોગ ન કરતાં માણસ જાતનું ભલું કરવામાં તેઓને વાપરવાં જોઈએ.

ગીજનીના મહમૂદની મોટી ધાડોપરથી હિંદુસ્થાની રાજા પ્ર-જાએ શિખામણ લેવી જોઈતી હતી. લાહોરના રાજા આનંદ-પાળને સ્વદેશાભિમાન હતું એમ સંભવેછે, કેમકે તેણે દેશી રાજ્યની લાજ જાળવવાને ઘણો પ્રયાસ કર્યો. તે સમયના બી-જા રાજાઓના લક્ષમાં એ વાત જોઈએ તેવી ઉતરેલી જણાતી નથી. પંજાબનું રાજ્ય મુસલમાનોને કબજે ગયું, તેઓ છેક થડમાં આવ્યા, ને તેમનું વલણ કેવું છે એ સ્પષ્ટ થયા પછી પણ રજપૂત રાજાઓએ ચેતી પોતાનાં રાજ્યોનું રક્ષણ કરવાને જોઈએ તેવી તૈયારી ને સંપ કરેલો જણાતો નથી. અનેક કાર-ણોને લીધે ભરતખંડનાં રાજ્યો પરાક્રમહીન અને નબળાં થઈ ગયાં હતાં. તેનું પરિણામ એ થયું કે મહમૂદના જેવો બી-જો પરાક્રમી સુલતાન ઘોરી વંશમાં થયો તેને હાથ દેશ ગયો. રાજપુત્રો રાજ ખોઈ પાયમાલ થઈ ગયા, અને પ્રજાની ખ-રાબી થઈ. મહમૂદની પછી ગીજનીની ગાદીએ તેના વંશજો આવ્યા તેઓ માંહોમાંહે વઢી નાશ પામ્યા. એક પછી એક પ્રાંત ખોતાં આખરે પંજાબ માત્ર તેમને કબજે રહ્યો. કેટલીક વાર તેઓ લૂટતા લૂટતા કાશીસૂધી જતા. રજપૂત રાજાઓ પણ તેમની પાસેથી પંજાબ જીતી લેવાને મથ્યા, પરંતુ ઈ. સ. ૧૧૮૬ માં મહમૂદ ઘોરીએ પંજાબ દેશ જીતી લીધો ત્યાંસૂધી તે તેમને હાથ રહ્યો. ગીજનીનું રાજ્ય નબળું પડ્યું તેવામાં

ગીજની અને હેરાતની વચ્ચે આવેલા ઘોર નામે ડુંગરી મૂલકનું રાજ્ય જોરાવર થયું. ત્યાંના સુલતાને ગીજની શહેર જીતી સાત દહાડા સૂધી લૂટાવ્યું, ને મહમૂદે જેવી અવદશા મથુરાં વગેરે હિંદુ નગરોની કરી હતી તેવી તેના શહેરની ઘોરી સુલતાને કરી. ઈ. સ. ૧૧૭૩ માં મહમૂદ ઘોરી (શાહબુદ્દીન ઘોરી) ગીજનીની ગાદીએ બેઠો. ત્યારપછી તેણે મુલતાન શહેર વશ કર્યું ને ગૂજરાતપર ચઢી આવ્યો, પણ બાળ મૂળરાજના કાકા ભીમદેવને હાથે માર ખાઈ પાછો ગયો.

ઈ. સન ૧૧૭૩.

ઈ. સ. ૧૧૯૧ માં તેણે હિંદુસ્થાનઉપર સ્વારી કરી. અજમેરના ચોહાણ રાજા સોમેશ્વરનો શૂરો કુંવર પૃથુરાજ તેની સામે લડવા ગયો. સ્વદેશની આબરૂ આ વેળા તેણે જાળવી. થાણેશ્વર આગળ ઘોરી શાહની સેનાની મીટ્ટી દાણાદાણ કરી નાખી. પૃથુરાજ ચતુર શૂરવીર હતો. જો તે વેળા દેશમાં કુસંપ નહોત તો તેના જીવતાં સૂધી મુસલમાનો તેના રાજ્યના ધણી થવા પામત નહિ. દિલ્હીના તુંવાર રાજાને કુંવર નહતો, બે કુંવરીઓ હતી. એમાંની એક તેણે અજમેરના સોમેશ્વરને દીધી હતી, ને બીજીને કનોજના રાઠોડ રાજા વેરે પરણાવી હતી. એમાંની અજમેરવાળીનો કુંવર પૃથુરાજ, ને કનોજવાળીનો કુંવર જયચંદ, એ બેની વચ્ચે દિલ્હીના રાજવિષે વાંધો હતો. રાજ્યના ભાગ ન પાડતાં દિલ્હીના રાજાએ પૃથુરાજ એકલાને ગાદી આપી. આ કામ ડહાપણ ભરેલું હતું. એથી દિલ્હી અને અજમેરનું બળ એકઠું થયું તે હિંદુસ્તાનને લાભકારી હતું. પણ કનોજના જયચંદને પાલવ્યું નહિ, તેથી તેણે પોતાના મસીઆઈ ભાઈસાથે લડાઈ જોડી. એથી બેઉ નબળા પડ્યા. સ્વાર્થ અને અદેખાઈને લીધે સંકટના સમયમાં પણ સ્વદેશના લાભને વિસાર્યો તેનાં કેવાં માઠાં ફળ થયાં તે આપણે હમણા જોઈશું. કમનસીબ હિંદને ડુબાવવાને આ કુસંપ પૂ-

રતો નહોય તેમ ગૂજરાતના રાજા ભોળા ભીમ જોડે પૃથુરાજને કજીઓ ઊઠયો. એનાં લશ્કરોએ એકએકનો સંહાર કરી રજપૂતોને નબળા પાડ્યા. અજ્ઞાન અને વહેમનો વાંક પણ ખરો. અફ્ગાનિસ્તાનમાં શું ચાલેછે તેથી એ રાજાઓ જાણીતા રહેતા હોત તો વધારે સાવચેત રહેત એમ સંભવેછે, પરંતુ ત્યાં જતાં વટલાવવાનો વહેમ હતો. એવી હાલતમાં હતા તેવારે ઘોરી સુલતાન સને ૧૧૯૩ માં ફરીને બહુ બળવાન ફોજ લઈને પાછો આવ્યો. થાણેશ્વરના રણમાં વળી જંગ મચ્યો. ગરાસીઆ પાછી પાની કરી નાઠા. ઘણા રાજપુત્રો રણમાં પડ્યા. મરવું ભલું પણ નાસવું નહિ એવો નિશ્ચય કરી શૂરો પૃથુરાય અંતલગી લડયો. મુસલમાન સ્વારોએ તેને જીવતો ઝાલ્યો. જુવો હવે સુધરેલા મહાનૂ સિકંદર અને આ જંગલી ઘોરી પાદશાહમાં કેટલો બધો ફેર હતો! પંજાબનો પૌરવ રાજા ઘણી બહાદુરીથી સિકંદરની સામા લડતાં પકડાયો. તે રાજાએ પોતાનો ધર્મ બરોબર બજાવ્યો માટે સિકંદરે તેનું સન્માન કર્યું. શૂરવીર પૃથુરાજ પોતાની ફરજ બજાવતાં પકડાયો તેને આ જંગલી સુલતાને કતલ કર્યો. આ પરાજય પછી રાજપુત્રો પઠાણ લશ્કરની સામા ટકી શકયા નહિ. ઘોરીશાહ અજમેર સૂધી બિન હરકતે ગયો. તે નગર લડયા વગર શરણે આવ્યું, તથાપિ તે નિર્દય કસાઈએ તેના રહેવાસીઓને લૂટયા ને મારી નાખ્યા. પૃથુરાયના કોઈ અનૌરસ છોકરાને અજમેરનો તાબેદાર રાજા ઠરાવી, તથા કુતુબુદ્દીન નામે તેનો ચતુર અને બહાદુર ગૂલામ હતો તેને હિંદુસ્થાનનો સૂબેદાર ઠરાવી તે સ્વદેશ ગયો. એ સૂબેદારે દિલ્હીમાં રાજ્યધાની કરી, ને બીજાં શહેરો જીત્યાં. બીજે વરસે ઘોરી સુલતાને આવી કનોજના રાજા જયચંદરાયને હરાવી તેનો દેશ જીતી લીધો, ને કાશી જઈ ત્યાંનાં દહેરાં ભાંગી તથા શિવલિંગો અને મૂર્ત્તિઓને તોડી શહેરો અને ગામડાં લૂંટયાં. બીજાં હિંદુ રાજ્યો

ઈ. સને ૧૧૯૩.

જીતવાનું કામ કુતુબુદ્દીન અને બીજા સરદારોને સોંપી તે ગીજ-ની ગયો. એમણે ઘણાં રાજ્યો જીતી કબજે કર્યાં. સુલતાને ઠરાવેલા રાજાને અજમેરની ગાદીએથી ઉઠાડી ત્યાંના ઠાકોરો-એ બીજો રાજા નીમ્યો. કુતુબુદ્દીન આગલાની મદદે આવ્યો, ને તેના વેરીઓને હઠાવી તેને પાછો ગાદીએ બેસાડ્યો, તથા તેના રક્ષણને માટે મુસલમાન ફોજ ત્યાં રાખી. અજમેરથી તે ગૂજરાત ઉપર ચઢ્યો, ને ભીમદેવને હરાવી દેશ તાબે કરતો હ-તો તેવામાં તેના ધણીએ દિલ્હી જવાને ફરમાવ્યું. એપછી તેણે ગ્વાલિયરનો કિલ્લો લાંબી મુદત સૂધી ઘેરો ઘાલીને લીધો. ત્યાર-કેડે બીજીવાર ગૂજરાતમાં અણહિલ્લપુર લીધું, પરંતુ એ રાજ્ય ઝાઝીવાર તેને હાથ રહ્યું નહિ. કેટલેક વરસે ગક્ખર નામે પહાડી લોકે બળવો કર્યો, લાહોર લીધું, ને પંજાબ લૂટ્યું. એમને સજા કરવાને ઘોરી સુલતાન આવ્યો. બંડખોરો હાર્યા

ઈ. સને ૧૨૦૫. ને તેઓમાંના ઘણાક મુસલમાન થયા. પણ કેટલાકે ખાર રાખી રાત્રે ઓચિન્તા તેના તંબુમાં ઘૂસી તેનો ઘાત કર્યો ( સને ૧૨૦૫ ). એમ હિંદુસ્થાનનો આ પહેલો મુસલમાન પાદશાહ મૂઓ.

---

## प्रकरण ५ मुं.

## मुसलमानी राज्य.

દિલ્હીના અફગાન કે પઠાણ પાદશાહો. ગૂલામ વંશ. ખિ-લજી વંશ. તઘલખ વંશ. લોદીવંશ. ઈ. સ. ૧૨૦૬થી ૧૫૨૬લગી.

૩૨૦ વરસમાં આ પાંચ વંશના ૩૪ પાદશાહ થયા. તેઓ અફગાન કે પઠાણ જાતના કહેવાયછે, પણ ખરૂં જોતાં તેઓ-માંના ઘણા ખરા તુર્ક ( તાતાર ) હતા.

ગૂલામ વંશના ૧૧ સુલતાન સને ૧૨૦૬ થી ૧૨૯૦ સૂધીમાં થયા તેઓનાં નામ ને વરસ.—

| પાદશાહનાં નામ. | ગાદીએ બેઠાનાં વરસ ઈ. સ. |
|---|---|
| कुतुबुद्दीन | ૧૨૦૬ |
| आराम | ૧૨૧૦ |
| अल्तमस | ૧૨૧૦ |
| रुन्कुद्दीन | ૧૨૩૫ |
| रजीआ बेगम. | ૧૨૩૬ |
| बेराम. | ૧૨૩૯ |
| मसुद | ૧૨૪૧ |
| नासिरुद्दीन. | ૧૨૪૬ |
| बल्लबन | ૧૨૬૫ |
| कैकुबाद | ૧૨૮૭ |

ઘોરી પાદશાહ મરી ગયો તે વેળા તેના હાથ નીચે મુખ્ય ચાર ગૂલામ સરદારો હતા, એક ગીજનીમાં, બીજો મુલતાન અને સિંધ ખાતે, ત્રીજો બંગાળા ને બહારમાં, અને ૪ થો દિલ્હીમાં હતો. એ ચારે સ્વતંત્ર થઈ જઈ પોતાને સુલતાન (એટલે પાદશાહ) કહેવડાવવા લાગ્યા. એમાં કુતુબુદ્દીનને કબજે દિલ્હી હતી. એણે ચણાવવા માંડેલો કુતુબ મીનાર હજુ દિલ્હીમાં છે. એના દીકરા આરામના વખતમાં રાજમાં કાંઈ વધારો થયો નહિ. અલતમસ કરીને કુતુબુદ્દીનનો ગૂલામ અને જમાઇ હતો તેણે આરામની કનેથી રાજ્ય છીનવી લીધું ને મુલતાન તથા ઉત્તર સિંધ,* અને બંગાળા તથા બહારના સુલતાનોને જીતી તેમનાં રાજ્ય કબજ કર્યાં. કેટલાંક રજપૂત રાજ્યો હજી સ્વતંત્ર હતાં. કેટલાંક આગળ જીતાયલાં છતાં હૂકમ નહોતાં માનતાં તેઓને એણે વશ કર્યાં. માળવામાં તેની ફોજે આવીને ઉજ્જણ નગરી સર કરી. એમ આખું હિંદુસ્તાન તેને તાબે થયું. રૂકનુદ્દીન માઠી ચાલનો રાજા હતો. તેને ગાદીએથી ઉઠાડી તેની બેન રજીઆ બેગમ રાજ કરવા લાગી.

* સિંધનો દક્ષિણ ભાગ આ વેળા સુમરા રજપૂતોને તાબે સ્વતંત્ર હતો.

બાઈ હોશીઆર હતી ને રાજ્યનો બંદોબસ્ત ઠીક રાખતી, પરંતુ તુર્ક સરદારો તેનાથી રાજી ન હતા. એક સરદારે બંડ કરી તેને પકડી. બીજાઓએ એ બળવાખોર તથા સુલતાના બંનેને મારી નાખ્યાં, ને તેના ભાઈ બેરામને તખ્ત બેસાડ્યો. એ શાહ બુદ્ધિહીન ને તામસી હતો. મુગલો ચઢી આવ્યા હતા તેઓને કાઢવાને એણે લશ્કર મોકલ્યું તેણે બંડ કરી તેને મારી નાખ્યો ને તેના ભત્રીજા મસુદને સુલતાન કર્યો. એ પણ દુર્બળ અને નઠારી ચાલનો નીકળ્યો. તુર્ક સરદારોએ તેને કેદ કરી તેના કાકા નાસરૂદ્દીનને રાજ્યાસન આપ્યું. આ સુલતાન સદ્ગુણી હતો. તેને એકજ બેગમ હતી તેના હાથનું રાંધેલું જમતો ને કુરાનનો ઉતારો કરવામાં કાળ કાઢતો. તેનો નીમકહલાલ વજીર બલબન તેને નામે બધું કામ કરતો. આ ગૂલામ વંશના અમલમાં કાબુલ તરફથી મુગલોની* સ્વારીઓ વારે વારે આવતી. આ રાજાના અમલમાં બુંદેલખંડ, મેવાડ, વગેરેના રજપૂતો પણ લડવા ઊઠ્યા હતા. એ સર્વેને વજીરે હરાવી રાજ્યને સાચવ્યું. પાદશાહ અપુત્ર હતો તેથી તે મુઓ તેવારે એ વજીર ગાદીએ બેઠો. તે પ્રથમ અલતમસનો ગૂલામ અને જમાઈ હતો. પહેલું કામ એણે એ કર્યું કે તુર્ક ઉમરાવો જાણે રાજ્યના માલિક થઈ નજરમાં આવે તેને ગાદીએ બેસાડતા ને ઉઠાડતા, તેઓની સત્તા તોડી. એ ચાળીશેક હતા. મૂળમાં તેઓ અલતમસના દાસ હતા, અને તેઓમાંના કેટલાક તેના ભાઈબંધ ને સગા હતા. તેમાંના ઘણાકને તેણે માર્યા. સખ્ત અને જૂલમી કાયદાથી તથા ગુનેગારોને કઠણ સજાથી તેણે રાજ્યનો બંદોબસ્ત રાખ્યો. બંગાળામાં મોટું બંડ થયું, પણ બંડ કરનારનો નાશ કરી શાહજાદા બઘરાખાંને ત્યાંનો હાકેમ ઠરાવ્યો. પાદશાહ ૮૦ વરસનો થયો તેવારે તેનો વડો શાહજાદો મુગલો જોડે વઢતાં મરણ પામ્યો. એ દુઃખથી તેનો કાળ થયો. મરનાર શાહજાદાના

* મુગલો હજી મુસલમાન થયા ન હતા.

કુંવરને ગાદીએ બેસાડવાનો ઠરાવ તેણે કર્યો હતો, પણ તેના મરણ કેડે કારભારીઓએ બધરાખાંના કુંવર કૈકુબાદને તખ્તનશીન કર્યો. આ જુવાન સુલતાને બદફેલીમાં પડી નાજીમુદ્દીન નામે વજીરને બધો અધિકાર સોંપ્યો. આ લોભીઆ વજીરે પાદશાહ થવાનો મનસુબો કર્યો. જેઓ હરકત કરે તેવા હતા તેઓને મારી નાખ્યા. એમાં નવા મુસલમાન થયેલા મુગલો હતા. પાદશાહના પિતરાઈ ભાઈ વગેરેનો નાશ કર્યો. પછી પાદશાહ અને તેના બાપ (બંગાળાનો સૂબેદાર) વચ્ચે કજીઓ કરાવ્યો. સુલતાન ફોજ લઈ પિતાને જીતવા ગયો, પણ લડયા પહેલાં સલાહ કરવાની બાપે કોશીશ કરી તે પાર પડી. પછી તે વજીરને વીખ દેઈ માર્યો. પણ શાહમાં અમલ ચલાવવા જેટલો દમ ન હતો. જલાલુદ્દીન ખિલજી નામે સરદારને વજીર બનાવી તેને આધીન થયો. એ વજીરે પાદશાહનો ઘાત કરાવી, તથા તેના વારસના પ્રાણ લઈ રાજ્યપદ ધારણ કર્યું. ઈ. સ. ૧૨૯૦.

ખિલજી વંશના પાદશાહનાં નામ તથા સાલ ઈ. સનની.

| | |
|---|---|
| जलालुद्दीन खिलजी | १२९० |
| इब्राहीम | १२९५ |
| अल्लाउद्दीन खूनी | १२९५ |
| उमर | १३१५ |
| मुबारक | १३१६ |
| खुशरु | १३२० |

ખિલજી લોક મૂળમાં તુર્ક હતા, પણ અફગાનિસ્તાનમાં આવી વસ્યા પછી પઠાણ કહેવાતા. ધણીની હત્યા કરી જલાલુદ્દીન તખ્તે બેઠો, પણ ત્યારપછી તેણે તેના દુશ્મનો ઉપર દયા કરી. ગૂલામ વંશના પક્ષકારોએ ગાદી લેવાના પ્રયત્નો કર્યા તેમાં તેઓ ફાવ્યા નહિ, ને જેઓ પકડાયા તેઓને માફી બક્ષી. ધાડ, ચોરી, વગેરે ગુના કરનારને વાજબી સજા કરે નહિ એવી ખો-

ટી દયાથી રાજમાં અવ્યવસ્થા થઈ ને પ્રજાને ઘણું નુકસાન થયું.* સુલતાનને અલાઉદ્દીન નામે બુદ્ધિવાન, પરાક્રમી, પણ રાક્ષસી સ્વભાવનો અનીતિવાન દુષ્ટ ભત્રીજો હતો. અયોધ્યા પ્રાંતની સૂબેદારી તેને સોંપી હતી ત્યાંથી પોતાનું લશ્કર લઈ તેણે દક્ષિણ ઉપર સ્વારી કરી. મહારાષ્ટ્રના રાજા રામદેવને તેની રાજધાની દેવગિરિ (હાલ દૌલતાબાદ) માં ઘેરી તાબે થવાની ફરજ પાડી. તેની કનેથી ઈલિચપુર તથા પુષ્કળ ધન લઈ દિલ્હી આવ્યો. એને ઘરડો થયેલો સુલતાન જલાલુદ્દીન થોડા સ્વારો સહિત સામો તેડવા ગયો. કાકા ભત્રીજાની મુલાકાત થઈ. ભત્રીજાને કાકો ભેટયો એટલે તે દુષ્ટે ડોસાને વાઢી નંખાવ્યો. આ ખબર સાંભળતાં વારને બેગમે મયત પાદશાહના બાળ કુંવર ઈબ્રાહીમની દુવાઈ ફેરવી, પણ પાદશાહનો ખિતાબ ધારણ કરી અલાઉદ્દીન ઉતાવળે તેને ઝાલવાને આવ્યો. બાળરાજા તેના મોટા ભાઈ પાસે મુલતાનમાં નાઠો. બેગમ અને તેના બંને શાહજાદાને અલાઉદ્દીને વિશ્વાસઘાત કરી પકડીને મારી નાખ્યાં. મહારાષ્ટ્રથી આણેલી દોલત ફોજને અને ઉમરાવોને વહેંચી આપી તેમને રાજી કરી નિર્ભયપણે અમલ કરવા લાગ્યો.

આ તુર્ક અને પઠાણ બાદશાહો ઘણું કરીને સ્વભાવે જંગલી ઘાતક હતા. તેઓમાં અલાઉદ્દીનને તે કાળના તવારીખ લખનારોએ ખૂની લખ્યોછે તે ઉપરથીજ અનુમાન થઈ શકે કે એની નિર્દયતા એ વર્ગના બીજા સુલતાનોથી ઘણી વધારે હશે. ગૂજરાતમાં "અલાદીઓ ખૂની" એ નામે તેનો તિરસ્કાર અદ્યાપિ થાયછે. આ બાબતમાં રજપૂત રાજા એ સુલતાનોથી સુધરેલા હતા. મુસલમાની અમલ થયા પછી ઘણું કરીને હરેક સુલતાનના અમલમાં ત્રણ પ્રકારના મોટા બનાવ બ-

* સિદી મૌલા કરીને કોઈ ફકીર હતો તેને પાદશાહ કરવાની કોશીશ થવાથી જલાલુદ્દીને દયા ન કરતાં તેને મારી નંખાવ્યો. ફકીરે શાપ દીધો તે વહેમી લોકે ખરો માન્યો, કેમકે રાજ્ય ઉપર આફતો આવી.

નતા. એક વાયવ્ય દિશાએથી મુગલોની સ્વારીઓ, બીજે ખંડીઆ રજપૂત રાજાનાં તથા મુસલમાન સૂબેદારોનાં બંડ, અને ત્રીજે સ્વતંત્ર રજપૂત રાજ્યો ઉપર ચડાઈઓ; એ ત્રણેમાં લાખો આદમીની હત્યા અને પુષ્કળ માલમિલકતની લૂટ થતી. શાહજાદામાં જેનું ફાવે તે સુલતાન થઈ કુટુંબીઓને કેદ કરી આંધળા કરે કે મારી નાખે. વળી બીજા કોઈનું ચાલે તો તેની પણ તેવી અવસ્થા કરે.

અલાઉદ્દીને ગૂજરાત જીતવાને ફોજ મોકલી. રાજા કરણ વાઘેલાથી બચાવ કરી શકાયો નહિ. દેશની ખરાબી થઈને મુસલમાની રાજ્યની સ્થાપના થઈ.* ગૂજરાતમાં નાશ કરી પાછી વળેલી ફોજમાંના કેટલાક સિપાઈએ બળવો કર્યો. અલાઉદ્દીને પ્રથમ તેમનાં બઈરાં તથા છોકરાં દિલ્હીમાં હતાં તેમને મારી નાખ્યાં, ને પછી બળવાખોરોને પકડી કતલ કર્યા. સુલતાનનો ભત્રીજો સુલેમાન, તેને મારી ગાદીપતિ થવાની કોશીશ કરવામાં માર્યો ગયો. બીજા બે ભત્રીજાની તેજ વલે થઈ. રાજપાટ લેવાના પ્રયત્નમાં બીજા પણ માર્યા ગયા. મુગલો વારેવારે લૂટવાને ચઢી આવતા, પણ આ વેળા (સને ૧૨૯૮ માં) તેઓના કતલગ નામે સરદારે રાજ્ય સ્થાપવાને માટે ગીજનીમાં મુકામ કર્યો અને લૂટ કરતો દિલ્હીના કોટસુધી આવ્યો. અલાઉદ્દીનના સેનાપતિ જાફરખાંએ તેમને હરાવ્યા. એના બદલામાં જાફરને શત્રુને હાથે તેણે મરવા દીધો. રણસ્થંભોરના અને ચીતોડના મહારાજા હજી પૂરા જીતાયા નહતા. આ જબરા સુલતાને ભારે લડાઈઓ કરીને તેમને વશ કર્યા. એમાં એણે બહુ ક્રૂરતા કરી. ત્યારપછી મહારાષ્ટ્ર ઉપર તવાઈ આવી. ખંભાત લૂટયું તેવારે ઘણાક માણસોને ઝાલી ગૂલામ કર્યા હતા તેમાં એક ઘણો રૂપાળો ને બુદ્ધિવાન આદમી નામે કાફુર હતો તે અલાઉદ્દીનનો માનીતો થયો. એની સરદારી નીચે મહારાષ્ટ્ર દેશમાં ફોજ મોકલી. રા-

*ગૂજરાતનો ઇતિહાસ આ ઠેકાણે યાદ કરાવવો.

જા રામદેવ તાબે થઈ કાફુરજોડે દિલ્હી આવ્યો. સુલતાને રાજી થઈ તેને મંડળિક રાજા ઠરાવ્યો. અને ૧૩૦૬ થી ૧૨ સૂધીમાં કાફુરે ચાર સ્વારીઓ દક્ષિણમાં કરી અને અથાક લૂટ આણી. મહારાષ્ટ્ર વશ કરી તેલંગણમાં ગયો. ત્યાંના રજપૂતો બહુ વઢ્યા તથાપિ પરાજય પામ્યા. ઘણા માસ ઘેરો ઘાલી વરંગુલ નગર કાફુરે જીત્યું. પછી કર્નાટક અને મલબાર જીતી કન્યાકુમારી સૂધી પહોંચ્યો એમ આખા ભરતખંડમાં અલાઉદ્દીનની આણ ફરી. એની પહેલાં દિલ્હીના કોઈ સુલતાનનું ઉપરીપણું એટલું ફેલાયું નહતું. ધણીને મારી પંડે પાદશાહ થવાનું મન કાફુરને થયું. દારૂના વ્યસનથી શાહનું મન અને તન બેઉ બગડ્યાં હતાં. કાફુરે તેનો ઘાટ ઘડવાની તથા તેને તેના કુંવરો જોડે અણબનાવ કરાવવાની યુક્તિઓ રચી. તેની શીખવણીથી બેગમને તથા શાહજાદામાંના વડા બેને સુલતાને કેદ કર્યા, તથા પોતાના ભાઈ અલફખાંને તથા મોટા ચતુર સેનાપતિ અલપખાંને મારી નાખ્યા. બંડો ઉઠ્યાં. એવામાં અલાઉદ્દીનનું મરણ થયું. તેને ઝેર દેવાનો શક કાફુરને શિર છે. અલાઉદ્દીન અકલમંદ ને બહાદુર, પણ ઉદ્ધત ને સ્વભાવે જંગલી હતો. નવો ધર્મ સ્થાપી પેગમ્બર થવાની એકવાર ઇચ્છા કરી, ને એકવાર સિકંદરની ગોડે પૃથ્વીના બીજા દેશો જીતવા જવાનો મનસુબો કર્યો. એવા અવિચારના ખ્યાલ પાર પડયા નહિ, પણ જે યોજનાઓ તેણે ઠરેલપણે કરી તે દૃઢતા અને ચતુરાઇથી પાર પાડી. પણ એ દુષ્ટ આદમીની દૃઢતા અને ચતુરાઈ દુનીઆને પીડાકારક હતી તેથી તેઓનો ધિક્કાર થયોછે. હિમાલયથી કન્યાકુમારી સૂધીમાં એણે, એના નાયકોએ, તથા એની ફોજે લાખો હિંદુના પ્રાણ લીધા; હિંદુસ્તાનમાં ઘોરી અને ગૂલામ પાદશાહોએ કેર કર્યો તેમ દક્ષિણમાં એણે કર્યો. પોતાના દેશનું અને રાજ્યનું રક્ષણ કરવાની શક્તિ જેઓ ખૂએછે તેઓની એવી અવદશા થાયછે.

કાફુરે અલાઉદ્દીનના નાની વયના ૪ થા છોકરા ઉમરને ગા-

દીએ બેસાડયો, ને તેને નામે પોતે રાજ ચલાવવા માંડયું. જે બે શાહજાદાને કેદમાં પૂર્યા હતા તેમની આંખો ફોડી, ને ત્રીજા મુબારકનો જીવ લેવાને મારા મોકલ્યા. પોતાનાં બધાં રત્નો ને ઘરેણાં એ મારાને આપી તેમનાથી મુબારક બચ્યો. આ વાત રાયરક્ષક સ્વારોના જમાદારના જાણવામાં આવવાથી તેણે કાફુરને હણાવ્યો. પછી મુબારકે રાજ્યનો કબજો લીધો. મોટા ભાઈઓના વધ કરાવ્યા ને ઉમર બાળક હતો તેને આંધળો કર્યો. રાજગાદી મળ્યાની ખુશીમાં તેણે ઘણાક બંદીવાનોને છોડી દીધા ને વેપારીઓનાં અને ખેડુતોનાં દુઃખ દૂર કર્યાં. થોડા વખતમાં તેની માઠી ખાસીયતો માલૂમ પડી. રંડીબાજી ને દારૂની લતમાં ખરાબ થયો. બાપના જેવોજ હત્યારો થયો. મહારાષ્ટ્રના રાજા હરપાળને પકડી આણી તેની ચામડી ઊતરડી મારી નાખ્યો. બહુજ ક્રૂર રીતે ઘણા હિંદુ મુસલમાનોને માર્યા. પાતરનો વેશ લઈ ઉમરાવોને ઘેર મીજલસમાં નાચવા જતો. એક ઢેડ ઉપર મહેરબાની કરી તેને મુખ્ય વજીર બનાવ્યો. ઢેડ હિંદુધર્મ છોડી મુસલમાન થયો. એ વેળા તેનું નામ ખુશરૂખાં પાડયું. સુલતાન મુબારકે કુલ કારભાર તેને સોંપ્યો. ખુશરૂ જે ધારે ને જે કહે તેજ થાય. દક્ષિણમાં મલબારસૂધી ફોજ લઈ જઈ તે દેશને તેણે લૂટયો ને મુબારકને મારી નાખી પાદશાહ થયો. અલાઉદ્દીનના પાદશાહી કુટુંબના એક એક મરદને મારી નાખી તખ્તનો દાવો કરનાર કોઈને રહેવા દીધો નહિ. રાજકુળના સગપણના ઉમરાવોને પણ માર્યા. અલાઉદ્દીનના વડા દીકરાની વહુ દેવળ દેવીને પોતે પરણ્યો અને પાદશાહી જનાનાની બીજી વહુઓ અને બેટીઓને પોતાના સગાવહાલા ઢેડમાં હતા તેમને દીધીઓ. આ અપમાનથી મુસલમાન કોમ બહુ કોપી. તે મનથી મુસલમાન થયલો ન હોવાથી પાછો હિંદુ થઈ હિંદુરાજ્ય સ્થાપવાને તેણે ચાહ્યું, પણ જાતે ઢેડ હોવાથી રજપૂત કોઈ રાજાએ તેને રાજાધિરાજ માન્યો નહિ, ને આશરો

આપ્યો નહિ. જો તે ઉચ્ચ વર્ણમાંનો હોત તો આ વેળા હિંદુ મુસલમાન વચ્ચે ઝઘડો ભારે ઊઠત. પ્રાંતોમાં બળવા થયા, ને પંજાબમાં રહેલી ફોજ તેના સરદાર ગ્યાસુદ્દીન તઘલખના ઉપરીપણામાં એ ઢેડ સુલતાનને સજા કરવા આવી. ખુશરૂ હિમ્મતથી લડયો પણ હાર ખાઈ માર્યો ગયો. સને ૧૩૨૦.

| તઘલખ વંશના પાદશાહનાં નામ અને વરસ. | ઈ સ. |
|---|---|
| ग्यासुद्दीन तघलख | ૧૩૨૦ |
| महमद तघलख | ૧૩૨૫ |
| फिरोजशाह | ૧૩૫૧ |
| ग्यासुद्दीन बीजो | ૧૩૮૮ |
| अबुबकर | ૧૩૮૯ |
| नासरुद्दीन | ૧૩૮૯ |
| सिकन्दर | ૧૩૯૨ |
| महमूदशाह | ૧૩૯૨ |

ગ્યાસુદ્દીન તઘલખ જાતે તુર્ક હતો. તે પાકી ઊમરનો ને ઠરેલ પાદશાહ હતો. પંજાબનો સૂબેદાર હતો ત્યારે મુગલ એટલે તાતાર લૂટારાઓને હરાવી તેણે સારો જાપતો રાખ્યો હતો. ખુશરૂને મારી દિલ્હી આવ્યો ત્યારે તેણે ગાદીએ કોઈ યોગ્ય પુરૂષને બેસાડવાની ભલામણ કરી, પણ સરદારોએ તેનેજ સુલતાન ઠરાવ્યો. ખેડુતોના હકમાં લાભકારી ઠરાવ કરી બંગાળે ગયો. અહીં હજી બગરાખાં (બકારાખાં) સ્વતંત્રપણે અમલ કરતો હતો તેને કાયમ રાખી પાછો આવ્યો. તેને આવકાર દેવાને શાહજાદા મહમદે દિલ્હીની થડમાં લાકડાંનો ડેરો બનાવ્યો હતો, ત્યાં દરબાર ભરી સુલતાનની મુલાકાત કરી. પછી મહમદ ડેરાની બહાર નીકળ્યો અને પાછળ શાહ નીકળે છે તેવામાં ડેરો તેના ઉપર પડયો ને તે ચકદાઈ મૂઓ.

હવે મહમદ તઘલખ તખ્તનશીન થયો. તે ભણેલો, બુદ્ધિમાન, શૂરવીર, પણ ગાંડાઈનાં કામ કરે તેવો, કેવળ દયા રહિત જંગલી

સ્વભાવનો હતો. એના અમલ સૂધીમાં ભરતખંડના ઘણા ખરા ભાગમાં મુસલમાની સત્તા જામી હતી. રજપૂત સંસ્થાન સિવાય હિંદુસ્તાનમાં બીજે ઠેકાણે મોટાં દેશી રાજ્યો રહ્યાં નહોતાં. એક પછી એક બધા પ્રાંતો ખાલસા થયા હતા, ને દક્ષિણનો પણ ઘણો મૂલક મુસલમાનોએ ખાલસા કરી નાખ્યો હતો. પણ આ પાદશાહની ગાંડાઈનાં કૃત્યોથી ને મુસલમાનોમાં કુસંપ પેઠો હતો તેથી બધા એક સુલતાનના હૂકમમાં ન રહેતાં પ્રાંતોના લશ્કરી સૂબેદારો સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યા. ખાલસા મૂલકનો વધારેમાં વધારે વિસ્તાર મહમદ તઘલખની કારકીર્દિમાં થયો, તેમ દિલ્હીની પાદશાહીમાંથી છૂટાં સ્વતંત્ર મુસલમાની રાજ્યો પણ એના અમલમાં સ્થાપન થયાં. મહારાષ્ટ્રને ખાલસા કરી દેવગડ રાજધાની કરવાના ઇરાદાથી દિલ્હીની વસ્તીને ત્યાં જઈ રહેવાને આ ગાંડા શાહે ફરમાવ્યું તેથી હજારો માણસ રસ્તામાં રખડી મૂઆ. ઈરાન અને ચીન ઉપર સ્વારીઓ કરવાને મોટાં લશ્કર મોકલ્યાં તેથી બહુ નુકસાન અને નાશ થઈ કામ કાંઈ થયું નહિ. પિત્તળનાં નાણાં ચલાવવાના કોશીશ કરી તેથી પણ લોકની ખરાબી થઇ. ખેડુતો ઉપર એટલો જૂલમ થવા લાગ્યો કે ઘણાક ગામો છોડી નાશી જવા લાગ્યા. દોઆબનાં કેટલાંક પરગણાંના લોકને એ માટે સુલતાને જંગલમાં હાંકી મૂકી વાઢી નાખ્યા. ઠેરઠેર હિંદુ મુસલમાનો બંડ કરવા લાગ્યા. એ બધાને પાદશાહે હરાવ્યા ને ઘણાની કતલ કરી. એણે માણસ મારવામાં અલાઉદ્દીન ખૂનીને પાછળ મૂકયો. પરંતુ એક પ્રાંતમાં બંડખોરોને જીતે કે બીજામાં થાય. એક દિશામાંથી બીજી દિશામાં દોડ કરતાં પાર આવ્યો નહિ. અંતે સિંધ ઉપર કરેલી સ્વારીમાં તેનું મરણ થયું.

મહમદ તઘલખના પછી તેનો ભત્રીજો ફિરોજશાહ ગાદીએ બેઠો. એ લડાઈ ચલાવવામાં બુદ્ધિમાન ન હતો, ને દારૂડીઓ હતો. શિકારનો તેને ઘણો શોક હતો; સ્વભાવે પરોપકારી,

ભોળો, અને દયાળુ હતો. બંગાળામાં અને દક્ષિણમાં થયેલા નવા પાદશાહને તેણે માન્યા. તેના હાથ નીચે તૈલંગણના બે હિંદુ (બાપ દીકરો) ચતુર વજીર હતા તેમને હાથ કારભાર હતો. ફિરોજશાહે દિલ્હીની પાસે ફિરોજાબાદ નામે નવું શહેર વસાવી તેને માટે નહેરો ખોદાવી તેમાંની એક હજી હયાત છે, ને અંગ્રેજ સરકારે સમ કરાવી ચાલતી કરીછે. કૂવા, વાવ, તળાવ, એતરાંમાં પાણી પહોંચે તેમ નદીઓને લગતી ખાડીઓ ખોદાવી, તથા ધર્મશાળા, મદ્રેસા, મસજીદો, વગેરે લોકોપયોગી ઈમારતો ચણાવી સારૂં નામ કર્યું. મુસલમાન પાદશાહોની ક્રૂરતામાં માણસોનો ફકત શિરચ્છેદ કરવો એને તો મુકાબલે દયાળુ સજા ગણવી જોઈએ. બહુ રીબાવીને મારવાની સજા ઘણી કરતા. જીવતા માણસનાં હાડકાં ખંડાવે, ખાલ ઊતરડાવે, આંખો ફોડે, ને પછી જીવ લે. વળી હલકી સજામાં હાથ કાપે, નાક કાન કાપે વગેરે ઘણું જંગલીપણું કરતા. દયાળુ ફિરોજશાહે પોતાના અમલમાં એમ કરવાની મના કરી. આ ભલા પાદશાહની પછી તેનો પૌત્ર ગ્યાસુદ્દીન બીજો પાટે બેઠો. રાજકાજ પ્રધાનોને સોંપી, તે રંડીબાજી ને મોજમજામાં પડયો. એવામાં શહેરમાં બંડ થયું ને તે માર્યો ગયો. પછી ફિરોજનો અબુબકર નામે પૌત્ર સુલતાન થયો. તેને મારી ફિરોજશાહનો કુંવર નાસરૂદ્દીન પાદશાહ થયો. ત્રણ વરસ અમલ કરી તે મૂઓ. પછી તેના છોકરા હુમાયુંએ સિકંદર નામ ધારણ કરી ૪૫ દહાડા રાજ કર્યું. એનું મરણ થયું ત્યારે નાશરૂદ્દીનના દીકરા મહમૂદને ગાદી મળી. આ પાદશાહ છેક નબળો હતો; એના વખતમાં બાકી રહેલા પ્રાંતોના સૂબેદારો સ્વતંત્ર થઈ ગયા. ફિરોજાબાદમાં નસરતખાં નામે તેનો પિતરાઈ હતો તે પાદશાહ થયો. ત્રણ વરસ પછી નસરતખાંને કાઢીને તથા મહમૂદને કબજે લઈ મુલુ ઈકબાલે વજીરાત હાથમાં લીધી.

સને ૧૩૯૮ માં દિલ્હીઉપર મોટી આફત આવી. પશ્ચિમ

અને મધ્ય એશિઆ જીતી તૈમુર નામે વિક્રાળ વિજેતા દિલ્હી ઉપર ચઢ્યો. એની રાજ્યધાની સમરકંદમાં હતી, ને એના જોદ્ધા તુર્ક અને મુગલ હતા. એનું અસંખ્ય ધાડું દેશ લૂટતું ને બાળતું ને હજારોનાં ખૂન કરતું આવ્યું. તેની સામે ગયેલી દિલ્હીની ફોજ હારી. મહમૂદશાહ ગૂજરાત ભણી નાઠો, ને તૈમુર દિલ્હીમાં પેઠો. પાંચ દહાડા લગી શહેરમાં લૂટ અને કત્તલ ચાલી. તૈમુરના ગયા કેડે બે માસ સૂધી અરાજ્ય રહ્યું; પછી નસરતખાંને હાથ તે શહેર આવ્યું. તેની કનેથી ઈકબાલખાંએ છીનવી લીધું. પછી ગૂજરાતથી મહમૂદ તઘલખ પાછો આવ્યો ને ઈ. સને ૧૪૧૨ સૂધી નામનો પાદશાહ રહ્યો. એ વરસમાં તેનું મરણ થયું તેની જોડે તઘલખ વંશ પૂરો થયો.

એની પછી સરદારોએ દોલતખાંને રાજ્યાધિકાર સોંપ્યો. પાદશાહ કહેવડાવ્યા વિના તેણે બે વરસ અમલ કર્યો. તૈમુરે સૈયદ ખીજરખાં નામે સરદારને મુલતાનમાં સૂબેદાર ઠરાવ્યો હતો તેણે આવી દિલ્હી જીતી લીધી, ને સુલતાનપદ ધારણ કર્યાવિના રાજ્ય ચલાવ્યું. તેના વંશજોએ પણ તેમ કર્યું.

સૈયદ વંશના પાદશાહોનાં નામ અને ગાદીએ બેઠાનાં વરસ.

| | |
|---|---|
| सैयद खीजरखां | ૧૪૧૪ |
| सैयद मुबारक | ૧૪૨૧ |
| सैयद महमद | ૧૪૩૩ |
| सैयद आलम | ૧૪૪૩ |

ખીજરખાંએ સાત વરસ અમલ કર્યો, તેટલો વખત ખાઈ પીને આળસમાં મોજ કરી. મુબારક તેનો છોકરો હતો. પંજાબમાં ગક્કરો તથા મુગલો ચઢી આવતા તેઓને કાઢવાને તથા રોહીલખંડ તાબે કરવાને તેણે લડાઈઓ કરી. તેના વજીરે તેને મારી નંખાવી તેના ભત્રીજા મહમદને પાદશાહ કર્યો. અમીરોએ તે વજીરને માર્યો. થોડા વખત લગી હોશીઆરી બતાવી મહમદ આળસ ને મોજમાં પડયો. જવાનપુરના તથા

માળવાના સુલતાનોએ તેના પ્રાંતો જીતી લીધા, ને લાહોરનો સૂબેદાર બહલોલ લોદી કુમકે ન આવ્યો હોત તો દિલ્હી પણ ખોત. તેની પછી આલમશાહના વખતમાં એ લોદીએ દિલ્હીનો કબજો લીધો ને આલમે રાજીનામું આપી ગાદીઉપરથી હાથ ઉઠાવ્યો. ઈ. સ. ૧૪૫૦.

લોદી વંશના પાદશાહનાં નામ અને વરસ.

| | |
|---|---|
| बहलोल लोदी................. | १४५० |
| सिकंदर लोदी................. | १४८८ |
| इब्राहिम लोदी ................. | १५१७ |

બહલોલ લોદી જાતે પઠાણ (અફગાન) અને જબરો પાદશાહ હતો. સૂબેદારો પાદશાહ થઈ પડયા હતા તેમાંના ઘણાકને તેણે જીત્યા. જવાનપુરના સુલતાન જોડે ૨૬ વરસ લડાઈ ચાલી, પણ અંતે જય પામી તે પ્રાંત પોતાને તાબે કર્યો. પંજાબથી બંગાળાસૂધી તેની દુવાઈ મનાતી. તેની પાછળ તેનો દીકરો સિકંદર ગાદીએ બેઠો. સિકંદરનો મોટો ભાઈ જવાનપુરમાં અમલ કરતો હતો તેણે પોતાને નામે કુતબો ભણાવ્યો તેથી બે ભાઈઓ વચ્ચે ઝઘડો થયો. સિકંદર ફતેહ પામ્યો. બીજાં બંડ થયાં તે પણ તેણે સમાવ્યાં. ધર્મોધ થઈ તેણે હિંદુઓનાં દેહેરાં તોડ્યાં ને તેમને ધર્મને માટે પીડા કરી. એ મૂઓ તેવારે તેનો દીકરો ઈબ્રાહિમ પાદશાહ થયો. એનો સ્વભાવ ગર્વિષ્ટ હતો તેથી સરદારો નારાજી થયા, ને તેના ભાઈએ જવાનપુરમાં બળવો કર્યો. સુલતાને તેને ઝાલી ઠેર માર્યો, તથા બીજાં ઘણાં માણસ માર્યાં. આ સખ્તાઈનાં પરિણામ માઠાં થયાં. પ્રાંતોમાં ફીસાદ થયો. દોલત લોદી પંજાબમાં અધિકારી હતો તેણે કાબુલના સુલતાન બાબરને બોલાવ્યો. ઈ. સ. ૧૫૨૬ માં બાબર આવ્યો. પાણીપતની રણભૂમિમાં યુદ્ધ થયું તેમાં ઈબ્રાહિમ પડયો, ને બાબર દિલ્લીપતિ થયો.

આજસૂધી જે પાદશાહ થઇ ગયા તેઓમાં કેટલાક નબળા

ને બુદ્ધિહીન હતા, ને કેટલાક ચતુર અને પરાક્રમી પણ સ્વભાવે વાઘ જેવા જંગલી હતા. થોડાકને મુસલમાન ઇતિહાસકર્તાએ ભલા કહી વખાણ્યાછે, પણ સમજવું જોઈએ કે બહુધા તેઓ મુસલમાન લોકને માટે સારા હતા; મદ્રેસાઓ સ્થાપી તે મુસલમાનોને કુરાન તથા અરબી ને ફારસી જબાનો શિખવવાને. એમ બીજાં કામોવિષે પણ જાણવું. હિંદુ પ્રજાઉપર માયા રાખી ન્યાયથી વર્ત્તવું અને તેમને લાભકારી કામ કરવાં એ ધર્માંધપણાનો જોસ્સો ઊતરે ત્યારે થાય. તેવો સુલતાન કોઈકજ થયો. બધી પ્રજાઉપર સમાન દૃષ્ટિ રાખવી એ મોટી વાત છે.

---

## प्रकरण ६ ठुं

કાશ્મીર. દિલ્લીની બાદશાહીના કકડા. બંગાળા. જવાનપુર. માળવા. મેવાડ. ગૂજરાત. ખાનદેશ. દક્ષિણમાં બ્રાહ્મણી રાજ્ય. વિજયનગર. વરાડ. બીજાપૂર. અહમદનગર. ગોલકોન્દા. યૂરોપી લોકનું આવવું. ઈ. સ. ૧૬૦૦.

રાજતરંગિણી નામે પુસ્તકમાં કાશ્મીરના રાજાની ભરોસો રાખવા જોગ વંશાવળી છે. એમાં કૌરવપાંડવના સમયથી રાજકુળોનાં અને રાજાનાં નામ લખ્યાં છે. ગોનાર્દ્ધ, આદિત્ય, નાગ, ઉત્પાળ, વગેરે કુળોએ ઈ. સ. પૂર્વે ૩૭૧૪ થી ઈ. સ. ૧૨૯૪ સૂધી એટલે ૫૦૦૮ વર્ષો સૂધી અમલ કર્યો. એમાંના કેટલાક રાજા વેદધર્મી, કેટલાક બૌદ્ધ મતના, કેટલાક અગ્નિ અને કેટલાક નાગપૂજક હતા. ઈ. સ. ૧૩૧૫ થી મુસલમાની તવારીખ છે. એ વરસમાં સેનદેવ નામે રાજા કાશ્મીરમાં રાજ કરતો હતો. તેણે શાહમીર નામે મુસલમાનને નોકરીમાં રાખ્યો. ચઢતાં ચઢતાં મીર મુખ્ય પ્રધાન થયો. આગળ આણંદરાય નામે રાજાએ તેને કાઢી મૂકયો. મીરે બંડ ઉઠાવ્યું તેના સંતાપથી રાજાનું મરણ થયું. તેની વિધવા રાણી કમળા દેવીને મીર પરણ્યો ને

ગાદીપતિ થયો. એ વારસૂધી મુસલમાનોથી કાસ્મીરનું રાજ્ય જીતાયું નહતું. તેમના અને મુગલોના હૂમલા વ્યર્થ ગયા હતા. આ મીરે પણ દેશની સ્વતંત્રતા જાળવી, રૈયતનું રક્ષણ કર્યું, અને કર વેરાનો ભાર ઓછો કરી લોકને સુખ દીધું. એની પાછળ એના વંશજોએ અમલ કર્યો. રાજગાદીને માટે વરવાઢો ઘણી થઈ, પણ હિંદુસ્તાનમાં મુગલસત્તા સ્થાપન થઈ ત્યાંલગી રાજ્ય સ્વતંત્ર રહ્યું.

મુસલમાન પાદશાહોએ પ્રથમ મુખ્ય રાજાને જીતી તેમના મૂલક લીધા તેવારે મુખ્ય રાજાના તાબેદાર મંડળિક રાજા હતા તેમનામાંના ઘણાક ખંડણી આપી બચી ગયા. આગળ તેઓનાં પણ એક પછી એક રાજ્યો ગયાં; ને થોડા નાના ગરાશીઆ માત્ર રહ્યા. મહમદ તઘલખના મરણ સમે લગભગ આખું હિંદુસ્તાન અને દક્ષિણનો ઘણોક મૂલક મુસલમાની ખાલસા સત્તામાં ગયો હતો, ને જે થોડા રજપૂત રાજા રહ્યા તેઓ તાબેદાર કે ખંડણી આપનારા હતા. પંજાબ, દિલ્લી, આગ્રા, અજમેર, અયોધ્યા, કનોજ, બહાર, બંગાળા, માળવા, ગૂજરાત, ખાનદેશ, દેવગઢ, કલ્યાણી, અને વરંગુળનાં રાજ્યોને ખાલસા કર્યાં હતાં. રજપૂત સંસ્થાનમાં હિંદુરાજ્યો રહ્યાં હતાં તેઓને ખંડણી આપવી પડતી. દક્ષિણમાં તંજાવર, મદુરા, વગેરે કેટલાંક રાજ્યો એ વેળા હતાં તે પરાધીન ન હતાં, પણ તેમને વખતે ખંડણી આપવાની જરૂર પડતી.

ભરતખંડમાં આ નવું રાજ્ય સ્થાપનારા એકધર્મી હતા, પણ એક જાતના કે એક દેશના ન હતા. કોઈ તુર્ક, કોઈ પઠાણ, કોઈ ઈરાની, કોઇ મુગલ એમ નોખી પ્રજાના હોવાથી તેઓમાં એક પ્રજાભાવ અને સંપ ન હતો, ને પ્રાંતોના અમલદારો પોતપોતાના પ્રાંતોમાં લગભગ પાદશાહ જેટલો અધિકાર ભોગવતા, તેથી રાજ્યનું બંધારણ નબળું હતું. દિલ્હીમાં દુર્બળ પાદશાહ થયા ત્યારે તથા ગાદીને માટે ઝઘડા ઊઠયા ત્યારે પ્રાંતોના સૂબે-

દારો અને મોટાં શહેરોના હાકિમો સ્વતંત્ર થઈ પોતાને પાદશાહ કહેવડાવવા લાગ્યા. કેટલાક સુલતાનપદ ધારણ કર્યાવિના આપ અખ્તિઆરી થતા; દિલ્હીની ગાદીએ જબરો પાદશાહ થતો ત્યારે તે એમાંનાં કેટલાંક રાજ્યોને જીતતો ને કેટલાંકને ખંડીઆં કરતો. વળી નબળાના વખતમાં તેઓ પાછાં સ્વતંત્ર થતાં. કેટલાંક થોડાં વરસ ટક્યાં ને કેટલાંક વધારે મુદ્દત રહી મોટાઈ પામ્યાં. દિલ્હીની પાદશાહીના તૂટવાથી જે મુખ્ય વિભાગ થયા તેમનો ટૂંકો હેવાલ,—

બંગાળા. - સુલતાન મહમદ ઘોરીનો એક સિપાસાલાર એટલે સેનાપતિ નામે બખ્તીઆર ખિલજી અયોધ્યામાં હતો તેણે સેન રાજા પાસેથી બંગાળા દેશ જીતી લીધો, ને ઘોરી સુલતાનના મરણ કેડે ત્યાંનો સુલતાન પંડે થયો. દિલ્હીના અલ્તમશે એના વંશજ પાસેથી રાજ્ય જીતી લીધું. પછી કૈકુબાદના ભાઈ કૈકાવસે ફરીને ત્યાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તેના બે દીકરાએ રાજ્યના બે ભાગ કર્યા. એમાંનો એક તો સુલતાન ગ્યાસુદ્દીનને તાબે થયો, પણ બીજો સામો થયો તેને મારી તેની ચામડી ઊતરડીને પછી પાછી સીવાડી તેમાં ડૂચા ભરાવી પ્રાંતોના સૂબેદારોમાં ફેરવીને જણાવ્યું કે શાહની સામા થશે તેની એ વલે કરવામાં આવશે. પણ એથી ન ડરતાં બંગાળામાં કોઈ બીજા સરદારે સુલતાનપદ લીધું ને ટંટા ફીસાદ જારી રહ્યા. અફગાન શિરશાહના કુળના પાદશાહને હરાવી અંતે અકબરે બંગાળી પાદશાહીનો અંત આણ્યો.

જવાનપુર.—સુલતાન મહમદ તઘલખે પોતાના વજીર ક્વાજા જહાનને મલિક ઉસ શર્કના ખિતાબથી જવાનપુરનો હાકિમ ઠરાવ્યો હતો તેણે ઈ. સ. ૧૩૯૩ માં પોતાને પાદશાહ કહેવડાવ્યો. એના વંશજો શર્કી કહેવાયા ને તેમણે સન ૧૪૭૪ લગી સ્વતંત્રપણે અમલ કર્યો. બહલોલ લોદીએ એ રાજ્ય જીત્યું.

માળવા.—ફિરોજશાહ તઘલખે દિલાવરખાં ઘોરીને માળ-

વાનો સૂબેદાર કર્યો હતો, તેણે ઈ. સ. ૧૪૦૧ માં સુલતાનપદ ધારણ કર્યું. દિલ્હીની બાદશાહીથી છૂટાં પડી રાજ્યધાની ઉજ્જણથી ધારમાં આણી. તેના પુત્ર હુશંગશાહે માંડુનો જબરો કિલ્લો બાંધ્યો. આગળ ઘોરી વંશને ઠેકાણે ખિલજી વંશ થયો. એના પહેલા પુરૂષ મહમૂદના વખતમાં માળવાની બાદશાહી બહુ મોટી થઈ. આસપાસનો ઘણોક મૂલક તેને કબજે થયો. આગળ ગૂજરાતના બહાદુરશાહે એ રાજ્ય જીતી લીધું.

મેવાડ.—ફિરોજશાહ પછી દિલ્લીમાં નબળા પાદશાહ થયા તેમના સમયમાં આ રજપૂત રાજ્ય જોરપર આવ્યું, ને મુગલાઈ વખત સૂધી સ્વતંત્ર રહ્યું. એની રાજ્યધાની ચિતોડમાં હતી. ચિતોડના ઘેલોટ કે સિસોદિયા મહારાણા ઘણી નામના કરી ગયા છે. ભરતખંડમાં સર્વ રાજપુત્ર કુળોમાં હાલ તે શ્રેષ્ઠ ગણાય છે. તેમના વહીવંચા તેમને અયોધ્યાના રામચંદ્રના વંશના કહેછે, તેથી તેઓ સૂર્યવંશી કહેવાયછે. ગૂજરાતના વલ્લભી કુળના તેઓ વંશજ છે એમ પણ કહેવાયછે. પારસી મહારાજા નશરવાનની કુંવરીને વલ્લભીનો ગોહા રાજા પરણ્યો. એ કુંવરીની મા ઈસ્તામ્બુલના ખ્રિસ્તી પાદશાહ મારીસની બેટી

ઇ. સન ૧૪૪૦.

હતી. રાજા ગોહાના વંશમાં ઇ. સ. ૧૪૪૦ માં મેવાડના મહારાણા કુંભો (મીરાંનો વર) થયો તેણે ગૂજરાતના અને માળવાના મળેલા મુસલમાન લશ્કરને હરાવી માળવાના પરાક્રમી સુલતાન મહમૂદને કેદી કર્યો. આ મોટા વિજયની યાદગિરીને માટે તેણે ચિતોડગઢઉપર સુંદર પત્થરનો કીર્તિસ્થંભ કે જયસ્થંભ ચણાવ્યો તે હજી છે. એનાઉપર દેવદેવીઓનાં અને વીર પુરૂષોનાં પૂતળાં કોરેલાં છે તેઓનાં નાક પાછળથી મુસલમાનોએ કાપેલાં છે. પ્રતાપી રાણા કુંભોનો પૌત્ર રાણા સંગ થયો તે પણ પરાક્રમી હતો. ગૂજરાત જીતવાને મુસલમાન સુલતાન જોડે તે ખૂબ લડયો. બાબર જોડે તેણે જબરી બાથ ભીડી, પણ અંતે હારી નમવું પડયું. રાણા ઉદયસિંહજી

અકબરસાથે લડત લડયા. અકબરે ચિતોડની ખરાબી કરીને ઉદયસિંહને તાબે થવાની જરૂર પાડી. એમણે ઉદેપુર વસાવી તેને પાટનગર કર્યું.

ગૂજરાત.—એ પ્રાંતનો સૂબેદાર જુફરખાં હતો તેણે દિલ્હીથી જૂદાં પડી ગૂજરાતની બાદશાહી સ્થાપી. (આ ઠેકાણે ગૂજરાતનો આ સમયનો ઈતિહાસ ફરીને યાદ કરાવવો). અકબરે તેની આખર આણી.

સિંધ.—મહમદ કાસમની પાછળ રહેલા આરબો પાસેથી સુમરા નામે રજપૂતોએ સિંધ દેશ જીતી લીધો. બારમા સૈકાની આખર સૂધી એ જાતના રાજા ત્યાં રાજ કરતા. તેરમા સૈકામાં મુસલમાનોએ સરહિંદ એટલે સિંધનો ઊપલો ભાગ વશ કર્યો, ને બાકીના ભાગના હિંદુરાજાને ખંડણી આપવી પડતી. સુમરાનું બળ તૂટી તેમની જગાએ સુમાના જાતના રજપૂતો થયા. તેમના રાજા જામ કહેવાતા. એ રાજ્યને વળી દિલ્હીને તાબે થવું પડ્યું. અને ૧૩૮૦ પછી એ રાજા હિંદુ ધર્મમાંથી નીકલી મુસલમાન ધર્મમાં પેઠા ત્યારથી સિંધમાં ઘણા હિંદુ મુસલમાન થયા, તેથી હિંદુથી મુસલમાન વસ્તી વધી. દિલ્હીના સુલતાન રાજ્ય જાળવી શકયા નહિ, ત્યારે સિંધના જામ પાદશાહ વળી તેમનાથી છૂટા પડ્યા. અકબરે સિંધને જીતી મુગલાઇ રાજ્યનો ઈલાકો બનાવ્યો.

ઈ. સન ૧૩૮૦.

ખાનદેશ.—મલીક રાજા ફુરકી નામે મુસલમાન સૂબેદારને ફિરોજ તઘલખે ઠરાવેલો હતો તે તે પાદશાહના મરણ પછી સ્વતંત્ર થયો. હિંદુ રાજાને જીતી રાજ્યમાં વધારો કર્યો. તે ખેતી અને વેપારને ઉત્તેજન આપતો અને હિંદુ પ્રજાને પીડતો નહિ. ઈ. સ. ૧૩૯૯ માં તેનું મરણ થવાથી તેનો છોકરો મલીક નસીર સુલતાન થયો તેણે વિશ્વાસઘાત કરી આશિરગઢના હિંદુરાજાને તથા તેના કબીલાને મારી નાખી તેનું રાજ્ય લીધું. આ દગાને સારૂં મોટું કામ ગણી કેટલાક પીર તેને સુ-

બારકબાદી આપવા આવ્યા, તેઓમાંના એકનું નામ બુરાનુદ્દીન હતું. એની નામનાને માટે પાદશાહે બુરાનપુર વસાવી ત્યાં રાજ્યધાની કરી. દક્ષિણના બ્રાહ્મણી પાદશાહથી હારીને તે દુઃખમાં મૂઓ. આગળ ગુજરાતના પાદશાહ ખાનદેશના સુલતાનોને નમાવી તેમના ઉપરી થયા. અકબરે એ દેશને મુગલ પાદશાહીમાં ભેળી દીધો.

બ્રાહ્મણી પાદશાહી.—મહમદ તઘલખના વખતમાં પાદશાહી લશ્કર દક્ષિણમાં હતું તેણે બળવો કર્યો. કેટલીક લડાઈઓ અને ઊથલ પાથલ થયા કેડે હસન ગંગુ નામે સરદારને હાથ અધિકાર આવ્યો. એ ચતુર અને ડાહ્યો હતો. ઈ. સ. ૧૩૪૭ માં પંડે પાદશાહ બન્યો. પ્રથમ દિલ્હીના કોઈ ગંગુ નામે બ્રાહ્મણનો તે ગુલામ હતો. તે બ્રાહ્મણનું સંભારણું રાખવાને તેણે પોતાના નામ સાથે તેનું નામ જોડયું તે પરથી તે હસન ગંગુ બ્રાહ્મણ કહેવાયો. તે મુસલમાન છતાં તેનો વંશ બ્રાહ્મણી નામથી ઓળખાયછે. એ કુળના ૧૮ પાદશાહ થયા ને તેમણે ૧૫૦ વરસ અમલ કર્યો. હસનનો કાળ થયો તેવારે લગભગ બધો મહારાષ્ટ્ર, થોડો તૈલંગણ, તથા કર્ણાટકનો ભાગ તેના રાજ્યમાં હતો. એ ૧૮ માં જે એવકુફ પાદશાહ હતા તેઓના સમયમાં પ્રાંતોના હાકેમો સ્વતંત્ર થઈ ગયા, ને તેથી એ રાજમાંથી પાંચ રાજ્ય થયાં—ઈમાદશાહી, નિજામશાહી, અદિલશાહી, કુતુબશાહી, અને બરીદશાહી. એ પાંચ મુસલમાની પાદશાહીઓની જોડે દક્ષિણમાં વિજયનગરનું હિંદુ રાજ્ય હતું.

ઈ. સને ૧૩૪૭.

બ્રાહ્મણી પાદશાહીથી ફૂટી સ્વતંત્ર થનાર પહેલો સરદાર ફાથઉલ્લા હતો. એણે વરાડનું રાજ્ય સને ૧૪૮૪ માં સ્થાપ્યું. એના કુળના પાદશાહ ઈમાદશાહી કહેવાતા. તેમની રાજ્યગાદી ઈલિચપુરમાં હતી. સને ૧૫૭૪ માં તે અહમદનગરસાથે જોડાવ્યું.

એના પછી મલિક અહમદે સને ૧૪૮૭ માં બંડ કરી પાદ-

શાહપદ ધારણ કર્યું, ને અહમદનગર વસાવી ત્યાં રાજધાની કરી. એનો બાપ બિજાપુરનો વટલેલો બ્રાહ્મણ હતો તેને નિજામ ઉલમુલ્કની પદવી મળી હતી તેપરથી એના વંશજો નિજામશાહી કહેવાતા. મલિકમ્બર નામે પ્રખ્યાત વજીર આ રાજ્યમાં થઈ ગયો. ઔરંગાબાદ, વરાડનો પશ્ચિમ ભાગ, અને દમણથી મુંબાઈ સૂધી કોંકણનો મૂલક એને તાબે હતો.

અદિલશાહ નામે સરદારે બિજાપુરની પાદશાહી સને ૧૪૮૯ માં સ્થાપી, તેપરથી ત્યાંના સુલતાન અદિલશાહી કહેવાયા. એ રાજ્યની ફોજમાં મરાઠા સિપાઈ અને નાયકો ઘણા હતા. બિજાપુરમાં ઇમારતો સરસ હતી. તેના ખંડેરો પણ અદ્યાપિ વખણાયછે. એ રાજ્યની સીમા ઉત્તરે નિરાથી દક્ષિણે તુંગભદ્રા, અને પૂર્વે ભિમા અને કૃષ્ણાથી સમુદ્રકાંડે ગોવાથી મુંબાઈ લગી હતી.

ઇ. સ. ૧૫૧૨ માં કુતુબ ઉલ મુલ્કે બ્રાહ્મણી રાજ્યનો ચોથો કડકો કરી ગોવલકોંડાની પાદશાહી સ્થાપી. એના વંશજો કુતુબશાહી કહેવાતા. બિજાપુર અને અહમદનગરની સરહદથી પૂર્વે દરિયા કિનારાસૂધી એ રાજ્યનો વિસ્તાર હતો.

બ્રાહ્મણી સુલતાનોનું પાટનગર પ્રથમ ગુલબર્ગ હતું ને પછી બીડર થયું. તેનો મૂલક જતાં જતાં અંતે બીડર શહેર ને આસપાસનાં પરગણાં માત્ર રહ્યાં. આખરના પાદશાહ એવા નબળા હતા, કે તેઓ માત્ર નામના હોઈ વજીરોથી કામ ચાલતું. છેલ્લા પાદશાહનો વજીર અમીર બરીદ હતો તેણે પાદશાહપદ લીધું. તેનું કુળ બરીદશાહી કહેવાણું.

હાલનો મદ્રાસ ઈલાકો છે તે મૂલક વિજયનગરના મહારાજાને તાબે હતો. ઇ. સ. ૧૫૬૫ માં બિજાપુર, અહમદનગર, ગોવલકોંડા, અને બિડરના પાદશાહોએ સંપ કરી એ રાજ્યનો નાશ કર્યો. એ વેળા નરસીંઘ વંશનો ૭ મો પુરૂષ વૃદ્ધ રામ-

રાજા ત્યાં અમલ કરતો હતો. હિંદુ ફોજ બહુ શૂરથી લડી, પણ મુસલમાની તોપોએ તેમનો ઘાણ વાળ્યો. રામરાજા પકડાયો, તેનું માથું તેના જંગલી શત્રુઓએ વાઢ્યું, ને તેની રાજધાનીનો નાશ કર્યો. આ મોટા રાજાને જીત્યો, પણ તેના તાબેદાર નાના રાજા જીતાયા નહિ તેથી ઘણોક ભાગ તેઓને કબજે ખંડણી લઈ રહેવા દેવો પડયો. તેઓ હાલ જમીદાર કે પોલીગાર કહેવાયછે. રામરાજાનાં ભાઈને હાથ ચંદ્રગીરી અને તેના તાબાનો પ્રાંત રહ્યો. તે કિલ્લો મદ્રાસથી વાયવ્ય દિશાએ ૭૦ મૈલપર હતો. મદ્રાસ શહેરની જમીન એ રાજાએ ઇંગ્રેજને વેચાતી આપી.

**યૂરોપી લોકનું આવવું—પોર્તુગીજ લોક.** ભરતખંડના આથમણા કાંઠાનાં બંદરોમાં લાલ સમુદ્રથી મુસલમાન વેપારીઓનાં વહાણ માલ વેચાતો લેવા આવતાં, ને ઘણોક માલ ઈરાનની વાટે પણ જતો. ભરતખંડનો એમ ગયેલો માલ સિરિયા અને મિસરનાં બંદરોમાંથી યૂરોપના વેપારીઓ વહોરતા. પંદરમા સૈકામાં પોર્તુગાળના રાજાનાં વહાણો આફ્રિકાને પશ્ચિમ કિનારે જતાં છેક કેપ આવ ગુડહોપ સૂધી આવ્યાં. ભરતખંડના માલથી વેપારીઓને ભારે નફો થતો તેથી પંડે માલ ખરીદવાને અહીં આવવાને તેઓનો પ્રયત્ન હતો તે હવે પાર પડયો. વાસ્કોડી ગામા નામે પોર્તુગાળનો નાખુદા એ કેપને રસ્તે થઈ સને ૧૪૯૮ માં ભરતખંડને આથમણે કાંઠે દક્ષિણના કાલિકટ બંદરમાં આવ્યો. ત્યાર પછી ઘણા વરસ સૂધી આ તરફનો વણજ વેપાર પોર્તુગાળ દેશને હાથ રહ્યો. એ વેળા ગોવાની દક્ષિણના પ્રદેશમાં ઘણાંક નાનાં હિંદુ રાજ્યો હતાં, તેઓમાં મુખ્ય જામોરીનનું હતું. કાલિકટ બંદર તેની રાજ્યધાની હતી. પોર્તુગીજ વહાણવટીઓને હિંદુ અને મુસલમાન રાજ્યોવાળા જોડે ટંટો થયો. આ ખ્રિસ્તિ લોક માણસ મારવામાં ને લૂટવામાં તે કાળના મુસલમાનના જેવાજ ક્રૂર જંગલી હતા. ઘણી-

ક લડાઈઓ થયા કેડે તેમને હાથ ગોવા બંદર આવ્યું, એમાં તેમણે પોતાની રાજ્યધાની કરી. પછી ઘણાક બેટ તથા કિનારાપરનો મૂલક ઘણેક ઠેકાણે તેમણે જીત્યો. એમ આપણા દેશમાં નવી સત્તા દાખલ થઈ. હોરમજ અને મલાક્કામાં પોર્તુગાળનાં થાણાં થયાં. આલ્બુકર્ક નામે પરાક્રમી ને ચતુર સરદાર સને ૧૫૦૮ માં આવ્યો તેના સમયમાં એ દેશનું રાજ્ય પૂર જોરમાં આવ્યું. હિંદી મહાસાગરનો ધણી પોર્તુગાળનો પાદશાહ થયો. જમીન ઉપર તેમના રાજ્યનો વિસ્તાર જુજ હતો. આ તરફનો બધો વેપાર તેમને હાથ થવાથી તેઓ પુષ્કળ ધન કમાયા. સોળમા સૈકાના છેવટના ભાગમાં તેઓની ભાગતી થઈ. તેમની પછી વલંદા લોકની ચડતી થઈ. તેમણે તથા બીજા લોકે તેમનો મૂલક જીતી લીધો તેથી હવે માત્ર દીવ, દમણ, અને ગોવા તેમને કબજે રહ્યાંછે.

વલંદા.—પોર્તુગાળના વિજય અને લાભ જોઈ યૂરોપની બીજી પ્રજાઓની દાઢ સળકી. હાલંદમાં રહેનાર વલંદા લોકના બહાદુર વહાણવટીઓએ આવી પોર્તુગીજ લોકને હઠાવ્યા. સને ૧૬૦૫ માં તેમણે પોર્તુગાળના તાબાનું અમ્બોયના બંદર સર કર્યું, ને પછી કેટલાંક બીજાં બંદરો, દ્વીપો, વગેરે લીધાં. બંગાળામાં હુગલી નદીને તીરે ચીન્સુરા બંદરમાં વલંદાએ પોતાની રાજ્યધાની કરી. ભરતખંડનો અને પૂર્વ દ્વીપોનો વેપાર તેમને હાથ ગયો. પોર્તુગાલનો આ તરફનો વેપાર તેના રાજા તરફથી ચાલતો. સરકારી વહાણો માત્ર આવતાં, લડતાં અને વેપાર કરતાં. સરકારી નાખુદા જે માલ લઈ જતા તે સરકાર તરફથી લિસ્બનમાં વેચાતો. વલંદાનું કામ એ રીતે નહોતું ચાલતું. પૂર્વ ભણીના દેશોમાં પંતીઆળે વેપાર કરવાને કેટલાક સાહસિક વેપારીઓએ મંડળી સ્થાપી હતી. એ મંડળીનું નામ દચ ઇસ્ત ઇન્દિયા કંપની હતું. સરકાર તરફથી તેને પટો મળ્યો હતો કે તેનાવિના બીજા કોઇ વલંદા એ દેશોમાં વેપાર કરવા જાય નહિ.

इंग्लिश.—ઇંગ્લાંડમાં સને ૧૬૦૦ માં ઈસ્ત ઈન્દિયા કંપની થઈ તેને પણ ત્યાંના રાજ્યકર્તાએ સનદ કરી આપી કે ત્યાં બીજા કોઈ ઇંગ્રેજ વેપાર કરે નહિ.* એ કમ્પનીનાં વહાણ પ્રથમ સૂરત આવ્યાં, અને તેની પહેલી વખાર સૂરતમાં થઈ. ઇંગ્લાંદના રાજાના કાગળો લઈ વકીલો આગ્રામાં પાદશાહને મળ્યા તેમની અરજપરથી પાદશાહે તેમને વેપારની કોઠીઓ બાંધવાની પરવાનગી દીધી. ઇંગ્રેજનો વેપાર પણ ખૂબ જામ્યો. યૂરોપી લોક એક બીજાને કનડતા હતા તેમ છતાં ઇંગ્લિશનું જોર વધ્યું.

फ्रांसेस के फ्रेंच.† ઇંગ્રેજની પછી એ આવ્યા. ફ્રાંસમાં પણ ઇસ્ત ઈન્દિયા કંપની થઇ. ફ્રાંસેસ કંપનીની લાતી કે વખાર પહેલી સૂરતમાં થઇ. વલંદા, ઇંગ્લિશ, અને ફ્રેંચ, એ ત્રણેના વેપારથી સૂરતની આબાદી ખૂબ વધી. ત્યાંના દેશી વેપારીઓ પણ ખૂબ કમાયા. મુસલમાન લોકને મક્કે હજ કરવા જવાનું એ બંદર થયું. ચીન, ઇરાન, અરબસ્તાન, જંગબાર ને વિલાયતનો ભારે વેપાર ચાલ્યો ને સૂરત બંદરમાં ચોર્યાશી બંદરના વાવટા ઊડેછે એમ કહેવાણું.

---

## प्रकरण ७ मुं.

### मुगल तथा पठाण राज्यो.

તુર્કી અને પઠાણ રાજ્યો વિષે વિચાર. મુગલ રાજ્ય. બાબર. હુમાયું. પઠાણ રાજ્યની પુનઃ સ્થાપના. મુગલોનો પુનર્જય. સને ૧૫૨૬ થી ૧૫૫૬ સૂધી.

મહમદ કાસમે સિંધઉપર સ્વારી કરી ત્યારથી કુતુબુદ્દીનના વખત સૂધી એટલે સુમારે ૫૦૦ વરસ લગી આરબ, તુર્ક, અફ-

---

* સને ૧૬૯૮ માં બીજી ઈસ્ત ઇન્દિયા કંપની થઈને બેની વચ્ચે હરીફાઈ ચાલી; પણ થોડા વરસમાં બંને ભળી એક થઈ ગઈ.

† ફ્રાંસના રહેવાસીઓને ઈંગ્રેજી બોલીમાં ફ્રેંચ કહેછે, ને ફ્રાંસની બોલીમાં ફ્રાંસેસ કહેછે.

ગાનાદિક મુસલમાનો ઘણું કરીને લૂટવાને ધાડ આવે તેમ આવતા. સિંધદેશ રજપૂતોએ પાછો લીધો; ગીજનવી સુલતાન મહમદે પંજાબ કબજે કર્યો, ને બીજા પ્રાંતોનાં રાજાપાસેથી ધન લીધું, પણ ભરતખંડનો રાજકારભાર કુતુબુદ્દીનના વખત લગી હિંદુઓને હાથ રહ્યો. પહેલા ગૂલામ પાદશાહથી બાબરના જય સૂધી એટલે આશરે સવાત્રણસેં વરસ લગી તુર્ક અને પઠાણ લોકે અમલ ચલાવ્યો. આ બધો વખત હિંદુરાજા પ્રજાએ મહાદુઃખમાં કાઢ્યો. એ વખતનો હેવાલ કોઈ હિંદુ ઇતિહાસ કર્તાએ લખ્યો નથી, ને મુસલમાની ગ્રંથોમાં નોંધ્યુંછે તે એ નવા રાજ્યકર્તાઓને લાજ લગાડે તેવું છે. એ મુદતમાં હિંદુરાજ્યો લેવાનો અને હિંદુધર્મનો નાશ કરવાનો પ્રયત્ન કર્યો. એ બે મોટા પ્રયત્નોમાંનો પહેલો પાર પડયો, ને બીજો નિષ્ફળ ગયો. હિંદુધર્મ ન માનવા દેવાની ધર્મોધ ગાંડાઈમાં લાખો હિંદુઓની ઘાત વ્યર્થ કરી; તેમ હજારો દહેરાં તોડી પાડયાં, મૂર્તિઓ ભાંગી અને પવિત્ર ધામોને અભડાવ્યાં તે સર્વ મિથ્યા ગયું. રાજ્યાધિકારીઓના ધર્મસંબંધી હૂકમ અને મારફાડના ધાકની દરકાર ન કરતાં ભરતખંડના બધા ભાગમાં ઘણું કરી હિંદુઓએ ભય કે લાલચને વશ ન થતાં પોતાના ધર્મને વહાલો કરી પાળ્યો ને વટલ્યા નહિ. હિંદુઓને મુસલમાન કરવાને ઘણા પાદશાહોએ કરેલી ચડાઈઓના, લાખો નિરપરાધી હિંદુઓની ક્રૂર કતલ તથા લાખો હિંદુઓને અને તેમનાં બઇરાં છોકરાંને ગૂલામ કરેલા, તેના વખાણ સહિત વર્ણન મુસલમાની પુસ્તકોમાં છે તે હરકોઈ સુધરેલા માણસને અપ્રિય ને ત્રાસજનક લાગેછે. શત્રુજોડે પશુપણે વર્તવાના એ લોકના મૂળ સ્વભાવમાં ધર્મોધ જોસ્સાએ ઉમેરો કર્યો.

એ તુર્ક અને પઠાણ સુલતાનોના અમલમાં હિંદુઓ તેમનાં લેણદેણ, વારસા, વગેરેના વાંધા માંહોમાંહે પંચની કે નાતની સત્તાથી પતાવતા હશે એમ સંભવેછે, કેમકે મુસલમાની કચેરી-

માં હિંદુ કાયદા હિંદુઓને માટે પણ મંજૂર ન હતા. બાબર આવ્યો તેવારે વેપારીઓ, દુકાનદારો, કારીગરો ને ખેતી કરનારા હિંદુ હતા. મુસલમાનો ઘણું કરીને સિપાઈ હતા. રાજ્યના તમામ મોટા ઓહ્દાપર તેઓ હતા. વસુલાત ખાતામાં તથા બીજાં ખાતાંઓમાં કારકુની વગેરે હલકી નોકરીમાં હિંદુઓ હતા, પણ પોતાના દેશના રાજ્યકારભારની મોટી જગ્યાઓ તેમને મળતી હોય એમ જણાતું નથી. મુસલમાની રાજ્ય થયા પહેલાં ભરતખંડના આર્ય લોકમાં વિદ્યા ઊંચે દરજ્જે પહોંચી હતી. તેમાં વધારો ન થતાં વાપર અને ઉત્તેજન વગર તથા જૂલમને લીધે અનુપસ્થિત થઇ ગઈ, ને પ્રજામાં અજ્ઞાન વધ્યું. તેમના ધાકથી પુસ્તકો સંતાડી મૂકવાનો ચાલ પડયો. પશ્ચિમ કાંઠે યૂરોપના વેપારીઓ આવ્યા, ત્યાર સૂધી વેપાર મંદ પડી ગયો. રજપૂત સંસ્થાનનાં તથા વિજયનગરનાં રાજ્યો સિવાય બધાં મોટાં હિંદુ રાજ્યો ઊપડી ગયાં.

આ મોટી આફત અને ઊથલ પાથલથી લોકને ભારે હાનિ થઈ તેના બદલામાં કાંઈ લાભ થયો કે નહિ ! જે સુધારો, જે વિદ્યા, ને કલા કૌશલ્ય પ્રજામાં હતાં તેમાં મુસલમાનોએ કાંઈ સુધારો વધારો કર્યો કે નહિ ? એવો કાંઈ લાભ કે સુધારો વધારો કરેલો જણાતો નથી. હિંદુઓથી તેઓ ઓછા સુધરેલા ને વિદ્યા હુનરમાં પાછળ હતા. હિંદુઓના દેશાભિમાનનો નાશ થયો તેને ઠામે મુસલમાનોનો ઉત્સાહ અને જોસ્સો આવ્યો નહિ, તેનું કારણ એ કે પોતાની બરોબર ઊંચા કરવાની કોશીશને ઠેકાણે તેમણે હિંદુઓને જેમ બને તેમ છુંદવાનો ને નીચા પાડવાનો યત્ન કર્યો. એથી હિંદુઓ ઘણું કરીને અધમ થઈ જઈ દમ વગરના બાળક કે ઘરડાની પેઠે બળહીન, રાજકાજમાં સમજ વિનાના પોતાની મેળે પોતાનાં કામ કાજ કરી શકે નહિ તેવા થઈ ગયા. તેઓ પોતાના ધર્મને અને ગામવહીવટ પદ્ધતિને માત્ર વળગી રહ્યા. આ જૂલમી સમયમાં, આ દુર્દશામાં, બ્રાહ્મણ,

ક્ષત્રી, વૈશ્ય, અને શુદ્ર એ ચાર જાતિઓ તૂટી સેંકડો નાતો થઈઓ, નાતનાં બંધન મજબૂત થયાં, બાળલગ્નનો ને સ્ત્રીઓને અભણરાખવાનો ચાલ નીકળ્યો, જનાનો દાખલ થયો અને વિધવાઓને બાળી મારવાનો નિર્દય રીવાજ જોરપર આવ્યો, ને તેમનાં પુનર્લગ્ન બંધ પડી ગયાં એમ સંભવે છે. હારનારની સ્ત્રીઓને તથા પુરૂષોને ગૂલામ કરવાના મુસલમાનોના જંગલી દસ્તૂરથી નારીઓને મારી નાખી કેસરીઆં કરવાનો ચાલ રજપૂતોમાં પડયો.

ઈ. સ. ૧૫૨૬ માં બાબરે દિલ્હીની પાદશાહી લીધી, પણ તેના દીકરા હુમાયુંને તે છોડવી પડી. ત્રીશ વર્ષ પછી બીજીવાર પાણીપતના રણમાં મુગલોને ફતેહ મળી ત્યારથી મુગલ વંશનો અમલ જામ્યો. એ વંશ ઘણી મોટાઈ પામ્યો ને તેમાંના કેટલાકે સારી નામના કરી. બાબરથી ઔરંગજેબ ( આલમગીર ) સૂધીના છ પાદશાહ બળવાન અને પરાક્રમી હતા. પછીના છ નબળા નીકળ્યા ; મુગલો અધમ અને કુસંપી થયાથી તથા મરેઠી રાજ્યના હૂમલાથી એમના વખતમાં તેમની પડતી થતી ગઈ ; તેરમો અને તેની પછી ગાદીએ આવનારા માત્ર નામના પાદશાહ હતા, ને છેલ્લાને ગુનેગાર બંદીવાન કરી કાળે પાણીએ ઇંગ્રેજે ચડાવ્યો, ને તે પરદેશમાં મૂઓ. એમ મુગલ વંશની સમાપ્તિ થઈ. ઈ. સ. ૧૫૨૬

બાબર મુગલ ન હતો, તથાપિ તુર્ક અને પઠાણ બાદશાહ ઉપર મુગલો વારે વારે ચડી આવતા હતા તેપરથી બાબરને પણ તેમણે મુગલ ગણ્યો; અને બાબર અને તેના વંશજોએ તે કબૂલ રાખ્યું તે પરથી ફારસી તવારીખોમાં તેઓ મુગલ કહેવાયા છે. તાતાર જાતના મોટા વિજયી તૈમુર પાદશાહનો છઠ્ઠો વંશજ બાબર હતો, તેની મા ઝંગીસખાંની જાતની મુગલાણી હતી. તૈમુરના રાજ્યના ભાગ થઈ ગયા હતા તેમાંના કેટલાક ( સમરકંદ, બુખારા, બલ્ખ, કાબુલ, વગેરે ) બાબર અને તેના પિ-

તરાઇઓને કબજે હતા. તેઓ એકએકનાં રાજ્યો લઇલેવાને વઢતા, તેમાં બાબરના જય પરાજય ઘણીક વાર થયલા. સને ૧૫૨૪ સૂધી તેનો જન્મારો લડવામાં ગયો, તેમાં ત્રણવાર તેને હાથ સમરકંદ શહેર આવ્યું ને ત્રણવાર ત્યાંથી નાસવું પડયું. કાબુલનો મૂલક તેને હાથ હતો તેવારે તેના જાણવામાં હિંદુસ્તાનની અવ્યવસ્થા આવી. મધ્ય એશિઆ જીતવાની મહેનત છોડી એ રાજ્યના ધણી થવાની કોશીશ કરવાની તેને ઈચ્છા થઈ. તેના પૂર્વજ તૈમુરે તે રાજ્ય જીત્યું હતું માટે તેપર તેનો હક છે એવું તેણે માન્યું. પંજાબના એક બળવાખોર સરદાર નામે દોલતખાંએ તેને દિલ્હીનું રાજ્ય જીતવાને બોલાવ્યો. ચોથી સ્વારીમાં તેને હાથ દિલ્હી આવી.

પાણીપતના જયથી બાબરને હાથ ફકત દિલ્હી ને આગ્રા શહેરો તથા તેઓની આસપાસનો થોડો પ્રદેશ આવ્યો. મહમદ તઘલખના વખતથી (સને ૧૩૫૧ થી) દિલ્હીની પાદશાહી તૂટી હતી. બાબર દિલ્હીપતિ થયો તેવારે મહમદશાહ લોહાની બાહારનો સુલતાન હતો. બંગાળદેશ સૈયદ નજીબશાહને તાબે હતો; મેવાડ, માળવાનો કેટલોક ભાગ, તથા બીજો કેટલોક મૂલક મહારાણા સંગને હાથ હતો, ચંદેરી નગર અને આજુબાજુના પ્રદેશનો ધણી મેદનીરાય હતો; ગૂજરાતનો પાદશાહ બહાદુરશાહ હતો; દક્ષિણ દેશ પાંચ સ્વતંત્ર મુસલમાની રાજ્યો ને છઠું વિજયનગરના હિંદુરાજ્યમાં વહેંચાયલો હતો; ગોવામાં પોર્તુગીજનું જબરૂં રાજ્ય હતું.

સુલતાન બાબરના કુંવર હુમાયુંએ ચાર માસમાં જવાનપુર સૂધીનો દેશ વશ કર્યો. પશ્ચિમમાં મહારાણા સંગ અને તેના મિત્રોને જીતવા કઠણ પડયા. ચંદેરીના શૂરા રાજા મેદનીરાયની તથા મારવાડના અને જેપુરના રાજાની સેનાઓ ભેગી થઈ મહારાણાની સરદારી નીચે આગ્રા ભણી સામી આવી. ફતેપુર સિક્રીઆગળ જુદ્ધ થયું તેમાં બાબરને ઘણી મુશકેલીથી જય માળ્યો.

ત્યારપછી ચંદેરી ગઢને ઘેરો ઘાલી જીત્યો. તે વેળા મેદનીરાય કેસરીઆં કરતાં રણમાં પડયો, ને રજપૂત રાજ્યોએ બાબરને સ્વામી માન્યો. એ પછી બંગાળા અને બાહાર પ્રાંતો જીત્યા.

સને ૧૫૩૦ માં બાબરનું મૃત્યુ થયું ને હુમાયું તખ્ત બેઠો. જીતાયલા દુશમનોઉપર તેણે તેની જાતનાં લોકની રીતપ્રમાણે ક્રૂરતા કરી, પણ તેણે પોતાનાં ચરિત્ર લખ્યાં છે તેપરથી જણાયછે કે તે બીજી વાતે સારો હતો; શૂર, અવદશામાં ધીરજ, મંડયા રહેવું, વગેરે તેના ગુણ વખાણવાજોગ છે. ઈ. સ. ૧૫૩૦

હુમાયું બહુ ઉદાર હતો. રાજધણી થતા વારને તેણે પોતાના ભાઈઓને સારા સારા પ્રાંતો આપી દીધાં. ગૂજરાતની પાદશાહી એ સમે પૂર્ણ કળાએ ચડી હતી. ત્યાંના સુલતાન બહાદુરશાહે માળવાના પાદશાહને જીતી તેનો મૂલક ખાલસા કર્યો હતો, તથા ખાનદેશ, વરાડ, અને અહમદનગરના સુલતાનોને ખંડીઆ કર્યા હતા. એ બહાદુરશાહને હિંદુસ્થાનના પાદશાહ જોડે અણુબનાવ થયો. હુમાયુંએ આવી તેનો પરાજય કર્યો. એવામાં બંગાળા ને બહારમાં સુર કુળના શેરખાં નામે પઠાણ સરદારે બળવો કર્યો. હુમાયુંએ જઈ તેનો ચુનારગઢ જીત્યો. વર્ષાઋતુ આવવાથી તે પટણા અને વણારસી ( કાશી ) ની વચ્ચે મુકામ કરીને રહ્યો હતો તેવારે શેરખાંએ ઓચિન્તા આવી છાપો માર્યો. હુમાયું પંડે મુશકેલીથી બચ્યો, પણ તેની ફોજ મારી ગઈ, ને તેની રાણીને શત્રુએ ઝાલી. શેરખાંએ બેગમને માનસહિત આગ્રે પહોંચાડી, ભાઈઓની કુમક આવી પહોંચવાથી હુમાયું બીજી ફોજ લઈ ચઢયો; કનોજકને બીજા જુદ્ધમાં પણ તે હાર્યો. ત્યાંથી તે સિંધમાં નાઠો. સિંધથી મારવાડમાં આવ્યો, પણ તેને આશ્રય માળ્યો નહિ. પછી રેતીના મોટા રણમાં પાણીવિના બહુ પીડા પામી માત્ર સાત સ્વારો સાથે તે અમરકોટ આવ્યો. ત્યાંના રજપૂત રાજાએ દયા કરી તેને સહાય કરી.

અકબરનો જન્મ અહીં થયો. અહીંથી તે ઈરાનમાં નાઠો. ત્યાંના શાહ તહમાસ્પે તેને માન દીધું, પણ શિહા પંથમાં લેવાની કેટલીક અયોગ્ય કોશીશ કરી. અંતે ૧૪૦૦૦ સ્વાર આપી ગયેલું રાજ્ય પાછું જીતવા જવા દીધો. હુમાયુંનો વજીર બેરામખાં પણ તેને આવી મળ્યો હતો. એ લશ્કરથી તેણે કાબુલ કંદહાર જીત્યાં, પણ ભાઈઓમાં સંપ ન હોવાથી કેટલાંક વરસ લગી તે હિંદુસ્તાનપર ચડી શકયો નહિ. સને ૧૫૫૬ માં આવી તે પાછો દિલ્હીનો પાદશાહ થયો. પછી એજ વરસમાં તેનો કાળ થયો. સને ૧૫૩૦ થી ૧૫૫૬ સૂધી તેની કારકીર્દિનો વખત ગણાયછે, પણ તેમાં ૧૫૪૦ થી એટલે કનોજની હાર પછી તેને નાસવું પડયું ત્યાર પછીનાં સોળેક વરસ તેમાંથી બાદ કરવાં જોઈએ.

---

# प्रकरण ८ मुं.

## सुरकुळना सुलतान.

આ કાળમાં 'મારે તેની તરવાર, ને જીતે તેનું રાજ્ય' એમ ચાલતું હતું. મુસલમાની કાયદા કે હિંદુધર્મશાસ્ત્રપ્રમાણે અધિપતિ થતા નહિ, ને લોકને હાથ પણ કાંઈ ન હતું બળ એજ હક હતો. પોતાની બુદ્ધિથી અને પોતાના લશ્કરના બળથી રાજ્યનો કબજો રાખી શકાય તો તે રહે, નહિ તો જાય. હુમાયુંની હાર કનોજની લડાઈમાં થઈ ત્યારથી તેનો અમલ ઊઠયો ને તેના સમોવડીઆ પઠાણ શેરશાહ સુરનો બેઠો. એ સુર વંશના પાદશાહનાં નામ તથા વરસ—

| | |
|---|---|
| शेरशाहसुर | ૧૫૪૦. |
| सलीमशाह. (ઈસ્લામશાહ.) | ૧૫૪૫. |
| अदिलशाह. (અદાલ્ત) | ૧૫૫૩. |

બંગાળામાં મૂકેલા સૂબેદારે બંડ કરવાથી શેરશાહે તેને જીત્યો. પછી તે રજપૂત રાજ્યોને તાબે કરવાને ચડ્યો. પોતાનાં મોટાં રાજ્યો ખોયા કેડે રજપૂતો કસાઈને ખબરદાર અને મોટા લડવૈયા થયા હતા. જે બળ, શૂર, ચતુરાઈ, ચપળતા, સંપ, વગેરે સારા ગુણો તેઓમાં પાછળથી આવ્યા તે ગીજનવી, ઘોરી, ને ગૂલામ વંશના પાદશાહોના સમયમાં હોત તો તેઓનાં મૂળનાં મોટાં રાજ્યો બચાવી શકત. ચીતોડ, રણથમ્ભોર, ગ્વાલિયર, કલિનજરાદિક કેટલાંક રજપૂત રાજ્યો વારે વારે મુસલમાની પાદશાહોની સામે જબરી ટક્કર લેતાં. કેવળ બળથી તેમનો પરાજય નહિ કરી શકવાથી શેરશાહે દગલબાજી કરી ઘણાને માર્યા. માળવામાં રૈસ્તન કિલ્લાના બહાદુર રજપૂતોને અભય વચન દઈ પોતાના પીર એટલે ગુરુની આજ્ઞાથી વિશ્વાસઘાત કરી માર્યા. મારવાડના રાજાની ફોજને કપટથી ફોડવાની કોશીશ કરી તેવારે માત્ર ૧૨૦૦૦ રજપુતોથી તેની ૮૦૦૦૦ ની ફોજ લગભગ હારી તેનું રાજ જવાની તૈયારી હતી તેવામાં તાજી કુમક આવી પહોંચવાથી તે બચ્યો. પછી બુંદેલખંડમાં કલિંજર ગઢને જીતતાં તેના દારૂખાનામાં આગ લાગ્યાથી તે દાઝી મૂઓ. તેણે તેની હિંદુ રૈયતઉપર ધર્મની બાબતમાં જૂલમ કરેલો જણાતો નથી, ને મુસાફરખાનાં તથા રસ્તા બાંધી તથા રસ્તે ઝાડો રોપી બીજા પઠાણ પાદશાહોથી તે વધારે સારો ગણાયોછે. એનો દીકરો સલીમશાહ શૂરો ને હોશીઆર હતો. તેણે રાજ્યની આબાદી જાળવી. તેની પછીનો અદિલશાહ નબળો ને ધિક્કારવા જોગ જૂલમી હતો. તેનું રક્ષણ તેના વજીર હેમુએ કર્યું. એ હેમુ કોઇ નીચ વર્ણનો હિંદુ હતો. તે બહુ ચતુર ને બહાદુર હતો. પ્રથમ તે નાનીસી હાટ માંડતો. એ સુલતાનથી પઠાણ ઉમરાવોએ નારાજી થઈ ઠેર ઠેર બળવા કર્યા, ને સુરકુળના શાહજાદાઓમાં રાજ્યના પાંચ ભાગ થઇ ગયા; બધા બળવાખોરને પૂરો પડે તેવો હેમુ હતો. સુલતાન બંગાળા ભણી ગયો તેવામાં તેના પિતરાઈ ઈબ્રાહીમે દિલ્હી

ને આગ્રા કબજે કરી પાદશાહપદ ધારણ કર્યું. ઇબ્રાહિમને હાંકી કાઢી સિકંદરશાહ નામે તેનો પિતરાઈ ભાઈ સુલતાન થયો.

સને ૧૫૫૬. આ કુસંપનો લાગ જોઈ હુમાયું (સને ૧૫૫૬ માં) આવ્યો. સિકંદર હારીને નાઠો, ને લાહોર, દિલ્હી, તથા આગ્રા મુગલોને હાથ ઝટ આવ્યાં. પંજાબમાં સિકંદર પાછો ઊભો થયો. એ વેળા હુમાયુંના કુંવર જલાલુદ્દીન અકબરનું વય ૧૩ વરસનું હતું, તે અને વજીર બેરામખાં સિકંદરને જીતવા ગયા. એજ વરસમાં હુમાયું આરસની નિસરણી (સીંડી) એથી પડી જવાથી મરણ પામ્યો.

---

# प्रकरण ९ मुं.

## मुगल राज्य.

મુગલ વંશના પહેલા છ પ્રતાપી પાદશાહોનાં નામ ને વરસ.

| | | |
|---|---|---|
| बाबर ........................ | ઇ. સન | ૧૫૨૬. |
| हुमायुं. ........................ | ” | ૧૫૩૦. |
| अकबर (જલાલુદ્દીન) ........ | ” | ૧૫૫૬. |
| जहांगीर ........................ | ” | ૧૬૦૫. |
| शाहजांह ........................ | ” | ૧૬૨૭. |
| आलमगीर (ઔરંગઝેબ) ...... | ” | ૧૬૫૮. |

એમાંના પહેલા બેનો ઇતિહાસ ઉપર આવી ચૂક્યો છે. મુગલ સુલતાનોમાં ત્રીજો જલાલુદ્દીન અકબર હતો તે બધા મુસલમાન તથા મુગલ પાદશાહોમાં ઉત્તમ હતો ને દુનિયાના આપ અખ્તીઆરી રાજ્યકર્તાઓમાં એના જેવા સારા રાજા આજસૂધી થોડાજ થયાછે. એણે મુગલરાજ્યને મજબૂત પાયા

ઉપર મૂક્યું ને તેમાં મસ વધારો કર્યો. મુગલરાજ્ય હજી અસ્થિર હતું. દિલ્હીની આસપાસનો થોડોજ મૂલક તેને હાથ આવ્યો. બહેરામખાં નામે બુદ્ધિવાન અને નિમકહલાલ વજીર હુમાયુંના વખતથી હતો તેણે રાજ્યરક્ષકનું કામ માથે લીધું. અદિલશાહ બંગાળામાં નામનો પાદશાહ હતો, તમામ વાસ્તવિક અધિકાર તેના હિંદુ વજીર હેમુને હાથ હતો. બળવાન લશ્કર લઈ તથા વિક્રમાજીત નામ ધારણ કરી હેમુ મુગલોને જીતવાને આવ્યો. પાણીપતના મેદાનમાં મુગલ અને પઠાણ ફોજોની ભેટ થઈ. હેમુ ઘણીજ બહાદુરીથી વઢ્યો. તેની એક આંખમાં તીર ભોકાયા છતાં હાથીપર રહી સંગ્રામ કર્યાં કર્યો. અંતે ભાન જવાથી પડયો ત્યારે મુગલો તેને પોતાના પાદશાહ કને પકડી લઈ ગયા. એ કાફરનો પ્રાણ પોતાને હાથે લઈ નામના કરવાને બહેરામે અકબરને કહ્યું, પણ તે ઉદાર શાહે અશક્ત થયેલા શત્રુ ઉપર ઘા કરવાને નાખૂશી બતાવવાથી, ચીડાઈ બહેરામે પોતે તેને પૂરો કર્યો. એમ એક પઠાણ શાહને તોડયો એટલે બીજો ઊભો થયો. પંજાબમાં સિકંદર ફતેહ કરવા લાગ્યો. બહેરામે તેને તાબે થવાની જરૂર પાડી. અકબર નાની વયથી કસાયલો હતો, ને બાપના વખતથી રણમાં યુદ્ધ કરતો. તેનામાં અસાધારણ અકલ અને ડહાપણ હતાં; તે વિદ્વાન, અતિ શૂરો, રણમાં ચતુર, મોટા દિલનો, અને મનને વશ રાખનાર હતો. એવા તરૂણ સુલતાનને બહેરામના જેવો હોશીઆર શિક્ષક મળ્યો તેથી તે ઉતાવળે પાવરધો થઈ ગયો. બહેરામે રાજ્યનો અને ફોજનો બંદોબસ્ત બહુ સારો રાખ્યો. કુલ અધિકાર તેણે પોતાને હાથ રાખ્યો. પઠાણો તરફથી ભો હતો ત્યાંસૂધી એનો અમલ નીભ્યો, પણ તે ગયા કેડે તેની સખ્તાઈ અને તેના ગર્વથી મુગલ ઉમરાવો કંટાળી તેનાથી છુટવાને ઇચ્છવા લાગ્યા. અકબરને પણ તેને ખસેડવાની જરૂર જણાઈ. ગુપ્ત ગોઠવણ કરી રાખ્યા પ્રમાણે તેણે એકાએક આગ્રેથી

દિલ્હી જઈ રાજકારભાર પોતાને હાથ લીધાનો ઢંઢેરો ફેરવ્યો, ને અમલદારોને તથા રૈયતને હૂકમ કર્યો કે બીજા કોઈનો હૂકમ માનવો નહિ. ( ૧૫૬૦ ). બહેરામે બળવો કર્યો, પણ
ઈ. સ. ૧૫૬૦ તેમાં પાર ન પડતાં પાદશાહને શરણે આવવું પડયું. તેની આગલી સારી સેવા ઉપર નિઘા કરી અકબરે તેનો ગુનો માફ કર્યો. પછી મક્કે જતાં માર્ગમાં બહેરામને તેના કોઈ પઠાણ દુશ્મને મારી નાખ્યો.

બહેરામનો અણગમતો પણ જબરો આધાર ગયા પછી જે અવસ્થામાં જુવાન અકબર હતો તેમાં ૧૮ વરસની કાચી ઉમરનો સાધારણ અધિપતિ ટકી શકે નહિ. તુર્ક અને પઠાણ સિપાઈઓ અને સરદારો દેશમાં પુષ્કળ હતા. તેઓ મુગલોને પરદેશી દુશ્મન ગણી તેમનાથી અતડા રહેતા. આગલા તુર્ક અને પઠાણ સુલતાનોની ફોજેમાં તુર્કસ્તાન અને અફગાનિસ્તાનથી ભરતી થયાં કરતી હતી તે કુમક અકબરને મળે તેમ ન હતું. ઘણા વરસથી દેશમાં અવ્યવસ્થા ચાલતી હતી, ને બહેરામની ધાક ગયા પછી તેના મુગલ સરદારોને સ્વતંત્ર થઈ જવાની ઈચ્છા થઈ. આવા સંકટને પૂરો પડે તેવો મહા બુદ્ધિવાન અકબર હતો. એને કેટલેક દરજ્જે સકળ ગુણસંપન્ન કહીએ તો ચાલે. અડચણોને જીતવાને તેના ભલા ન્યાયી સ્વભાવે એક મહાન રૂડી યોજના રચીને તે પાર પાડી. એથી તેનું નામ અને તેની સુકીર્તિ અમર થઈ ગયાં છે. મુગલ, તુર્ક, પઠાણાદિ મુસલમાનો તથા હિંદુરાજા રજવાડા તથા રૈયતને સમાન ગણી તેઓમાં એકસરખી રાજ્યભક્તિ અને સ્વદેશાભિમાન આણી આ દેશમાંથીજ રાજ્યબળ ઉત્પન્ન કરવાનો તેણે મનસુબો કર્યો; ભય અને માયા એનો ઉપયોગ કરી તથા ન્યાયથી વર્ત્તી સર્વનાં મન તેણે વશ કર્યાં. સામા થયા તેને પહેલાં લડાઈમાં હરાવ્યા પછી દયા બતાવી મિત્ર કરવાનો પ્રયત્ન કર્યો; તેમનાપર પ્રીતિ કરી તથા તેમની બુદ્ધિ, પદવી, વગેરે ગુણ પ્રમાણે યોગ્ય કામ સોંપી

મેળવી લીધા. એ રીતે એણે હિંદુસ્તાનમાં જાણે નવી સંપીલી મોટી પ્રજા બનાવી, ને લોક જાણે દાસ અને રાજ્યકર્તા પરદેશી સ્વામી એ વાત લોકના મનમાંથી કાઢી નાખી પંડે દેશી બની પ્રજાનો પિતા થયો. ફારસી ભાષા ભણ્યો હતો તે ઉપરાંત સંસ્કૃત તથા હિંદી શિખ્યો, ને દેશી વિદ્યાને ઉત્તેજન આપ્યું. વેપાર રોજગાર તથા ખેતીને મદદ કરીને સુંદર ઈમારતો ચણાવી. ઇંગ્લાંડની પાર્લમેંટ જેવી રાજસભા સ્થાપી હોત અને તેના મત પ્રમાણે રાજકાજ કરવાના કાયદા રચવાનો અને અમલ કરવાનો દસ્તૂર પાડયો હોત તો પછી કાંઈ મણા રહેત નહિ.

રાજ્યની લગામ પોતાને હાથ આવ્યા પછી અકબરનું લક્ષ ચારબાબતમાં રોકાણું. ૧ પોતાની ફોજના મુગલ સરદારોને વશ કરવામાં; ૨ હિંદુરાજા રજવાડાને તાબે કરવામાં; ૩ પ્રાંતોના સ્વતંત્ર થઈ ગયલા મુસલમાની હાકેમોને જીતવામાં; ૪ ઘણા વરસોના ઝગડાથી અને રાજ્યમાં થયલી ઊથલ પાથલથી ગેરબંદોબસ્ત થઈ ગયો હતો તે મટાડી નિયમસર કામ ચાલતું કરવામાં તેની ઊમરના ૨૫ મા વરસ લગી તેણે એ ચારમાંનું પહેલું કામ કર્યું. માજી રાજ્યના દાવાદાર અને પક્ષકારો લડાઈ ઊઠાવતા તેમને તથા પ્રાંતોના સૂબેદારોને જીતવાને તેણે મુગલ નાયકોને મોકલ્યા તેઓમાંના કેટલાક એને તરૂણ જાણી સ્વતંત્ર થઈ જવા લાગ્યા. એમને પ્રથમ તેણે જીત્યા. પછીના પાંચ વરસ (સને ૧૫૬૭ થી ૧૫૭૨ સૂધી) માં અંબર (હાલ જેપુર) ના, જોધપુરના, અને ચિતોડ (હાલ ઉદેપુર) ના રાજાને નમાવી તેમાંના કેટલાકની કન્યાને વર્યો, તથા તેમને નોકરીમાં દાખલ કર્યા. જોધપુરના માલદેવની કુંવરી જોધબાને અકબર પરણ્યો. જહાંગીર એ રાણીનો કુંવર હતો. રાણી હિંદુ ધર્મ પાળતી. અકબર તેને અને તેનાં પીઅરીઆંને ઘણું માન આપતો. ત્યારથી પાદશાહી કુટુંબને કુંવરીઓ આપવામાં આબરૂ ગણાઈ. જેપુરે પણ અકબરને કન્યા દીધી. તેના રાજા ભગવાનદાસને પંજાબનો સૂબેદાર

ઠરાવ્યો. પોતાનું કામ ઠીક બજાવી તે માન પામ્યો. તેનો કુંવર રાજા માનસિંઘ અકબરની સેનામાં મોટો ચતુર નાયક અને ઉમરાવોમાં સૌથી વડો હતો. પંજાબ અને કાબુલમાં તેણે ઘણી સારી નોકરી બજાવી. તેને કાબુલઉપર મોકલ્યો તેવારે અટક ઓળંગવાની આનાકાની ન કરતાં તેણે કહ્યું કે "સભી ભૂમી ગોપાળકી, વામે અટક કહા; જાકે મનમે ખટક હૈ, સોહી અટક રહા." એણે બંગાળામાં સૂબેદારી કરી સારો બંદોબસ્ત કર્યો, અને અફગાનોનાં બંડ સમાવ્યાં. તેને અમીર ઉલ ઉમરાનો ખિતાબ મળ્યો હતો. ઉદેપુરના સિસોદીઆ રાણા માત્ર કન્યા નહોતા દેતા. પણ તેઓ તથા બીજા બધા રાજપુત્રો પાદશાહની સેવામાં દાખલ થયા. અકબરે જજીઆ વેરો રદ કર્યો, ને ધર્મસંબંધી જૂલમ બંધ પાડ્યા.

સને ૧૫૭૩.

સને ૧૫૭૩ માં અકબરે ગૂજરાતના પાદશાહ ત્રીજા મુજફ્ફરશાહને જીતી એ દેશ દિલ્હીના રાજ્યમાં મેળવ્યો. ત્યાર પછી બહાર ને બંગાળ દેશો જીત્યા. અહીં પઠાણોનું જોર વધારે હોવાથી કેટલાંક બંડ થયાં તે રાજા તોડરમલે તથા રાજા માનસિંઘે તોડ્યાં. ઓઢીઆ પ્રાંત માનસિંઘે હાથ કર્યો. પછી અકબરે કાશમીર અને સિંધ જીતી ત્યાંના હકિમોને જાગીરો આપી દિલ્હીના અમીરોમાં દાખલ કર્યા. સને ૧૫૯૪ માં કંદહાર તાબે કર્યું. આ વેળા એને ગાદીએ બેઠાંને ૩૮ વરસ થયાં ને તેની ઉમર ૫૦ વરસની થઈ. એ અરસામાં એના રાજ્યનો વિસ્તાર ઉત્તરે કાબુલ કંદહાર ને કાશમીર દેશોમાં જામ્યો, ને ત્યાંથી દક્ષિણે નર્મદા લગી પહોંચ્યો. ત્યાર પછી તેણે દક્ષિણનાં મુસલમાની રાજ્યોને તાબે કરવાનો આરંભ કર્યો. અહમદનગરમાં કુસંપ થવાથી મુગલોને તેમાં હાથ નાખવાનો લાગ આવ્યો. પહેલો હૂમલો બહાદુર બાઇ ચાંદબીબીએ પાછો વાળ્યો, પણ તેનું ખૂન તેના વેરીએ કર્યું ત્યારપછીની બીજી સ્વારીમાં મુગલોએ અહમદનગર લીધું, પણ રાજ્યનો કેટલોક ભાગ

ત્યાંના અબસી વજીર મલિક અંબરે બચાવી રાખ્યો. ખાનદેશને રાજ્યમાં જોડી દઈ, અને અબુલ ફાજલને દખણનો સૂબેદાર ઠરાવી અકબર સને ૧૬૦૧ માં આગ્રે પાછો ગયો. એ સૂબેદારની હકુમત નીચે ખાનદેશ, વરાડનો ઘણો ભાગ, અહમદનગર, અને તેની આસપાસના તાલુકા હતા.

અકબરનો કાળ થયો તે વેળા તેનો માત્ર એક શાહજાદો નામે સિલીમ જીવતો હતો, બાકીના મરણ પામ્યા હતા. સિલીમની ચાલ સારી ન હતી તેથી અકબર દિલગીર હતો, તોપણ મરતી વેળા ઉમરાવોને બોલાવી તેમની રૂબરૂ તેને રાજ્યનો વારસ ઠરાવ્યો, ને મુસલમાની ધર્મના મૂળ સિદ્ધાંતનો મંત્ર ભણી સર્વેની માફ માગી આ પ્રતાપી ને રૂડો મહારાજાધિરાજ સને ૧૬૦૫ માં સ્વર્ગવાસી થયો. એની પાછળ એના જેવા થોડા પાદશાહ થયા હોત તો કેવું સારૂં થાત! સને ૧૬૦૫.

એશિઆમાં જે મહાન્ રાજા થયા છે તેઓમાં સૌથી સરસ અકબર ગણાયછે, તે અંગે લઠ અને રૂપાળો તથા સ્વભાવે મળતાવડો ને મનોહર હતો. ખાવા પીવાની મોજ મઝામાં ન પડતાં તનદુરસ્ત રહે તેમ વરતતો. બુદ્ધિ ચોખ્ખી રાખવાને વરસના કેટલાક ભાગમાં માંસ આહાર નહોતો કરતો, ને અંગબળ સાચવવાને બાકીના ભાગમાં માંસ ભક્ષણ કરતો, તેને ઉંઘ થોડી હતી; અને મૃગયા રમત અને અંગકસરતના ખેલ બહુ ગમતા. વખતે ઘોડો દોડાવતો ઘણા કોસ જતો, ને ઘણીક વાર એક દિવસમાં પંદર વીસ ગાઉ પગે ચાલતો. સરકારી કામ કરવાને નિયમ ઠરાવ્યા હતા તેપ્રમાણે નીમેલે વખતે ખૂબ લક્ષ દઇ તે બજાવતો. પંડે સંસ્કૃત, ફારસી, ને હિંદુ ભાષાઓ શિખ્યો હતો, ને વિદ્યા, કવિતા, ઇતિહાસ, વગેરેનાં પુસ્તકો વાંચતો, તથા હરેક વિદ્યાને ઉત્તેજન આપતો. સગાં વહાલાંઉપર બહુ માયા રાખતો ને દયાળુ હતો. પ્રજાનું પાલન કરવામાં જાગૃત ને ઉમંગી, શાણો અને ન્યાયી હતો. ધર્મસંબંધી ખોળ કરવાનો તેને શોક હતો.

તેની હજૂરમાં ભણેલા બ્રાહ્મણ, મુલ્લાં, પાદરી, ને ગોરજી વગેરે ધર્માચાર્યો વાદવિવાદ કરી પોતપોતાના સંપ્રદાય સમજાવતા. તે એક પરમેશ્વરને માનતો, પણ શાબ્દ પ્રમાણની ગરજ નથી અને તેઓ ખરા નથી એમ કહેતો. પરમેશ્વરને સંભારવાને જડ પદાર્થોની જરૂર જેમને લાગેલી હોય તેમણે સૂરજ, ગ્રહો, અગ્નિ, વગેરે સૃષ્ટિના પદાર્થો જોઈ ઈશ્વરને યાદ કરવા ને પૂજવા એવું તે અને તેના મિત્રો કહેતા તે પરથી એમનો ન્યારો પંથ થયો. અકબરના મરણ પછી તે લય પામ્યો. હિંદુ મુસલમાનનો ભેદ રાજકાજમાંથી તથા ધર્મસંબંધી વેરા વગેરેમાંથી કાઢી નાખી જૂલમ રદ કર્યા. રૈયતપર કોઇ જાતનો જૂલમ થાય નહિ એ માટે તે ઘણી કાળજી રાખતો. કરવેરાનો બોજો ઓછો કરવાને, સર્વે ઉપર સમાન કરવાને, કર ઉઘરાવનારા ધારા પ્રમાણે લે, વધારે લે નહિ તેની તપાસ તથા ઉઘરાવવાનો ખરચ ઓછો કરવાનું કામ તેણે રાજા ટોડરમલની મારફતે કર્યું. ખેતરો મપાવ્યાં ને વિઘોટી ઠરાવી. કાંડાં, નાક કાનાદિક અંગ કાપવાની જંગલી સજા રદ કરી ને દેહાંતદંડની શિક્ષા કરવી પડે ત્યારે કામના કાગળ પાદશાહને મોકલી તેની મંજૂરી આવેથી તે સજા કરવી એવો હુકમ અમલદારોને આપ્યો હતો. રણસંગ્રામમાં કે પછીથી પકડેલા કેદીઓને ગૂલામ કરવાની કે વેચવાની મના કરી દેશીઓના ધારા ઇન્સાફમાં દાખલ કર્યા, પણ તેમાંના દિવ્ય વગેરે નઠારા હતા તે બાતલ કર્યા. બાળલગ્નની, યજ્ઞ માટે પશુ હણવાની, અને બળાત્કારે સતીને બાળવાની મના કરી, ને વિધવા પુનર્લગ્ન કરવાની પરવાનગી આપી. સિપાઈઓને જમીનને બદલે પગાર બાંધી આપ્યો, ને બીજા કેટલાક સુધારા લશ્કરમાં કર્યા. રાજ્યના ૧૮ પ્રાંત કર્યા હતા તેમાંના દરેકને સૂબો કહેતા તે તેના હાકેમને સૂબેદાર કહેતા.* સૂબેદારના હાથ નીચે એક દીવાન રાખતા

* ત્યાર પહેલાં એવા અધિકારીને સિપાહસલાર કહેતા. તેઓ હાલના ગવર્નરને કાંઈક મળતા હતા.

તેની નીમનુક હજૂરથી થતી. સૂબાના ભાગો કરી દરેક ભાગને માટે નવાબ ઠરાવતા. અકબરના દરબારમાં ઘણાક ચતુર સરદારો, વિદ્વાન ગ્રંથકર્તા, તથા મોટા પંડિતો મુસલમાન તથા હિંદુ એઉમાંના હતા. પાદશાહને બહુ સુખ હતું; તેના પુત્રો માત્ર દુઃખદાયક હતા. અકબરની ઉપજ વરસે ત્રીસ કરોડ રૂપિઆની હતી.

જહાંગીર.—આરંભમાં એ પાદશાહ ડહાપણથી વર્ત્યો; બાપના કારભારીને કાયમ રાખી સુધારા જારી રાખ્યા. સરકારી નોકરો જૂલમ ન કરે તેવા ઉપાય કર્યા, ને ઇન્સાફ માગવા આવનારને હરકત ન પડે તેવી ગોઠવણ કરી. સને ૧૬૦૫. પંડે મુસલમાની ધર્મપ્રમાણે ચાલવા લાગ્યો, પણ પ્રજા ઉપર ધર્મની બાબતમાં બળાત્કાર કર્યો નહિ. પોતે દારૂ ખૂબ પીતો, પણ બીજાઓને પીવાની મના કરી. એને પણ શાહાજાદાઓ તરફથી પીડા હતી. કુંવર ખુશરૂએ બંડ કીધું. જહાંગીરે તેને ઝાલી કેદ કર્યો, ને તેના સાથીઓને રીબી રીબીને માર્યા. મલિક અમ્બરને જીતવાને જહાંગીરે ફોજ મોકલી તેને તે સરદારે ફાવવા દીધી નહિ ત્યારે જહાંગીરે દખણ તાબે કરવાને ભારે તૈયારી કરી. ઉદેપુરના હઠીલા રાણાને નમાવી તથા પાદશાહી ફોજમાં તેના કુંવરને સરદારી આપી શાહજાહ પ્રખ્યાત થયો. તેને દક્ષિણના સુલતાનોને વશ કરવા મોકલ્યો, ને જહાંગીરે પંડે માળવામાં આવી મુકામ કર્યો, અને બીજાપુર, ગોલકોંદા, અને અહમદનગરનાં રાજ્યોને ખંડણી તથા મૂલક આપવાની જરૂર પાડી.

કોઇ ગરીબ થઈ ગયેલા ઇરાની ઉમરાવની જુવાન રૂપાળી બેટી અકબરના જનાનખાનામાં તેની માની હારે જતી. તેની સુંદર કાંતિથી મોહ પામી જહાંગીરે તેને પરણવા ચાહેલું, પણ તેમ ન થાય માટે અકબરે તે કન્યાને કોઈ અમીર વેરે પરણાવી હતી. પાદશાહ થયા કેડે જહાંગીરે તે અમીરને કતલ કરાવી તે બાઇને પોતાની પટરાણી કરી તેનું નામ નુરજહાં

પાડ્યું. એ બેગમ જેવી ફૂટડી હતી તેવીજ બુદ્ધિશાળી હતી. જહાંગીરને તેણે વશ કરી લીધો ને રાજ્ય કરવામાં સારી મદત કરી. નુરજહાંના બાપને મુખ્ય વજીરાત મળી, ને તેના ભાઈ અસફખાંને મોટી સરદારી આપી. એ ત્રણે હોશીઆર અને રાજકાજને યોગ્ય હોવાથી કામ ઠીક ચલાવ્યું, ને જહાંગીરના બુરા વ્યસનથી જે માઠા પરિણામ થાત તે તેમણે થવા દીધાં નહિ.

આ પાદશાહને જોડે વેપારવિષે કરાર કરવાને ઇંગ્લાંડના રાજાએ સર ટામસ રો નામે વકીલ મોકલ્યો હતો (૧૬૧૫). જહાંગીરે તેને માન આપી ઇંગ્રેજી વેપારને વધારે છૂટ આપી. એ વકીલે દક્ષિણનાં શહેરોની માઠી હાલત દીઠી; હિંદુસ્તાનની આબાદી અકબરના વખત જેટલી ન હતી એવું તેણે લખ્યું છે. સિપાઈ સુસ્ત થઈ ગયા હતા ને લશ્કરમાં બંદોબસ્ત ઓછો થયો હતો. જહાંગીરની દોલત, અને તેના દરબારના ભભકાથી તે અચંબો પામ્યો.

સને ૧૬૧૫.

નુરજહાંની આંગળીએ આણેલી દીકરીને જહાંગીરના નાના કુંવર શહેરીઆર વેરે પરણાવી હતી. એને જહાંગીરની પાછળ પાદશાહ કરવાની ગોઠવણ નુરજહાંએ કરવા માંડી તેમાટે શાહજાંહે બળવો ઊઠાવ્યો. તે બંડ બેસાડવાને કાબુલના સૂબેદાર મહોબતખાંને તથા શાહજાદા પાર્વીઝને પાદશાહે મોકલ્યા. શાહજાહાં બંગાળે નાઠો. કેટલાક વખત પછી બાપ દીકરાને સલાહ થઈ. મોહોબતખાં અને પાર્વીઝને દોસ્તી થઈ હતી, તેમાટે તેનો ઘાટ ઘડવાને ઇરાદે નુરજહાંએ મોહોબતને હજૂરમાં તેડાવ્યો. પાંચ હજાર રજપૂત સ્વારો સાથે આવી તેણે યુક્તિથી જહાંગીરને પોતાના કબજામાં લીધો; પછી તેને નામે તે અમલ કરવા લાગ્યો. એક વરસપછી નુરજહાંએ પોતાના ધણીને છોડાવ્યો. મોહોબત શાહાજાંહા જોડે મળી દક્ષિણમાં ફિતૂર મચાવ્યું. સને ૧૬૨૬ માં પાર્વીઝ મરી ગયો. તે શાહજાંહથી વડો હતો. બીજે વરસે જ-

હાંગીર પણ મૂઓ. એ શાહમાં સમજણ, સદ્‌ભાવ, તથા ઈન્સાફ૫ર પ્રેમ એ ગુણ હતા, પણ તે દારૂડીઓ અને આકળા સ્વભાવનો હતો. એના વખતમાં તમાકુ ખાવાપીવાની ચાલ શરૂ થઈ હતી તે અટકાવવાને તેણે કોશીશ કરી હતી. ઈ. સ. ૧૬૨૭

શાહજાંહા—પિતાના મૃત્યુના સમાચાર સાંભળી શાહજાંહ દક્ષિણથી ઉતાવળે આગ્રે ગયો. શેહેરીઆર સામો થયો તેને હરાવી મારી નાખ્યો. શાહજાંહે પોતાના કુંવરો સિવાય બાબરના વંશના બધા શાહજાદાને મારી નાખ્યા. જ્યાં રાજપાટના વારસાનો નક્કી નિયમ ન હોય અને દેશના લોક જે થાય તે વચમાં ન પડતાં જોયાં કરે, ત્યાં એવા મોટા ગુના ગાદીપતિ થનાર કરે-છે. અસોફ અને મોહોબતની મદદથી શાહજાંહને ગાદી મળી. દક્ષિણના સૂબેદાર ખાનજહાન લોદીએ બંડ કર્યું, પણ ઝટ માફ માગવાથી તેની માળવે બદલી કરી. વળી બીજીવાર તેણે બંડ કર્યું, પણ પાદશાહી ફોજે તેને દક્ષિણમાં નસાડયો. ત્યાં અહમદનગરના પાદશાહે તેને મદદ કરી. લડાઈમાં લોદી મરણ પામ્યો. પણ અહમદનગરની વહારે બીજાપુર અને ગોલકોંદા ચડયાથી મુગલ ફોજને કેટલાંક વરસ વઢવું પડયું. એ ઝઘડાનો અંત શાહજાંહે પંડે જઈને આણયો. તેણે બીજાપુર અને ગોલકોંદાને તાબેદાર ખંડીઆં રાજ કર્યાં, અને અહમદનગરના મૂલકને ખાલસા કર્યો (સને ૧૬૩૭). પોર્તુગીજનાં થાણાં બંગાળામાં હતાં તે એણે લઈ લીધાં. ઈરાનના શાહને તાબે કંદહાર હતું તે ત્યાંના સૂબેદાર અલિમર્દનખાંએ મુગલ પાદશાહને આપ્યું, પણ ઈરાની ફોજે તે પાછું જીતી લીધું. અલિમર્દનને પાદશાહે મોટી સરદારી આપી. શિલ્પવિદ્યામાં અલિમર્દન ઘણો કામીલ હતો ને શાહજાંહને ઈમારતો બંધાવવાનો બહુ શોખ હતો, તેથી તે બાબતમાં એ અધિકારી વિશેષ ઉપયોગી માલૂમ પડયો. અલિમર્દનખાં જોડે મુગલ ફોજ અને પોતાના કુંવરોને મોકલી બલ્ખ શહેર

અને આસપાસનો મૂલક જીત્યો પણ તે ઝાઝીવાર રાખી શકયો નહિ. એ સ્વારીઓમાં રજપૂતોએ બહુ પરાક્રમ કર્યાં. કંદહારનો કિલ્લો પાછો લેવાના પ્રયત્નો કર્યા તે નિષ્ફળ ગયા.

શાહજાંહને ચાર કુમાર હતા તેઓનાં નામ, દારા, શુજા, ઔરંગઝેબ, અને મુરાદ. દારા શૂરો, ભોળો, ધર્મમાં સ્વતંત્ર વિચારનો, ઉદાર, પણ અવિચારી હતો. શુજા બાયલો વિષયી હતો. ઔરંગઝેબ બુદ્ધિવાન, રૂપાળો, યુદ્ધમાં ચતુર, પણ અતિ લોભી, દગલબાજ, ને ધર્માંધ હતો. મુરાદ બહાદુર પણ કમઅ-કલ ને વિષયી હતો. મુગલ દરબારમાં પાદશાહથી ઉતરતો ઈલ-કાબ સુલતાન હતો તે એ દરેક શાહજાદાને આપ્યો હતો. ઘણું કરીને વડાને પોતાની કને રાખી બીજાને પ્રાંતોના સૂબેદાર ઠરાવી વહીવટ કરવાને તથા સેનાપતિ ઠરાવી યુદ્ધે મોકલવામાં આવતા. ઔરંગઝેબ દક્ષિણનાં મુસલમાની રાજ્યો જીતવામાં લાગ્યો તેવામાં તેને સમાચાર મળ્યા કે પાદશાહ એટલો માંદો થયો છે કે જીવશે નહિ (સને ૧૬૫૭). એ વેળા દારા બાપની

ઈ. સ. ૧૬૫૭.

પાસે આગ્રે હતો; શુજા બંગાળાનો સૂબેદાર, મુરાદ ગૂજરાતનો સૂબેદાર, અને ઔરંગઝેબ દક્ષિણનો સૂબેદાર પોતપોતાના મનસુબામાં હતા. શુજાએ અને મુરાદે પાદશાહીપદ ધારણ કરી પાયતખ્ત ભણી કુચ કરવા માંડી. ઔરંગઝેબે દક્ષણી રાજ્યો જોડે સલાહ કરી, ગોલકોંદાના ફૂટેલા સરદારોને મેળવી લીધા, ને મૂર્ખ મુરાદને ઠગવાને ચિઠ્ઠી મોકલી કહાવ્યું કે મારે તો મક્કે જઈ ભજન કરવામાં કાળ કાઢવો છે, પરંતુ પ્રથમ તારી કુમકે આવી નાસ્તિક દારાને અને તેના કાફર સેનાપતિ જસવંતસિંઘને જીતી તને ગાદી અપાવવાની ઈચ્છા છે, કેમકે તું બધા ભાઇઓમાં વધારે યોગ્ય છે. ભોળા મુરાદે એ વાત ખરી માનીને તેને પોતાની મદદે બોલાવ્યો. દારાએ જસવં-તસિંઘને એ બેને ખાળવાને મોકલ્યો ને પંડે શુજા ઉપર ચડી તે-ને કાશી આગળ હરાવી બંગાળે પાછા જવાની ગરજ પાડી.

આણી તરફ મુરાદે ને ઔરંગજેબે મળી ઉજ્જણ આગળ જસવંતસિંઘનો પરાજય કર્યો. પછી બંને ભાઈ આગળ ચાલ્યા. આગ્રેથી એક મજલને છેટે દારા તેમને મળ્યો. બે પક્ષની સેનાઓ વચ્ચે દારૂણ યુદ્ધ થયું. દારાના હાથીને ઝખમ લાગવાથી તે મસ્ત થયો ત્યારે તે ઉપરથી તે ઊતર્યો. તેની અંબાડી ખાલી જોઈ તેની ફોજ ભાગી. ઔરંગજેબ ને મુરાદ ફતેહ પામ્યા. ત્રીજે દહાડે આગ્રે પોહોંચી ઘરડા બાપ પાસે જઈ માગ્યું કે દારાને રાજપાટ ન આપો, પણ શાહજાંહે તેનું કહ્યું ન માન્યાથી તેને કિલ્લામાં પૂર્યો. દારા દિલ્હી ભણી નાઠો હતો તેની પૂઠે ઔરંગજેબ અને મુરાદ પડ્યા. માર્ગમાં ઔરંગજેબે મુરાદને દગાથી કેદ કર્યો ને દિલ્હી જઈ આલમગીર નામ ધારણ કરી પોતાની દુવાઈ ફેરવી. સને ૧૬૫૮. શાહજાંહ બંદીખાને રહી ૧૬૬૮ માં મૂઓ. શાહજાંહના દરબારનો ભભકો ભારે હતો. ઈ. સ. ૧૬૫૮. મૌરાસન નામે તખ્તને બનાવતાં ૬॥ કરોડ રૂપિઆ થયા હતા. તાજમહાલ નામે આરસની અતિ સુંદર ઇમારત છે તે તેણે કરાવી હતી. એ પ્રકારનું એનાથી સરસ મકાન હજી કોઈથી થયું નથી. નિમકહરામ ને પિતાદ્રોહી દીકરાએ તેને પદભ્રષ્ટ કર્યો તેવારે તેના જામદારખાનામાં ૨૪ કરોડ રૂપિઆ શીલકે હતા તે ઊપરાંત કરોડો રૂપિઆનું જવાહીર તો જૂદું. સામટે મેળે લેતાં શાહજાંહ સારો ન્યાયી રાજા હતો. રાજકાજ જાગરૂતીથી ને ખબરદારીથી કરતો, ગુણવાન કારભારી રાખતો, ને પ્રજા ઉપર હેત રાખતો, તેથી રાજ્યમાં શાંતિ ને રૈયતમાં આબાદી રહી.

આલમગીર ૧ લો.—મુસલમાન પાદશાહોની ચંડાળ રીત પ્રમાણે એણે પ્રથમ ભાઈ ભત્રીજાનો સંહાર કરી તેમનાં કુટુંબોને કેદ કર્યાં.* દારા નાસતો પકડાયો ને મુરાદ બંદીશાળામાં હતો. એ બંનેને ગરદન માર્યાં, ઈ. સ. ૧૬૫૮.

* પાદશાહી કુટુંબના માણસોને કેદ કરવાનું ઠેકાણું ગોવાલીઅર હતું.

ને તેમના પુત્રોને વિષ દઈ પૂરા કર્યા સંભવેછે. શુજાને હારી આરાકાનમાં ભાગવું પડ્યું. ત્યાંનું રાજ લેવાને ફીસાદ કરવાથી તે અને તેનો કબીલો માર્યો ગયો. મહાન્ અકબરે આરંભેલી અને ભલા શાહજાંહ સૂધી પાળવામાં આવેલી ધર્મ-સંબંધી રૂડી રાજરીતિ આ પાદશાહે તજી ને હિંદુઓને બળાત્કારે વટાળવાનો પ્રયત્ન કર્યો. મુસલમાન ધર્મનો પક્ષ કરી તેણે અકબરે દાખલ કરેલું સૌર વરસ બંધ પાડી હીજરી સને પાછો ચલાવ્યો; મૂર્તિપૂજકોના ઓચ્છવ, ધર્મના વરઘોડા, કે બીજા ડોળડમાક અટકાવવાને મુલ્લા નીમ્યા, ને તેમને મદદ કરવાને સવારો સોંપ્યા. હિંદુની જાત્રા ભરાય ત્યાં જે માલ વેચાય તે ઉપર વેરો નાખ્યો; કેટલાક કર હિંદુ પાસે મુસલમાનથી બમણા લેવામાંડયા, અને હિંદુને સરકારી નોકરીમાં નહિ રાખવાને અમલદારોને ફરમાવ્યું. આથી હિંદુ પ્રજા નારાજી થઈ. એવામાં રાજ્યધાનીથી કેટલેક છેટે નારોળ કરીને ગામ હતું ત્યાં સતરામી નામે પંથના હિંદુ રહેતા હતા તેમાંના કોઇને એક સરકારી સિપાઇ જોડે વરવાદ થઈ તે પરથી તેમણે હંગામો ઊઠાવ્યો, ને તેમને સજા કરવાને મોકલેલી કેટલીક લશ્કરી ટૂકડીઓને હરાવી. એમના બળ વિષે વહેમી ગપાટા ચાલ્યા, ને પાદશાહી ફોજ તેમની સામા જવાને ડરી. પાદશાહે પંડે જઇ તેમને જીત્યા, તેમને સહાય કર્યાને તહોમતે તેણે ઘણા હિંદુને કતલ કર્યા ને તેમની બાયડીઓને ઝાલી વેચી; અને આખા રાજ્યના હિંદુ ઉપર જજીઆ વેરો નાખ્યો. દિલ્હીના હિંદુઓ આ વેરા બાબત ફર્યાદ કરવા સ્વારી વખત ગયા તેમને સ્વારોએ ને હાથીઓએ મારી નસાડયા.

રજપૂત સરદારોનાં મન આ ધર્મ વિરોધ અને જજીઆ વેરાથી ખાટાં થયાં હતાં, તથાપિ પાદશાહી નોકરી તેઓ આંકીનથી બજાવતા. જોધપુરનો રાજા જસવંતસિંઘ કાબુલનો

સૂબેદાર હતો તેણે હિંમતથી આલમગીરને શિખામણ દીધી કે ધર્મવિરોધ મા કરો. એ સલાહ ન માનતાં તે રાજાનો ત્યાં કાળ થવાથી તેની પટરાણી ને તેના બે કુંવરો પાછા આવ્યાં તેમને દિલ્હી આગળ રોકી પકડવાની કોશીશ કરી. રજપૂતોએ તેમને તદબીરથી ઉગાર્યાં, પણ ત્યારથી તેમની બેદિલી વધી. એમનાં રાજ્યોનો નાશ કરવાને પાદશાહે ઘણો પ્રયત્ન કર્યો, તેમનો મૂલક ઊજડ કર્યો, અને તેમની રૈયતની કતલ કરી. જડમૂળથી તેમનો અને તેમની પ્રજાનો નાશ કરવાને પુષ્કળ ફોજ મોકલી અને ભારે કેર કર્યો. એથી હાડવેર બંધાયાં; શૂરા રજપૂત મિત્ર ટળી શત્રુ થયા; એમનો ટેકો મુગલાઈ પાદશાહીને જબરો હતો તે એમ ખશી ગયો.

પાદશાહના ધર્માંધ સ્વભાવથી મુસલમાનો રાજી થયા, પણ ઉપર કહ્યા તે જૂલમોથી તથા દહેરાં વટાળ્યાથી તથા તોડ્યાથી હિંદુ રૈયતમાં ઘતરાજી પેદા થઈ. તેઓ તેમનાથી છૂટા પડવાના વિચાર ચલાવા લાગ્યા. મુસલમાની જૂલમથી પંજાબમાં લડવૈયો શીખ પંથ ગુરૂ ગોવિંદે આ કારકીર્દીમાં સ્થાપ્યો. એ લોકનું આલમગીરના બળ આગળ ચાલ્યું નહિ, પણ બીજ રોપાયું. તેની પછીના વખતમાં શીખ લોક જબરદસ્ત થયા.

મુસલમાની રાજ્યને તોડનાર શિવાજી નામે મહાપુરૂષ દક્ષિણમાં થયો. એ મરેઠાનો બાપ શાહજી ભોંસલે બિજાપુરના પાદશાહની ફોજમાં નાયક હતો. જે રચના એણે રચી અને મહારાષ્ટ્રમાં જે સ્વદેશાભિમાન અને ઉત્સાહ જગાડ્યાં તેણે મુસલમાની અમલનો નાશ કર્યો. આલમગીરના ધર્મસંબંધી પક્ષપાતથી અને દક્ષિણનાં મુસલમાની રાજ્યોને જીતી લેવાથી શિવાજીને સહાય મળી. જોધપુર, ઉદેપુરાદિ રજપૂત સંસ્થાનો જોડે વઢ્યા પછી મુગલ પાદશાહ દક્ષિણ જીતવાને સને ૧૬૮૩ માં ગયો. ત્યાર પહેલાં તેના સામંતો આવ્યા હતા, પણ તેમનાથી

કામ પાર પાડી શકાયું નહતું. મુગલો જુદ્ધ કરવામાં અગાઉ જેવા સારા નહતા. તેઓની સંખ્યા અને આલમગીરના
ઈ. સ. ૧૬૮૩. બુદ્ધિબળના યોગથી તેમણે મુસલમાની રાજ્યોનો અંત આણ્યો, પણ મરેઠા પડે પડે ને ઊભા થાય તેવા હતા તેઓને જીતાયા નહિ. સને ૧૬૮૬ માં બિજાપુરના રાજ્યની અને બીજે વરસે ગોલકોંદાના રાજ્યની પાદશાહે સમાપ્તિ કરી. પછી વીસ વરસ લગી મરાઠાને વશ કરવાનો તેણે ભારે પણ ફોગટ યત્ન કર્યો. તેની યુદ્ધકુશળતાએ કરીને તેને જય મળતા તે માત્ર નામના હતા. મરેઠી ગઢો જીતતો એટલે મરેઠા તેના પ્રાંતો લૂટવા દોડતા, તેના લશ્કરની તૂકડીઓને પીડતા, ગઢો પાછા લેતા. તેમના પહાડી વિકટ મૂલકમાં રેલ અને મરકીથી તેની છાવણીઓની ખરાબી થતી. નાણાની તંગી, અને કુંવરો અને સરદારો ઉપર અણવિશ્વાસથી ચિન્તાતુર, અને મરેઠા જીતાતા નહતા તેના ખેદથી પાદશાહ ઘડપણમાં હેરાન થયો. મુગલાઈ પાદશાહીનો વિસ્તાર હિમાલયથી કન્યાકુમારી સૂધી વધારી તેને પૂર્ણ કળાએ ચઢાવી, પણ તે હવે ટકવાની નથી, કેમકે મુગલોમાં દમ રહ્યો નહતો. હિંદુ તેનો વિનાશ ઈચ્છતા હતા, અને શાહજાદા તખ્તને માટે વઢી દુશ્મનોનું ફાવવા દેશે એવી ફીકરથી, તથા પિતાને પીડી અને ભાઈ ભત્રીજાને હણી, તથા બીજાં મહાપાતકો કરી ગુનેગાર થયેલો ને સરજનહા-
સને ૧૭૦૭. રની હજૂરમાં જવાનો કાળ પાસે આવેલો તેથી બહુ ક્લેશ પામી તે સને ૧૭૦૭ માં અહમદનગરમાં ૮૯ વર્ષની ઊમરે મૂઓ. રે! મને શી શિક્ષા થશે! કોણ જાણે મને કેવી સજા થશે! એમ બોલતાં તેનો પાપી પ્રાણ ગયો.

મુસલમાન તવારીખ લખનારા આ પાદશાહને મુગલ વંશનો સર્વોત્તમ પુરૂષ ગણેછે; બીજા બધા ઇતિહાસ કર્તા અને દુનિયા અકબરને સર્વોત્તમ માનેછે. બુદ્ધિ, દૃઢતા, અને ઉદ્યોગમાં એ બે સરખા હતા. બીજી બધી વાતે બંને ઊલટા હતા.

અકબર મોટા હૃદયનો ઉદાર ને સાચો, આલમગીર સાંકડા મેલા મનનો કપટી; અકબર સમદૃષ્ટિ રાખતો, આલમગીર પક્ષપાતી ને પીડક હતો; અકબર જીતાયલા શત્રુઉપર દયા કરી સખાવતથી તેમને દોસ્ત કરી લેતો, આલમગીર દુશ્મનોઉપર ક્રૂરતા કરી વેર વધારતો; અકબર સત્ય અને સારી યુક્તિથી પોતાનું કામ કરી લેતો, આલમગીર કપટ અને કાવતરાંથી પોતાનો હેતુ પાર પાડતો; એમ એ બેઉ મોટા પાદશાહોમાં વિરૂદ્ધતા હતી.

હવે મુસલમાની રાજ્ય જવા બેઠું માટે અત્યાર સૂધી તેમણે વિદ્યાને માટે શું કર્યું તેપર આ ઠેકાણે નજર કરીએ. એમનો ધર્મનો ગ્રંથ જે કુરાન તે આરબી ભાષામાં છે, પણ બાકીનાં પુસ્તકો ઘણું કરીને ફારસી બોલીમાં લખ્યાંછે. વરસવાર ઇતિહાસ લખવાનો આરબનો ચાલ જોઈ એમણે ભરતખંડમાં તે દાખલ કર્યો. માત્ર આલમગીરે તવારીખ લખવાની મનાઈ કરી હતી. ખગોળ, ભૂગોળ, ગણિતાદિ વિદ્યા આરબ લોકમાં હતી, ને તેપરથી તે ફારસીમાં દાખલ થઈ. વિદ્યામાં સુધારો વધારો આ દેશમાં કાંઈ થયો નહિ. ઇતિહાસ, કવિતા, અને કહાણીઓના ગ્રંથો નવા રચાયા. ગીજનીના સુલતાન મહમૂદના દરબારના મોટા કવિ ફરદુશીએ શાહનામું જોડયું, ને બીજાં પુસ્તકો પણ ત્યાં બન્યાં. દિલ્હીના તુર્ક અને પઠાણ સુલતાનોના સમયમાં કેટલાક ગ્રંથો થયા. અહમદનગરના પાદશાહના દરબારમાં ફિરિશતાહ નામે મોટો ઇતિહાસકર્ત્તા હતો તેણે તારીખ-ફિરિશતાહ નામે ચોપડી બનાવી છે તેમાં ઇ. સ. ૯૭૫ થી ૧૬૦૫ સૂધીનો ઇતિહાસ લખ્યોછે. બાબરે સ્વજીવનચરિત્ર પોતાની તુર્કી બોલીમાં લખીને તેનો ફારસીમાં તરજુમો કર્યો. અકબરના મુખ્ય વજીર અબુલ ફાજલે ઐન-ઈ-અકબરી નામે ઇતિહાસ તથા અકબરનામું નામે જીવનચરિત્ર લખ્યાં. તેના ભાઇ ફૈજીએ સંસ્કૃત ભણી મહાભારતાદિક સંસ્કૃત પુસ્તકોનાં ફારસીમાં ભાષાંતર કર્યાં. અકબરને ભોજની ઉપમા આપી

શકાય. તેને આશરે ઘણાં પુસ્તકો મોટા પંડિતોએ રચ્યાં. એની પછી એના જેવા પાદશાહ થયા હોત તો ભરતખંડનો દહાડો વળત ને વિદ્યાકળામાં મોટો વધારો થાત. આલમગીરનો ઇતિહાસ તેના વખતમાં કાફીખાંએ છાનામાના લખ્યો. ત્યાર પછીનો ઇતિહાસ પણ મુસલમાન પંડિતોએ લખ્યોછે. મિરાતે આહમદી નામે ગૂજરાતનો ઇતિહાસ ફારસી બોલીમાં વિસ્તારથી લખાયલો છે.

---

## प्रकरण १० मुं.

આલમગીર પછીના સાત મુગલ પાદશાહ. બાદશાહીનું ભંગાણ. બાકીના નામના પાદશાહો. અવલોકન. નવાં રાજ્યો. સને ૧૭૦૭ થી ૧૮૫૮ સૂધી.

૧ લા આલમગીરના મરણવેળા તેને ત્રણ શાહજાદા હતા તેમનાં નામ મોઆજીમ, આજમ, અને કામ્બક્ષ. શાહે મરતીવેળા એ ત્રણ વચ્ચે રાજ્યની વહેચણ કરી હતી, પણ તેનો હૂકમ ન માનતાં તેઓ લડ્યા, તેમાં આજમ અને કામ્બક્ષ માર્યા ગયા, તેથી એકલા મોઆજીમને હાથ આખી બાદશાહી આવી. તેણે બહાદુરશાહ નામ ધારણ કર્યું. તવારીખમાં શાહઆલમ ૧ લો પણ કહેવાયછે.

આલમગીર પછીના ૭ નબળા બાદશાહનાં નામ અને વરસ.

| | |
|---|---|
| बहादुरशाह ( के शाहआलम ) १ लो .... | સને ૧૭૦૭ |
| जहांदारशाह ................ | ” ૧૭૧૨ |
| फरुखशियर ................ | ” ૧૭૧૩ |
| महमदशाह ......... .... . | ” ૧૭૧૯ |
| अहमदशाह . ........... .. | ” ૧૭૪૮ |

એમના સમયમાં દિલ્હીનું મુગલાઈ રાજ્ય પડી ભાંગ્યું.

બહાદુરશાહના બાપે શિવાજીના મરણ પછી તેના દીકરા સંભાજીને પકડી ઠેર માર્યો હતો અને સંભાજીના કુંવર શાહુરાજાને દિલ્હીમાં કબજે રાખ્યો હતો. એ શાહુરાજાને આજમે છોડી દક્ષિણ જવા દીધો હતો. બહાદુરે એ રાજા જોડે દોસ્તી કરીને પોતાની નબળાઇ દેખાડનાર તથા લાજ લગાડનાર ચોથ ઉઘરાવવાનો હક કબૂલ રાખ્યો. રજપૂત સંસ્થાનોના રાજા સાથે સલાહ કરી તેમને સ્વતંત્ર જેવા થવા દીધા. મારવાડનો રાજા અજીતસિંહ ( મયત જસવંતસિંહનો પુત્ર ) એ વેળા રાજપુત્રોનો આગેવાન હતો. પંજાબમાં શીખ લોક જોરપર આવ્યા હતા. કબીરના ચેલા નાનકે બાબરના વખતમાં એક ઈશ્વરી પંથ સ્થાપી હિંદુ મુસલમાનને એક કરવાને ઇરાદે બેઉનાં શાસ્ત્રોમાંથી સાર કાઢી નવો સંપ્રદાય ચલાવ્યો હતો. આલમગીરના જૂલમથી એ પંથના લોકને હથીઆર બાંધવાની જરૂર પડી. રાજકર્તાઓના મારફાડથી ખીજવાઇ તેમણે ફિતૂર મચાવ્યું હતું. તે તોડવામાં બહાદુરશાહ પાંચ વરસ રોકાયો પણ પાર પડયો નહિ. એનું મરણ ઇ. સને ૧૭૧૨ માં થયું.

બહાદુરશાહને ચાર દીકરા હતા, તેઓ ગાદીને માટે વઢયા. જુલફિકારખાં નામે સરદારની મદદવડે વડો શાહજાદો ફતેહ પામ્યો. તે ભાઈ ભત્રીજાને મારી જહાંદારશાહ નામે પાદશાહ થયો. એની કતલમાંથી ફરૂખશિયર નામે ભત્રીજો બચી ગયો હતો. તેને બહારના સૂબેદાર સૈયદ હુસેન અલ્લીની અને તેના ભાઈ અલાહબાદના સૂબેદાર સૈયદ અબદુલાની કુમક મળી. આગ્રા આગળ બે પક્ષની સેનાઓ વઢી તેમાં ગાદીપતિ હાર્યો. જુલફિકારે તેને તેના વેરીને સ્વાધીન કર્યો. સૈયદોએ એ બંનેના જીવ લીધા.

ફરૂખશિયર પાટે બેઠો, પણ સૈયદો આગળ તેનું કાંઈ ચાલતું નહતું. એ બેમાંનો એક ભાઈ મુખ્ય વજીર થયો ને બીજો સેનાપતિ થયો. બધો કારભાર તેમને હાથ હતો. તેઓ અકલમંદ ને

શૂરા હતા. એમની સામે કેટલાક મોટા સરદારો થયા તેઓમાં ચાર મુખ્ય હતા. એ ચારમાંનો દાઉદખાં માર્યો ગયો, મીરજમલાને નોકરી છોડવી પડી, અને બાકીના બે અંતે ફતેહ પામ્યા. એ બેનાં નામ નિજામ-ઉલ-મુલ્ક અસોફજાહ અને સાદતખાં. પહેલાના વંશજો હાલ દક્ષિણ હૈદરાબાદમાં રાજ્ય ભોગવેછે, અને લખનોરમાં બીજાની ઓલાદે સન ૧૮૫૬ સૂધી રાજ્ય ભોગવ્યું. જોધપુરના રાજા જોડે લડાઈ ચાલતી હતી તે તેની કન્યા પાદશાહે પરણવી એવી શરતે માંડી વાળી. એ કન્યા વરવા આવી તેવામાં શાહ માંદો થવાથી લગ્નમાં ઢીલ થઈ. એ વેળા કલકત્તેથી ઇંગ્રેજના વકીલો શાહને અરજ ગુજારવા આવ્યા હતા તેમની સાથે હામિલ્ટન નામે દાકતર હતો તેનું ઓસડ પાદશાહે કર્યું તેથી તે ઝટ સાજો થયો ને લગ્ન તરત થયાં. દાકતરને ઇનામ માગવાનું શાહે ફરમાવ્યું. સ્વદેશાભિમાની હામિલ્ટને સ્વાર્થપર નજર ન કરતાં કંપનીને માટે બંગાળાના ૩૭ તાલુકાની જમીનદારીની, અને તેના માલને હાંસલથી માફીની સનદ માગી તે પાદશાહે આપી. એથી ઇંગ્રેજનું જોર વધ્યું. પંજાબમાં શીખ લોકનો સરદાર બંધુ પાદશાહી પ્રાંતોને વેરાન કરતો હતો તે પકડાયો. તેને ને તેના સેંકડો સાથીઓને રીબા રીબાને માર્યા. એમ મરવું કબૂલ કર્યું, પણ ધર્મ તજવાની તેમણે ના કહી. હજારો શીખને પંજાબમાં વાઢી નાખ્યા. દક્ષણમાં પાદશાહી મૂલકની ખરાબી મરેઠા કરતા હતા. ત્યાંના સૂબેદાર નિજામ ઉલ મુલ્કને ખસેડી સૈયદ હસન ત્યાં ગયો. તેનાથી કાંઈ વાળ્યું નહિ. પોતાનો સ્વાર્થ સાધવાને તેણે શાહુ રાજા સાથે મૈત્રી કરી. કેટલોક મૂલક, આખા દક્ષણની ચોથ, અને સરદેશમુખી ($\frac{1}{10}$) દેવાનો કરાર કર્યો. પોતાનો પક્ષ મજબૂત કરવાને તથા એ કરારનામું મંજૂર કરાવવાને પેશ્વા બાલાજી વિશ્વનાથને ૧૦,૦૦૦ મરેઠા સ્વારો જોડે દિલ્હી તેડી ગયો. ફરૂખશિયરે એ કરાર મંજૂર કર્યા નહિ, ને સૈયદોથી

છૂટવાની કોશીશ કરી. સૈયદ હુસન અલીએ તેને મારી નંખાવ્યો.

ફરૂખશિયરનો ઘાત કરી સૈયદોએ પાદશાહી કુળના એક બાળકને જનાનખાનામાંથી કાઢી ગાદીએ બેસાડ્યો. તે ક્ષયી રોગે ત્રણ માસ પછી મરી ગયો ત્યારે તેવાજ બીજાને પાદશાહ બનાવ્યો. તે પણ થોડા માસમાં મૂઓ. પછી તેમણે રાજ્ય-કુટુંબમાંથી મહમદશાહને પાદશાહ ઠરાવ્યો. એમ આલમગીર (ઔરંગજેબ) ના મરણ કેડે ૧૨ વરસમાં પાંચ પાદશાહ થયા. આ પાંચની કાર્કીર્દીમાં પાદશાહીનું એક અંગ એક સૂબેદાર બથાવી પડ્યો, બીજું બીજે બથાવી પડ્યો, ત્રીજું ત્રીજે, એમ અવયવો છૂટા પડી જવા લાગ્યા. શાહજહાંના મયૂરાસન ઉપર બેસનાર, અને કોહીનૂર મણી પહેરનાર પાદશાહોમાં એ છેલ્લો હતો. મહમદશાહની મા ખબરદાર હતી તેની દૃઢતા અને હો-શીઆરીની મદદે શાહ સૈયદોથી છૂટો થયો. સાદતખાં અને નિજામ મળી ગયા પછી નિજામ બળવો કરી દક્ષણ ગયો; તેને સજા કરવાને સૈયદોએ લશ્કર મોકલ્યાં તેઓને તેણે હરાવ્યાં. હુસેન અલીએ પાદશાહને જોડે લઈ પંડે તેના ઉપર સ્વારી કરી. અબદલ્લાહ દિલ્હીમાં રહ્યો. સૈયદો શીહા હતા અને તેના સામાવાળીઆ સુન્ની હતા. માર્ગમાં હુસેનને તેના સામાવાળી-આ એ મરાવી નંખાવ્યો. છાવણીમાં જુદ્ધ ચાલ્યું, પણ પાદશા-હના આગળ પડવાથી તે બંધ પડ્યું. આ ખબર સાંભળી સૈયદ અબદલ્લાહ ફોજ લઈ લડવા ચાલ્યો. દિલ્હી ને આગ્રાવચ્ચે શાહપુર આગળ સંગ્રામ થયો તેમાં તે હાર્યો તેથી પાદશાહ તેમ-નાથી છૂટ્યો. તેણે નિજામને વજીર ઠરાવ્યો, પણ તે ઝાઝીવાર દિલ્હીમાં ન રહેતાં દક્ષણમાં જઈ પાદશાહીપદ ધારણ કર્યાવિના આપ અખતીઆરે અમલ કરવા લાગ્યો. સાદતખાંએ તેજ-પ્રમાણે અયોધ્યા પ્રાંતમાં જઈ કર્યું. જોધપુરના રાજા અ-જીતસીંઘે અજમેરનો સૂબો કબજે કર્યો. મરેઠા ચારે તરફ

હાથ મારતા હતા. બળહીન થઈ ગયેલી કુસંપી પાદશાહી એમ-
ની સ્વારીઓની પીડામાં હતી તેવામાં ઈરાની નાદિરશાહ ચઢી
આવ્યો. મુગલાઈ ફોજને હરાવી તે દિલ્હીમાં આ-
ઈ. સ. ૧૭૩૮. વ્યો. સને ૧૭૩૮. પ્રથમ નાદિરે પાદશાહ અને તેના
રૈયત ઉપર રહેમ રાખી હતી. પણ દિલ્હીના લોકે
હંગામો કરી તેના સિપાઇને હણવા માંડ્યા, તેથી ક્રોધે ભરાઈ
તેણે લોકને કતલ કરવાની આજ્ઞા કરી. શત્રુએ ઠેકાણે ઠેકાણે
આગ લગાડી હજારો માણસને લૂટી વાઢી નાખ્યા. બીજે દિ-
વસે દિલ્હીપતિએ માફ માગી કતલ અટકાવવાની અરજ કરી
તેપરથી નાદિરે તે બંધ પાડી. ત્યારપછી પાદશાહી ખજાનો,
મયૂરાસન, કોહીનૂરાદિ હીરા, મોતી, ઘરેણાં વગેરે સર્વસ્વ લીધું.
અમીર ઉમરાવો, શેઠ શાવકારો, વગેરેને એક એકને ઝાલીને
લૂટ્યા ને માર મારીને તેમનું દાટેલું ધન મનાવી કઢાવ્યું. એમાં
ઘણાના જીવ ગયા. પ્રાંતોના સૂબેદારો પાસેથી લેવાય એટલાં
નાણાં લીધાં. એમ કરોડો રૂપિઆ રોકડા, કરોડોનાં રત્નો,
કરોડોનો બીજો માલ, પુષ્કળ હાથી, ઘોડા, ઊંટ અને સેંકડો
ચતુર કારીગરોને લઈ તથા અભાગ્યા મહમદશાહને પાયમાલ
થયેલી ગાદી સોંપી નાદિરશાહ પાછો ગયો. એના મરણપછી
એના હાથ નીચે કેળવાયલો અહમદશાહ અબદલી કે દુરાની
કંદહારનો સુલતાન થયો. એણે દિલ્હીના રાજ્ય ઉપર સ્વારી કરી,
પણ શાહજાદા અહમદ અને વજીર કમરૂદીને તેને હરાવી પા-
છો વાળ્યો. સને ૧૭૪૮. મુગલોનો આ છેલ્લો જય હતો. એ
વરસમાં પાદશાહ મરણ પામ્યો. એના અમલમાં રોહીલા ના-
મે પઠાણ લૂટારા કેટલોક મૂલક પચાવી પડ્યા તે હાલ રોહીલ-
ખંડ કહેવાયછે. બંગાળાનો સૂબેદાર પણ સ્વતંત્રપણે અમલ
કરવા લાગ્યો.

મહમદશાહની પછી તેનો કુંવર અહમદશાહ તખ્તે બેઠો.
એને રાજ્ય માન્યું કે વળી અબદલીએ સ્વારી કરી. ઉમરાવો-

એ તેની સામા થવાની સલાહ આપી તે ન માની પાદશાહે તેને લાહોર અને મુલતાન આપી સંતોખ્યો. પેશ્વા બાજીરાવે મરેઠાને પૂર જોરપર આણ્યા. તેના હાથ નીચે કેળવાયલા સિંધીઆ, હોલકરાદિ સરદારો હિંદુસ્થાનમાં પણ લૂટવા લાગ્યા. એ વેળા આગળ કહેલા સાદતખાંનો ભત્રીજો સફદરજંગ અયોદ્ધાનો સૂબેદાર હતો તે અહમદશાહને પોતાને હાથ રાખવાની કોશીશ કરતો હતો, અને ભરતપુરનો જાટ રાજા સુરજમલ તેની તરફ હતો. નિજામ ઉલમુલ્કનો પૌત્ર ગાજીઉદ્દીન સામા પક્ષમાં હતો, અને તેની તરફેણમાં મરેઠા હતા. નબળો શાહ એઉથી ડરતો હતો, ને એકેના પક્ષમાં દૃઢ નહતો. મલ્હારરાવ હોલકરે એકાએક આવી દિલ્હી અને પાદશાહ બંનેને કબજે કર્યાં. ગાજીઉદ્દીનની શિખામણથી અમીરોએ શાહને પદભ્રષ્ટ કર્યો, આંધળો કર્યો, ને કેદમાં પૂર્યો. ત્યાં તે બાપડો મરી ગયો, સને ૧૭૫૪. ગાજીઉદ્દીને તેના કાકાને આલમગીર બીજો એ નામ આપી બાદશાહ બનાવ્યો. આ સમે મુગલાઈ રાજ્ય છેક દુર્દશામાં આવી તૂટી ગયું. બંગાળા, બહાર, રોહીલખંડ, ગૂજરાત, માળવા, દક્ષણ, વગેરે ઘણાખરા પ્રાંતોમાં સ્વતંત્ર હાકિમો અમલ કરતા હતા, અને દિલ્હીની ગાદીએ બેસનાર માત્ર નામના પાદશાહ ગણાતા.

| એ પાદશાહોનાં નામ અને | વરસ. |
|---|---|
| आलमगीर बीजो | १७५४ |
| शाहआलम बीजो | १७५९ |
| अकबर बीजो | १८०६ |
| महमद बहादुरशाह | १८३७ |

હવેથી પાદશાહનું કાંઈ ચાલતું નહિ. જેનું ફાવે તે વજીર થાય ને નજરમાં આવે તેમ વર્તે. અયોદ્ધાનો નવાબ સફદરજંગ વજીર હતો તેણે મરેઠાની મદદથી રોહીલા લોકને હરાવ્યા.

તેના મરણપછી તેની જગાએ અયોધ્યામાં સુજા ઉદ-દૌલાહ થયો ને દિલ્હીમાં વજીરાતપર ગાજીઉદ્દીન થયો. અહમદશાહ અબદલીના તાબાનો લાહોરપ્રાંત એણે લીધો તેવારતે અબદલી વળી દિલ્હી ઉપર આવ્યો ને ભારે નુકસાન કર્યું. મથુરામાં હિંદુ જાત્રાળુઓની કતલ કરીને દેશ લુટ્યો. ગાજીઉદ્દીને માફ માગી તે તેને મળી. દુરાની શાહના ગયાપછી વળી ગાજીઉદ્દીને આપખુદીથી કેર વાળવા માંડ્યો. આલમગીરનો વડો દીકરો શાહઆલમ નાશી છૂટ્યો. ગાજીઉદ્દીનની સલાહથી મરેઠાએ પંજાબ ઉપર સ્વારી કરી. અબદલી ચોથીવાર ચઢી આવ્યો. એ વેળા ગાજીઉદ્દીને બીચારા આલમગીર બીજાને મારી નાખ્યો, ૧૭૫૯, અને તેની જગાએ એક છોકરાને બેસાડ્યો. એ પાદશાહને કોઈએ માન્યો નહિ, ને ગાજીઉદ્દીનને નાસવું પડ્યું. અહમદશાહ ચોથીવાર માર્ગમાં વિનાશ કરતો દિલ્હી આવ્યો, રાજ્યધાની લૂટી, પણ તેની ફોજમાં મરકી ચાલવાથી તે ત્યાંથી નીકળ્યો. સદાશિવરાવની સરદારી નીચે મરેઠી લશ્કરે રાજ્યધાની લીધી. પછી દુરાની અને મરેઠી લશ્કરો પાણીપતના રણમાં વઢ્યાં તેમાં મરેઠી સેના નાશ પામી. અબદલીએ દિલ્હી આવી શાહઆલમને ગાદી આપી. શાહઆલમના કુંવર જુવાનબખ્તે પાદશાહી તારવાની વ્યર્થ કોશીશ કરી. દશ વર્ષ કેડે મરેઠા પાછા દિલ્હી આવ્યા ને શાહઆલમ તેના રક્ષણમાં રહ્યો. ૧૭૮૬ માં ગૂલામ કાદર નામે સરદારે ઘરડા શાહઆલમની આંખો ફોડી. મરેઠાએ તેનાથી છોડવી અને ૧૮૦૩ સૂધી તે બાપડાને દુઃખ અને દરિદ્રતામાં રાખ્યો. એ વરસમાં ઇંગ્રેજ સરદાર લાર્ડ લેકે મરેઠા પાસેથી દિલ્હી લીધી અને આંધળા શાહને વખાથી મુક્ત કર્યો. ૧૮૦૬ માં તે મરી ગયો. તેની પાછળ તેનો શાહજાદો બીજો અકબર રાજ્યવગરના તખ્તે બેઠો, તેનું રક્ષણ ઇંગ્રેજ સરકારે કર્યું. સને ૧૮૩૭ માં તેનો કાળ થવાથી તેનો કુંવર મહમદ બહાદુરશાહ નામનો પાદશાહ

ઈ. સ. ૧૮૦૩.

થયો. તેને પણ અંગ્રેજે પાળ્યો. તે મુગલ વંશનો ૧૭ મો અને છેલ્લો પાદશાહ હતો. અને ૧૮૫૭ માં અંગ્રેજની દેશી ફોજે બળવો કર્યો તેમાં મળી અંગ્રેજનાં બૈરાં છોકરાંનાં ખૂન કરવામાં સામિલ થયાથી તેને અંગ્રેજે દેશનિકાલ કર્યો, અને તેના પુત્ર અને પૌત્રોને ગોળીથી માર્યા. એમ આ નામની પાદશાહીનો પણ અંત આવ્યો.

બાબરથી બહાદુરશાહ સૂધી તૈમુરના ૧૭ વંશજે દિલ્હીને તખ્તે બેશી પાદશાહ કહેવાયા. એકપછી એક છ મોટા પાદશાહ બીજા કોઈ વંશમાં થયા નથી, ને કોઈ મુસલમાની વંશ એટલી બધી મુદ્દત સૂધી ( ૧૫૨૬ થી ૧૮૫૮ લગી ) ટક્યો નહિ. જે દેશોમાં રાજગાદીના વારસાના નક્કી નિયમો નથી, અને હોય તો તે પ્રમાણે વર્ત્તવાની પ્રજાતરફની ધાસ્તી રાજકુંવરોને નથી ત્યાં રાજ્યાસન ખાલી પડે એટલે કુંવરો માંહોમાંહે યુદ્ધ કરે ને જે ચતુર બળીઓ હોય તે અધિપતિ થાય. જ્યારે રાજ્યકુળમાં બુદ્ધિમાન પુરૂષો રહે નહિ ત્યારે ગાદીપતિ ઢીંગલા જેવા બની કારભારીઓ અમલ કરે ને રાજ્ય લય પામે. મુગલ વંશમાં પણ એમ બન્યું. મુગલાઈ રાજ્યનો ઇતિહાસ પૂરો કરતી વેળા જોવું જોઈએ કે તેણે પ્રજાને શો લાભ કર્યો. એવી તપાસ કરતાં પ્રતાપી અકબર સિવાય બીજા કોઈ વખાણવા જોગ જણાતા નથી. મોટા સુંદર મહેલો, મસીદો, રોજા, મનારા વગેરે બંધાવ્યા તે તો પંડના સુખને કે નામનાને સારૂ. ઘણું કરીને નહેરો કરી તે કિલ્લામાં કે મહેલમાં મીઠું પાણી લાવવાને સારૂ કરી હતી. સ્વાર્થ, વૈભવ, અને મોજ શોખને માટે કરોડો રૂપિઆ ખરચી તેમણે જે જે કર્યું છે તે બાદ કરતાં લોકોપયોગને અર્થે કરેલું બાકી થોડુંજ રહેછે. સ્વદેશહિતકારી આપણા સિદ્ધરાજ ( સધરાજેસીંઘ ), માળવાના પરદુઃખભંજન વિક્રમ, કે વિદ્યોત્તેજક ભોજના જેવા અકબર સિવાય તુર્ક, પઠાણ, અને મુગલ વંશોમાં કોઈ રાજા થયા નહિ. મુસલમાન ધર્મ માનનારાં

રાજ્યકુળોમાં મુગલ વંશ સરસ હતો. માત્ર આલમગીરે (ઔરંગજેબે) ધર્મની બાબતમાં અન્યાય અને જૂલમ કરી પોતાના કુળને લાંછન લગાડયું. પાદશાહીની પડતી થવાનાં બે મોટાં કારણ હતાં, એક એ પાદશાહનું ધર્માંધપણું, અને બીજું તેના વંશજોનું બુદ્ધિહીનપણું. એને તોડનારમાં મરેઠા મુખ્ય હતા.

મુગલ પાદશાહી મરવા પડી, ને તેને શીત આવ્યાં તેવારે જે સૂબેદારો અને નવાબો છૂટા પડી ગયા હતા તેઓમાં હિંદુસ્થાનમાં અયોધ્યાનો, અને બંગાળાનો, તથા દક્ષણમાં હૈદરાબાદનો એ ત્રણ સૂબેદારો મુખ્ય હતા. ઠામ ઠામ નાના નવાબો પુષ્કળ હતા. પંજાબમાં શીખ લોકનું જોર વધ્યું હતું, ને અફગાનો તેનો કબજો લેવા આવતા. હૈદરઅલ્લી મ્હૈસૂરમાં રાજ્ય સ્થાપી બળવાન થયો હતો. વળી બંગાળા તથા દક્ષણના પૂર્વ કાંઠાઉપર ઇંગ્રેજ અને ફ્રેંચ પ્રજાઓનાં રાજ્યો થયાં હતાં. પ્રથમ મરેઠી રાજ્યનું બળ હિંદુસ્થાન અને દક્ષિણ બંનેમાં વિશેષ હતું. એ ઝાઝીવાર ટક્યું નહિ, કેમકે તેને રાજ્યનો બંદોબસ્ત રાખતાં ન આવડયો. તેમણે લૂંટથી આરંભ કર્યો ને ઘણા બળવાન થયા ત્યારે પણ લૂટારાજ રહ્યા. એથી દેશ પાયમાલ થયો. ઇશ્વરે આપણા દુઃખ પામતા દેશઉપર દયા કરી ઇંગ્રેજની શક્તિ વધારી, તેથી ઇંગ્રેજ સર્વેથી પ્રબળ થઈ ભરતખંડને થાળે પાડ્યો. એથી આપણે હાલ શાંતિનું સુખ ભોગવીએ છીએ ને આપણા જાનમાલનું રક્ષણ થાયછે.

---

## પ્રકરણ ૧૧ મું.

### મરેઠી રાજ્ય.

મરેઠી રાજ્યની ઉત્પત્તિ. શિવાજી. સંભાજી. શાહુ. પેશ્વા. ભોંસલે. સિંધીઆ. હુલકર. ગાયકવાડ. પાણીપતની લડાઈ. સને ૧૭૬૦.

શિવાજી—મહારાષ્ટ્રનો પ્રાચીન ઇતિહાસ જણાયલો નથી. અલાદીઆ ખૂનીએ તે ઉપર સ્વારી કરી ત્યારથી તે મુસલમાની રાજ્યના સંબંધમાં આવ્યો. ત્યાં પાદશાહી અમલ થયો ત્યારે દેવગિરિના મુખ્ય રાજ્યનો ક્ષય થયો, પણ તેના તાબાનાં ઘણાંક નાનાં સંસ્થાનો રહ્યાં. દિલ્હીથી સ્વતંત્ર મુસલમાની રાજ્યો દક્ષિણમાં થયાં ત્યારે તેઓની ફોજેમાં એમાંના પુષ્કળ મરેઠા નાયકો અને તેઓના હજારો જોદ્ધા હતા; મુલ્કી કારભારમાં એ દેશના બ્રાહ્મણોને દાખલ કર્યા હતા. એમાંના એક મરેઠા કુળનું નામ ભોંસલે હતું. તેનું મુખ્ય ધામ દૌલતાબાદની પાસે વેરોળ કે ઇલોરા હતું. અહિંનો દેશમુખ માલોજી નામે હતો. અહમદનગરના મલિકમ્બરના લશ્કરમાં દશ હજાર મરેઠી ઘોડેસ્વારનો સરદાર જાદવરાય હતો, તે દેવગિરિના જાદવ વંશના રાજકુળનો ગણાતો. માલોજી તેના આશરાથી ૫૦૦૦ સ્વારોનો નાયક થયો. એ નાયકને શાહાજી નામે દીકરો હતો તેનાં લગ્ન જાદવરાયની જીજીબાઈ નામે બેટી વેરે થયાં. એ લગ્નથી પુત્ર થયો તેનું નામ શિવાજી પાડ્યું. શાહાજીએ પણ ૫૦૦૦ ઘોડેસ્વારોથી અહમદનગરના પાદશાહની નોકરી બજાવી, અને તેના તૂટ્યાપછી બિજાપુરની સેવા કરી. તેને બે જાગીરો હતી. એક સતારાની દક્ષિણે હતી તેમાં ૨૨ ગામ હતાં. બીજી તંજાવર પ્રાંતમાં હતી. મરેઠી રાજ્યનો સ્થાપનાર શિવાજી ઈ. સ. ૧૬૨૭ માં જન્મ્યો; શાહાજીને બિજાપુરના પાદશાહે કર્ણાટકનું રક્ષણ કરવાને મોકલ્યો ત્યારથી શિવાજી પોતાની માપાસે પહેલી જાગીરમાં રહેતો એ જાગીરનો વહીવટ કરવાને તથા શિવાજીને ઉછેરવામાં મદદ કરવાને દાદાજી કોંડે નામે બ્રાહ્મણને શાહાજીએ રાખ્યો હતો. શિવાજી વાંચતાં લખતાં તો શીખ્યો નહિ, પણ તે વેળાના મરેઠા સરદારોની પેઠે ઘોડા દોડાવતાં, તીર, તરવાર, બરછી વગેરે શસ્ત્રોનો ઉપયોગ કરતાં

ઈ. સ. ૧૬૨૭.

તે શીખ્યો. કોંડેના બોધથી અને ભારતાદિની વાતો સાંભળી તેનામાં હિંદુધર્મ અને હિંદુ જાતિનું અભિમાન ખૂબ સચેતન થયું. તે શરીરે ઠીંગણો પણ મજબૂત અને ચપળ હતો. અંગકસરતથી તેનાં હાડ કસાયલાં હતાં.

મુસલમાની રાજ્ય તોડી હિંદુરાજ્ય સ્થાપવાનો વિચાર તેણે કર્યો. એ મહાન્ વિચાર શી રીતે પાર પડે તેની યોજના કરી બિજાપુરના તાબાના કિલ્લા તે કબજે કરવા લાગ્યો, અને તેમાંથી ધન મળતું તેવડે નવા બંધાવતો. તેને ખાળવાને બિજાપુર સરકારે તેના બાપ શાહાજીને કેદ કર્યો. શિવાજીએ હિંદુસ્તાનના પાદશાહ શાહજહાંની મદદથી તેને બચાવ્યો. ગોલકોંડા તથા બિજાપુરનાં રાજ્યો જીતવાને શાહજહાંએ ઔરંગજેબને સને ૧૬૫૬ માં મોકલ્યો. મુગલો અને દક્ષણી મુસલમાનોની વરવાડમાં શિવાજી પોતાનું કામ કરી લેતો હતો. લાગ આવે તેમ વારા ફરતી બેઉના કિલ્લા ખૂંચવી લેતો અને મૂલક લૂટતો. કોઈ વખત એક પક્ષ જોડે દોસ્તી કરી તેને મદદ કરે, કોઈવાર બીજા જોડે મળી જાય. એથી તેના રાજ્યનો વિસ્તાર થતો ગયો.

સને ૧૬૫૯. સને ૧૬૫૯ માં બિજાપુરના પાદશાહે તેને છૂંદી મારવાનો જબરો પ્રયત્ન કર્યો. અફજલખાન નામે બહાદુર નાયકને મોટી ફોજસાથે તેનો નાશ કરવાને મોકલ્યો. શિવાજી જેમ શૂરો ને સાહસિક હતો તેમ કપટી ને તદબીરવાળો હતો. આ વેળા તેણે જે દગલબાજી કરી તેથી તેને મોટી નામોશી લાગી. એનો બચાવ એટલોજ છે કે મુસલમાનો પણ વિશ્વાસઘાત કરી હિંદુઓને મારતા. પણ અસત્ય કોઈને છાજતું નથી. શિવાજીએ અફજલખાંને છેતરી પ્રતાપગઢની પાસે એકાંત ડુંગરી કિલ્લામાં એકલો તેડી અણચેત્યો મારી નાખ્યો, અને વગડામાં સંતાયલી મરેઠી ફોજે તેના લશ્કરની માઠી વલે કરી. જે પકડાયા તેઓના ઉપર શિવાજીએ દયા કરી. સ્વભાવે તે ક્રૂર નહતો. જ્યાં તે લૂટ કરતો ત્યાં

ધન મનાવવાને માણસોને મારતો, પણ નકામી નિર્દયતા કદી કરતો નહિ. અફજલ અને તેની ફોજની ખરાબી ધિક્કારવાજોગ યુક્તિથી કર્યાપછી શિવાજીના રાજ્યનો ફેલાવો મસ થયો. કલ્યાણથી ગોવાસૂધીનો કોંકણ કાંઠો, ભીમા નદીથી વર્ધાનદી સૂધી અને સુપાથી જંજીરાસૂધીના મૂલકનો તે ધણી થયો. સને ૧૬૬૨.

હવે બિજાપુર જોડે સલાહ કરી તેણે મુગલાઈ રાજ્યઉપર હૂમલો કર્યો. ઔરંગજેબ એ વેળા હિંદુસ્તાનનો પાદશાહ હતો, ને તેનો મામો શયિસ્તખાં તેની વતી દક્ષિણમાં હતો. શિવાજીને સજા કરવાને તેણે પુને મુકામ કર્યો. શિવાજીના ઘરમાં તે ઊતર્યો હતો. વેશ બદલી તથા ચોકી પહેરા ચૂકાવી શિવાજીએ રાતમાં ત્યાં જઈ તેના ઉપર ઘા કર્યો, પણ એ આંગળી કપાતાં તે નાશી છૂટ્યો; તેનો દીકરો ને કેટલાક ચાકરો માર્યા ગયા. શિવાજી ત્યાંથી સહી સલામત નીકળી નાઠો. એથી મુગલ સરદાર ભય પામ્યો, ને મરેઠાની હિંમત વધી. બીજે વરસે એટલે ૧૬૬૩ માં શિવાજીએ સૂરત લૂટ્યું. ત્યારપછી તેનો પિતા મરણ પામ્યો ત્યારે શિવાજીએ રાજાની પદવી ધારણ કરી. પોતાને નામે શિક્કા પાડ્યા, ને સમુદ્રસેના બનાવી પરબંદરોએ તથા મક્કે હજ કરવા જનારાં વહાણો લૂટવા લાગ્યો. ઈ. સ. ૧૬૬૪.

મુગલ પાદશાહે તેની સામા જેપુરના રાજા જેસીંગ અને દિલીરખાંને મોકલ્યા. શિવાજીનું એમની આગળ ચાલ્યું નહિ તેથી તાબે થયો. પાદશાહને કેટલાક ગઢ આપ્યા ને કેટલાક તેની પરવાનગીથી જાગીરમાં રાખ્યા. બિજાપુરના રાજ્યના કેટલાક ભાગની ઊપજની ચોથ તથા સરદેશમુખીને પેટે દશાંશ લેવાનો હક આપ્યો. બિજાપુર જીતવામાં શિવાજી મુગલ સેનાને મળ્યો, અને બહાદુરીથી અને ચતુરાઈથી યુદ્ધમાં એટલી ના-

મના કરી કે આલમગીરે તેને માનપત્ર મોકલી દિલ્હી પધારવાને નોતરું કર્યું. અને ૧૬૬૬ માં વડા કુંવર સંભાજીને હારે લઈ તે પાદશાહની હજૂરમાં ગયો. શાહના મનમાં મૂળથી કપટ હતું. અપમાન કરી શિવાજીને બંદીવાન બનાવ્યો. એમ કપટીને કપટી મળ્યો તેમાં શિવાજી જીત્યો. ચોકીદારોને ભૂલાવામાં નાખી બાપ દીકરો સટકી ગયા. જોગીને વેશે તેઓ તેમની રાજ્યધાનીમાં ( રાયગઢમાં ) સહી સલામત પહોંચ્યા. વળી બેઉની વચ્ચે લડાઈ ચાલી. મુગલ સરદાર જસવંતસીંઘની વિદ્યમાન થોડા વખત પછી સુલાહ થઈ. નવરો પડયાથી ગોલકોંડા ને બિજાપુર પાસેથી શિવાજીએ ખંડણીઓ લીધી. મુગલ સરદારોને લાંચ આપી તેણે ફોડ્યા ને પોતાનું કામ કર્યો ગયો. પોતાના મૂલકના કારભારનો સરસ બંદોબસ્ત કરી રૈયતને પાળી પોષી જબરી કરી. તેણે વળી ૧૬૭૦ માં સૂરત શહેર લૂટ્યું. ૧૬૭૪ માં રાજ્યાભિષેક કરાવી મહારાજાધિ-
ઈ. સન. ૧૬૭૪. રાજપદ ધારણ કરી બહુ દાન કર્યું. ત્યારપછી તંજાવર જઇ પોતાના મોટાભાઈ પાસે રાજ્યની પેદાશનો અર્ધો ભાગ લીધો. ઘડપણમાં તેના જીવને વડા કુંવર સંભાજી તરફનો સંતાપ હતો. એ રાજકુમારની ચાલ માઠી હતી. તેને સુધારવાનો યત્ન ફોગટ ગયો. આ મહાપુરૂષનો કાળ
ઈ. સ. ૧૬૮૦. સને ૧૬૮૦ માં રાયગઢમાં થયો. એના વંશજો નબળા નીકળવાથી કુળની વડાઈ તેની જોડે લય પામી. મરેઠા સરદારોએ અને બ્રાહ્મણ કામકાદારોએ રાજ્યની મોટાઇ વધારી. શિવાજી પંડે પરાક્રમી શૂરો જોદ્ધો, ચતુર સેનાપતિ, ને કુશળ રાજકારભારી હતો. તેની લૂટથી લોક પીડા પામતા તે ઓછી કરવાનો તે પ્રયત્ન કરતો. ભૂંડાં કર્મોથી તેણે પોતાના હેતુ પાર પાડયા. તેના પાપથી છૂટવાની ધારણા તેનાં કેટલાંક કૃત્યોમાં હશે એમ સંભવેછે.

| મરેઠી રાજાનાં નામ અને | | વરસો. |
| --- | --- | --- |
| शिवाजी ........ ......... | ઈ. સ. | ૧૬૬૪ |
| संभाजी ................ | ” | ૧૬૮૦ |
| राजाराम ............ | ” | ૧૬૮૯ |
| शिवाजी २ जो ......... .... | ” | ૧૭૦૦ |
| शाहु .................. | ” | ૧૭૦૮ |
| रामराजा ............... | ” | ૧૭૪૮ |
| शाहु २ जो ............... | ” | ૧૭૭૭ |
| प्रतापसिंग ( બાળા સાહેબ ) .... | ” | ૧૮૧૮ |
| शाहाजी ( આપા સાહેબ ) .. . | ” | ૧૮૪૦ |

શિવાજી મહારાજની પછી તેનો વડો કુમાર સંભાજી ગાદીએ બેઠો. તેણે નિર્દયપણે પોતાની સાવકી માને મારી નાખી તથા બીજી હત્યાઓ કરી. પિતાના જેવો તે બહાદુર હતો, પણ અકલમંદ અને ડાહ્યો ન હતો. કલુશા નામે કનોજીઆ બ્રાહ્મણની માઠી સોબતમાં પડી વિષયમાં ગરક થઈ ગયો, અને આલમગીરે આવી તમામ દક્ષણ જીતવાને ભારે યત્ન કર્યો ત્યારે આળસ અને મોજમજામાં પડી સંભાજીએ જીવ ખોયો. પોતાના યાર જોડે નિશામાં ચકચૂર થયલો હતો તેવામાં મુગલ સ્વારોએ ઓચિંતા આવી તેમને ઝાલી લીધા. શાહની છાવણી આવી ત્યારે સંભાજીની પાઘડી ઉપાડી લીધી ને તેને બાંધી ઊંટપર નાખ્યો કે ફોજના લોક તેને જોઈ શકે. પાદશાહે તેને કહાવ્યું કે મુસલમાન થાય તો ઊગરે. કુળની લાજ કેમ રહે તેનું ભાન આ વેળા સંભાજીને આવ્યું હતું. જીવને સાટે વટલવાને બદલે પાદશાહનું અપમાન કરી તુરત મારી નાખે એવું તે બોલ્યો. તારી શાહજાદી પરણાવે તો મુસલમાન થાઉં એમ કહી મુસલમાની મજબનો તિરસ્કાર કર્યો. એથી તેની ધારણા પાર પડી. આલમગીરે કોપ કરી તેની આંખોએ ડામ દેવડાવી તેનો શિરચ્છેદ કરાવ્યો. કલુશાનો પણ ઘાત કર્યો.

ત્યારપછી સંભાજીની રાણીને અને તેના છ વર્ષના કુમારને પાદશાહે પકડી પોતાને કબજે રાખ્યાં. હવે તેણે ધાર્યું કે શિવાજીની મહેનત વ્યર્થ ગઈ, ને મરેઠી રાજ્યનો અંત પાસે છે. પણ એમાં એની ભૂલ હતી. શિવાજીના રાજ્યનાં મૂળ ઊંડાં હતાં. તે મહાપુરૂષે મરેઠી પ્રજામાં સ્વદેશાભિમાન પ્રદીપ્ત કર્યો હતો. આમલગીરે એક પછી એક મરેઠી ગઢ જીત્યા, પણ તેથી મરેઠી પ્રજા જીતાઈ નહિ. સંભાજીના મરણથી હિમ્મત ન હારતાં મરેઠા લોક રાજ્યનું રક્ષણ કરવાને ઉત્સાહથી ઊઠયા. મરેઠી સરદારોએ ઝટ ટોળે મળી સંપ અને દૃઢતાથી સંભાજીના ઓરમાન ભાઈ રાજારામને રાજ્યરક્ષક ઠરાવ્યો, અને દેશના બચાવની ગોઠવણ કરી. મરેઠી લોકના મનપર વધારે અસર કરવાને તેમણે થોડા વખત પછી રાજારામને મહારાજા ઠરાવી રાજ્યાસને બેસાડ્યો, અને પ્રધાનો વગેરેની ગોઠવણ શિવાજીના જેવી કરી. સરદારોની સલાહથી રાજારામ કિલ્લે જીંજીમાં જઈ ભરાયો. મરેઠી નાયકો પાદશાહી મૂલક તથા હિંદુસ્થાનથી છાવણી ભણી આવતા માલ ખજાના લૂટી શાહને અકળાવવા લાગ્યા. પાદશાહી છાવણી અને ફોજનો દમામ બહુ ભારે હતો; ઠાઠમાઠમાં ખરચ એટલો થતો કે નાણાની ખૂટ પડી. મુગલ સિપાઇ એટલા સુસ્ત અને ઉમરાવ એવા મોજીલા ને લાંચીઆ હતા કે તેનું બળ ઘણું છતાં ચપળ, સાદા, અને શૂરા મરેઠાનું ઘણીવાર ફાવતું. મુગલાઈ લશ્કરે જીંજીને ઘેર્યો, પણ ૧૬૯૮ સૂધી તે લેવાઈ શકાયો નહિ ને લીધો તેવારે લાંચ આપી રાજારામ તેમાંથી નાશી છૂટ્યો. અને ૧૭૦૦ માં રાજારામનો કાળ થયો તે જાણી આલમગીર મિથ્યા હરખાયો. એથી મરેઠાનું કૌવત કમ થયું નહિ. રાજારામને બે કુંવર હતા તેમાંનો વડો શિવાજી દશ વરસનો હતો તેને ગાદીએ બેસાડી તેની મા તારાબાઇ હોશીઆરીથી રાજકાજ કરવા લાગી.

અધમ થઈ ગયેલા મુગલોને બાઈએ એટલા હંફાવ્યા કે આલમગીરના મરણસૂધી મરેઠી રાજ્ય વશ થયું નહિ.

સંભાજીની વિધવા રાણી અને કુંવર ઉપર આલમગીરની દીકરી બહુ માયા રાખતી. શાહ પંડે કુંવરને પોતાની પાસે બોલાવતો. શિવાજીને અને સંભાજીને તે ચોર કહેતો માટે મશ્કરીમાં કુંવરનું નામ તેણે શાહુ પાડ્યું હતું. એ નામ પછી કાયમ રહ્યું. પાદશાહે તેને ભણાવ્યો હતો ને પોતાની ફોજના આબરૂદાર મરેઠા સરદારોમાંના બેની બે દીકરીઓ વેરે તેનાં લગ્ન કર્યાં હતાં. આલમગીરનું મરણ થયું ત્યારે શાહજાદા આજમને કબજે શાહુરાજા હતો. તાબેદાર રહી કુમક કરવાની કબૂલાતે આજમે તેને છોડી દીધો. શાહુ રાજગાદી લેવા આવ્યો તેવારે એ શાહુ ન હોય પણ તેનું નામ ધારણ કરનાર ઠગારો છે એવું બાનું કાઢી તારાબાઈ તેની સામી થઈ. ઘણાક મરેઠા સરદારો શાહુને આવી મળવાથી તે બાઈને કોલાપુર જવું પડ્યું, ને શાહુએ સતારામાં પોતાની રાજધાની કરી. એમ શિવાજી મહારાજના કુળની વડી શાખા સતારામાં અને છોટી શાખા કોલાપુરમાં રાજ્ય કરવા લાગી. કેટલાંક વરસ લગી પિતરાઈઓ વચ્ચે ટંટો જારી રહ્યો.

શિવાજી મહારાજના સમયથી મુખ્ય પ્રધાન પેશ્વા કહેવાતા. કોલાપુરવાળાના પક્ષ જોડે વઢવામાં બાલાજી વિશ્વનાથ નામે બ્રાહ્મણે શાહુરાજાની સારી સેવા બજાવી તેમાટે તેને પેશ્વાની પદવી આપી, અને ૧૭૧૪. મુગલ દરબારમાં ઈ. સ. ૧૭૧૪. કેળવાયાથી શાહુરાજા એ વેળાના મુગલોની પેઠે મોજમજા અને આરામ ભોગવવાને ઇચ્છતો. રાજ્યનું કામ બરોબર ચલાવે એવો આ બુદ્ધિમાન પુરૂષ મળવાથી તેણે પોતાનો અધિકાર તેને સોંપ્યો. હવેથી બાલાજી વિશ્વનાથ કરે તે થાય એમ થયું. એ પેશ્વાએ પોતાની કુશળતાથી શાહુના રાજ્યને વધાર્યું અને જોરપર આણ્યું; હવેથી મરેઠી રાજ્યમાં કરતા હર-

તા પેશ્વા હતા; સતારાના રાજા તો માત્ર નામના અધિપતિ રહ્યા. એ પેશ્વાનાં નામ અને ગાદીએ બેસવાનાં વરસ નીચે પ્રમાણેઃ—

| | | |
|---|---|---|
| बालाजी विश्वनाथ | ઇ. સ. | ૧૭૧૪ |
| बाजीराव बल्लाळ | ” | ૧૭૨૦ |
| बालाजी बीजो | ” | ૧૭૪૦ |
| माधवराव १ लो | ” | ૧૭૬૧ |
| नारायणराव | ” | ૧૭૭૨ |
| सवाई माधवराव | ” | ૧૭૭૪ |
| बाजीराव २ जो | ” | ૧૭૯૫ |

દિલ્હીના દુર્બળ પાદશાહ મહમદ શાહના વજીર સૈયદ હુસેનની મદદે બાલાજી પેશ્વા મરેઠી ફોજ લઈ સને ૧૭૧૮ માં દિલ્હી ગયો. વજીરે તેને દક્ષણની ચોથનો, સરદેશમુખીનો, તથા પુના અને સતારાના મૂલકની સ્વરાજીનો કરાર લખી આપ્યો. મુગલોના કુસંપ અને નબળાઇનો લાભ લઇ પેશ્વાએ મરેઠી સત્તાનો વધારો કર્યો. બીજા પ્રાંતોમાં જઇ તેઓ ચોથ વગેરે ઊઘરાવવા લાગ્યા. મરેઠા અભણ હતા તેથી તેમના રાજ્યનો ફેલાવો થતો ગયો તેમ તેમ વાંચી લખી તથા હીસાબ રાખી શકે તેવા બ્રાહ્મણોની ગરજ વધારે પડતી ગઈ. બાલાજી પેશ્વાએ પોતાની જાતના ઘણા બ્રાહ્મણને નોકરીમાં રાખી તેમનું બળ વધાર્યું.

બાલાજીનો કાળ સને ૧૭૨૦ માં થયો ત્યારે તેની જગાએ તેના વડા દીકરા બાજીરાવને શાહુરાજાએ નીમ્યો. શાહુરાજાની ફોજનો સેનાપતિ ખંડેરાવ ડાભાડે મરેઠો હતો. એની ફોજમાં દામાજી ગાયકવાડ નામે શૂરો અમલદાર હતો તેની ચાકરીથી રાજી થઇ તેને મોટી પદવી આપવાની ભલામણ સેનાપતિએ કરી. તેપરથી શાહુરાજાએ દામાજી ગાયકવાડને શમશેર બહાદુરનો ખિતાબ તથા ઉપસેનાપતિની જગા આપી. જે કુળ

હાલ વડોદરામાં રાજ કરેછે, તેનો ઉદય એપ્રમાણે થયો. જે વરસમાં બાજીરાવ પેશ્વા થયો તેજ વરસમાં ખંડેરાવ અને દામાજી મૂઆ. સેનાપતિની પાઘડી શાહુરાજાએ ખંડેરાવના દીકરા ત્રિંબકરાવને બંધાવી, અને દામાજીની જગા તેના ભાઇ જંકોજીના પુત્ર પિલાજી ગાયકવાડને આપી.

મરેઠી રાજ્ય સ્થાપનાર શિવાજીના જેવો મહાપુરૂષ આ બાજીરાવ હતો. તે સ્વદેશાભિમાની, ચતુર, શૂરવીર, મહાબુદ્ધિમાન, ને ભણેલો ગણેલો માણસ હતો. ગુણની બુજ ખબરદારીથી અને નિષ્પક્ષપાતે કરતો. એણે મરેઠી રાજ્યને મોટી પદવીએ ચઢાવી આબાદ કર્યું. શિવાજી અને બાજીરાવની બરોબરી કરી શકે તેવો બીજો કોઈ પુરૂષ એ લોકમાં થયો નથી. મુગલાઈ પ્રાંતોમાંથી ચોથ, સરદેશમુખી, ને ઘાસ દાણાને નામે ખંડણી ઊઘરાવતાં તેણે પુષ્કળ લૂટ મેળવી. યુદ્ધ કરવામાં જેઓ કુશળ જણાયા તેઓને ઊંચી પદવીએ ચઢાવી તથા જાગીરો અપાવી ઉત્તેજન આપ્યું. એથી ગુણવાન માણસો ઉપર તરી આવ્યા. એમાં મલારજી (મલ્હારરાવ) હોલકર અને રાણોજી સિંધીઆ મુખ્ય હતા. મલારજી જાતે શૂદ્ર અને ફોજમાં ઘોડેસ્વાર હતો. રાણોજી ગરીબ અવસ્થામાં હોવાથી બાજીરાવનાં પગરખાં સાચવનાર હતો. મલારજીના વંશજો ઇંદોરમાં, અને રાણોજીના વંશજો ગ્વાલીઅરમાં હાલ રાજ્ય ભોગવેછે. એસિવાય બીજા પરાક્રમી પુરૂષો ઘણા હતા તેઓ પણ મોટે દરજ્જે ચઢી નાનાં મોટાં રાજ્યો કે જાગીરો પામ્યા. બાજીરાવ સ્વભાવે સાદો ને મહેનતુ હતો. તે વહેમી ન હતો તેથી વહેમી બ્રાહ્મણો તેને ધર્મભ્રષ્ટ કહેતા. મરેઠી પ્રજાની મુખ્ય ખોડ બાજીરાવમાં હતી. મૂલક લૂટવા અને જીતવામાં તે હોશીઆર હતો, પણ રાજવહીવટમાં તેવો નહોતો. એથી જ્યાં જ્યાં મરેઠી સત્તા ફેલાઇ ત્યાં ત્યાં રૈયતની ખરાબી થઈ. જ્યાં તેઓ જતા ત્યાં કેર વર્ત્તાવતા. માત્ર મહારાષ્ટ્રના લોકને

એથી લાભ થયો. જે દેશો મરેઠી રાજ્યને કબજે આવ્યા તેઓમાં સારો રાજ્યબંદોબસ્ત કરીને લોકના જાનમાલનું રક્ષણ કર્યું હોત અને ન્યાયથી વર્તી વિદ્યા, હુનર, અને વેપાર રોજગારને આશરો આપ્યો હોત તો તે રૂડું રાજ્ય કહેવાત.

મુગલાઈ રાજ્ય તોડી ભરતખંડના ધણી થવું એ બાજીરાવનો મુખ્ય હેતુ હતો. પાદશાહના સૂબેદારો પાસેથી પ્રથમ બધો દક્ષિણ દેશ જીતી લેવો, પછી ઉત્તરમાં જવું એવો અભિપ્રાય શાહુ રાજાના કેટલાક પ્રધાનોનો હતો. પેશ્વાનું મત હતું કે પ્રથમ હિંદુસ્તાનનો મૂલક જીતી દિલ્હીની પાદશાહીનો અંત આણ્યો એટલે દક્ષિણ વગેરે પ્રાંતો તાબે કરવા સહેલા પડશે. તે ભાષણ કરવામાં કુશળ હતો. મહારાજાની હજૂરમાં મંત્રિઓ એવિષે પોતપોતાના અભિપ્રાય એક વેળા આપતા હતા તેવારે સાંભળનારનાં મન ઉશ્કેરાય તેવું ભાષણ કરી બહાદુર બાજીરાવ બોલ્યો કે "મહારાજ! હિંદુદેશમાંથી પરદેશીઓને કાઢી મૂકી અમર કીર્ત્તિ મેળવવાનો સમય આવ્યો છે. હિંદુસ્તાન ઉપર સ્વારી કરવાથી આપનો ભગવો ઝુંડો કૃષ્ણાનદીથી અટક સૂધી ઊડશે." તેના મરદાની બોલથી જોશપર ચઢી શાહુએ કહ્યું "શાબાસ! પ્રતાપી પિતાના પ્રતાપી પુત્ર, તને ધન્ય છે! તું મારી ધજાને હિમાલયને પેલેપાર લઈ જઇશ." રાજાનું મન શૂરના આવેશમાં આવેલું જોઈ પેશ્વાએ કહ્યું, "મહારાજ! ક્ષય પામતા વૃક્ષને* થડમાંથી છેદીશું એટલે ડાળાં ડાળી પોતાની મેળે પડી ભાંગશે." રાજાએ બાજીરાવનો અભિપ્રાય મંજૂર કર્યો.

મરેઠી ફોજે ગૂજરાત અને માળવામાં પેઠી. મુગલ હાકિમોના માંહોમાંહે વઢવાથી ગૂજરાતમાં મરેઠા પ્રબળ થયા. ગીરધર બહાદુર નામે નાગર માળવામાં પાદશાહની વતી અમલ કરતો હતો તેણે મરેઠાને કેટલાક વખત સૂધી ખાળ્યા, પણ અંતે બાજીરાવની આગળ તેનું ફાવ્યું નહિ. સને ૧૭૩૪ સૂધીમાં

* મુગલ પાદશાહીને.

માળવા દેશ તેને વશ થયો. દક્ષણનો પાદશાહી સૂબેદાર નિ-જામ-ઉલ-મુલ્ક અનુભવી, લડવૈયો, ને ચતુર સર-દાર હતો. એના વંશજો હાલ દક્ષણ હૈદરાબાદમાં અમલ કરેછે. મરેઠાના વિજયોમાં હરકત નાખ-વાને તેણે કોલાપુર અને સતારાનાં રાજ્યો વચ્ચે ઝઘડો કરાવવાની તથા શાહુના સરદારોમાં કુસંપ કરાવવાની કોશીશ કરી. પેશ્વાએ તેના કાવતરાને નિષ્ફળ કર્યું. કોલાપુરના રાજાની સેનાનો પરા-જય શાહુની સેનાએ કર્યો ત્યારે નિજામની શિખવણીથી સેના-પતિ ત્રિંબકરાવ ડાભાડે ગૂજરાતમાં હતો તેણે કેટલાક સરદારો જોડે સંપ કરી શાહુરાજાને બાજીરાવના કબજામાંથી લઈ બ્રા-હ્મણોની સત્તા તોડવાનો મનસુબો કર્યો. નિઝામ તેઓને મદદ કરવાનો છે એ જાણી બાજીરાવ ફોજ લઈ ત્વરાથી ગૂજરાતમાં આવ્યો. ડભોઇ આગળ બંને મરેઠી લશ્કર માંહો-માંહે લડ્યાં તેમાં સેનાપતિ મરાયો અને તેનો પક્ષ હાર્યો. વેર લેવાનો વિચાર ન રાખતાં ડાહ્યા પેશ્વાએ હારેલા પક્ષને શાંત પાડવાની યુક્તિઓ કીધી. ત્રિંબકરાવના બાળક દીકરાને સેના-પતિ નીમી પીલાજી ગાયકવાડને તેનો મુતાલિક ઠરાવી કામ સોપ્યું, અને ગૂજરાતની ઊપજનો અર્દ્ધભાગ મરેઠી મહારાજાને પેશ્વાની મારફતે પીલાજી આપે એવો બંદોબસ્ત કર્યો. શાહુ રાજાની મંજૂરી લઈ બાજીરાવ સર્વ કામ કરતો. એથી રાજાનું માન રહેતું, અને મરેઠા નાયકોમાં બાજીરાવના હૂકમનું વજન પડતું. પણ બધા કરાર મહારાજાને નામે અને પેશ્વાની મારફતે થતા, તથા સરકારને આપવું લેવું તમામ પેશ્વા વડે થાય, કાંઇ બારોબાર થાય નહિ; નોકરો પણ તેની મારફતે રખાતા તેથી વાસ્તવિક અધિકાર તેને હાથ આવ્યો. સને ૧૭૩૪.

બાજીરાવે દિલ્હીના પાદશાહ પાસે ખંડણી અને ઘણોક મૂલક માગ્યો, તે આપવાની શાહે ના પાડી એટલે સને ૧૭૩૬ માં મોટા લશ્કર સહિત તે દિલ્હી ગયો. આ સંકટમાં મુગલ પાદ-

શાહે દક્ષણના સૂબેદાર નિજામની મદદ માગી. નિજામ જબરું લશ્કર લઇ બાજીરાવની સામો આવ્યો. ભોપાળ આગળ એ સેનાઓ મળી. મરેઠી ફોજે મુગલ ફોજને ઘેરી લીધી. એ ઘેરામાંથી છૂટવાને નિજામે આખો માળવા પ્રાંત, નર્મદા અને ચંબળ વચ્ચેનો મુલક, અને પચાસ લાખ રુપિઆ પાદશાહ કનેથી અપાવવાનો કરાર લખી આપ્યો. બાજીરાવના કેટલાક સરદારો કોંકણ જીતવાપર મંડ્યા હતા અને રઘુજી ભોંસલે વરાડપ્રાંતના પૂર્વ ભાગમાં ઘૂસ્યો હતો, ને કટક સૂધી લૂટતો ગયો. એવામાં ઇરાની નાદરશાહ આવ્યાના સમાચાર આવ્યા. દક્ષિણમાં ન આવતાં દિલ્હીથી તે પાછો ફર્યો. મરેઠા અને ગોવાના પોર્તુગીજ રાજ્ય જોડે વરવાડ ચાલતી હતી તેમાં મરેઠા ફતેહ પામ્યા. બે માસ સૂધી ભારે યુદ્ધ કરી પેશ્વાના ભાઇ ચીમનાજી આપાએ વસાઇનો કિલ્લો જીતી લીધો તેથી બધા કોંકણ દેશમાં મરેઠી રાજ્ય થયું. ઘેરો ચલાવવામાં અને યૂરોપી ફોજને જીતવામાં આ તેમનું મોટામાં મોટું પરાક્રમ હતું, સને ૧૭૩૯. એ પછી નિજામનો મૂલક જીતવાને બાજીરાવે પ્રયત્ન કર્યો તેમાં તેનું વાળ્યું નહિ. સને ૧૭૪૦ માં એ પ્રતાપી મહાપુરૂષનો કાળ થયો. પેશ્વાની ગાદીએ એની તુલ્ય બીજો થયો નહિ. મૂલક જીતવા પર તેણે જેટલું ધ્યાન આપ્યું તેટલું જીતેલા મૂલકનો બંદોબસ્ત રાખવાપર ન આપ્યું એ તેની મોટી ખોડ હતી.

સને ૧૭૩૬.

બાજીરાવના વડા દીકરાનું નામ બાલાજી હતું. રઘુજી ભોંસલેને બાજીરાવ જોડે પૂરો બનાવ ન હતો તેથી તે બાલાજીને પેશ્વાઇ મળવામાં સામો થયો, પણ અંતે તેની મહેનત ફોગટ ગઈ, ને બાલાજીને પેશ્વાની ગાદી મળી. માળવા વગેરે જે મૂલક દિલ્હીના પાદશાહે તેના બાપને આપ્યો હતો તેનો પટો તેને મળ્યો. શાહુરાજા સતારામાં રહી મોજમઝા કરતો તેનો કાળ સને ૧૭૪૮ માં થયો. તેની ગાદીએ પેશ્વાએ બીજા શિવાજીના

કુંવર રામરાજાને બેસાડ્યો ને શાહુની સહીનું વસીયતનામું જાહેર કર્યું, તેમાં લખ્યું હતું કે મહાન્ શિવાજીના વંશજો રાજા રહે, પણ હવે પછી રાજાની વતી કુલ રાજ્યકારભાર પેશ્વાએ કરવો. એ વખતથી પુણામાં રાજ્યધાની કરી પેશ્વા કુલ કારભાર કરવા લાગ્યા. સને ૧૭૪૮.

મરેઠી રાજ્યનાં મુખ્ય અંગોમાં રાઘોજી ભોંસલાનું વરાડનું રાજ્ય, ધારમાં આણંદરાવ પુવારનું રાજ્ય, વડોદરામાં પીલાજીના પુત્ર દામાજી ગાયકવાડનું રાજ્ય, માળવાના દક્ષિણ ભાગમાં મલ્હારરાવ હોલકરનું રાજ્ય, માળવાના ઇશાન ખૂણામાં રાણોજીના દીકરા જયાપા સિંધીઆનું રાજ્ય, અકલકોટમાં ફતેસંગ ભોંસલેનું રાજ્ય, અને કોલાપુરમાં શાહુના પિતરાઈ ભાઈ સંભાજીનું રાજ્ય એ રીત હતાં. એ છેલ્લું એટલે કોલાપુરનું રાજ્ય, શાહુ અને તેના પેશ્વાથી સ્વતંત્ર હતું. તેમ છેક દક્ષિણમાં શિવાજીના ઓરમાન ભાઈના વંશમાં તંજાવરનું રાજ્ય હતું તે પણ સ્વતંત્ર હતું. બાકીનાં સર્વ મળી મરેઠી રાજ્યનો સમુદાય થયો હતો. નાના જમીદારો ઘણા હતા. એ મોટા નાના સરદારો પોતપોતાની જમીનને પેટે ફોજો રાખે ને પેશ્વાના હૂકમમાં રહે. પેશ્વા અને રાઘોજી ભોંસલેની ફોજો છેક આર્કાટ સૂધી લૂટફાટ કરતી અને ખંડણી ઊઘરાવતી ગઈ હતી. નિજામના તાબાનો વેનગંગા અને ગોદાવરીની વચ્ચેનો પ્રદેશ તથા કટક પ્રાંત તેણે જીતી લીધો.

મરેઠી રાજ્યમાં બે પક્ષ હતા, એક મરેઠાનો અને બીજો બ્રાહ્મણનો. રાજ્યની લગામ પેશ્વાને હાથ ન જવા દેવાને કેટલાક મરેઠા સરદારો પ્રયત્ન કરતા, કેમકે પેશ્વાને હાથ રાજસત્તા ગયાથી બ્રાહ્મણોનું ચલણ થાય. શાહુરાજાના મરણને પ્રસંગે મરેઠી પક્ષે છેલ્લી કોશીશ કરી, પણ તે બાલાજી પેશ્વાએ ચતુરાઇથી તોડી. એ વખતથી મરેઠી રાજ્યની

સર્વોપરી સત્તા પેશ્વાને હાથ સંપૂર્ણ આવી. રામરાજાએ થોડીકવાર સામા થઈ રાજકાજ પંડે ચલાવવાની ઈચ્છા બતાવી, પણ તેનું નહિ ફાવવાથી સતારાની આસપાસનાં કેટલાંક પરગણાંનો વહીવટ પોતાને હાથ રાખી મરેઠી રાજ્યના વહીવટપરથી તેણે હાથ ઉઠાવ્યો. નવો પેશ્વા ગાદીએ બેસે તેને પેશ્વાની પાઘડી બંધાવવી એ કામ માત્ર તેને હાથે કરાવતા. રામરાજા ૧૭૭૮ માં અપુત્ર મરણ પામ્યો. તેણે ભોંસલે કુળના શાહુ નામે છોકરાને દત્તપુત્ર લીધો હતો. એ બીજો શાહુ કહેવાતો. અને ૧૮૦૧ માં એણે પેશ્વાથી સ્વતંત્ર થવાનો પ્રયત્ન કર્યો તે મિથ્યા ગયો. પેશ્વાએ તેને અને તેના બે દીકરા નામે બાળાસાહેબ અને આપા સાહેબને રાજ છીનવી લઈ કેદમાં રાખ્યા. બીજો શાહુ બંદીખાને મરણ પામ્યો. ઇંગ્રેજે પેશ્વાનું રાજ્ય અને ૧૮૧૮ માં જીતી લીધું તેવારે બાળાસાહેબ (પ્રતાપસીંઘ) ને સતારાની ગાદીએ બેસાડી કેટલોક મૂલક આપ્યો. અને ૧૮૩૭ માં ઇંગ્રેજ સરકારને તેના ઉપર ફિતૂરનો વહેમ આવ્યાથી તેને ઉઠાડી તેના ભાઈ આપાસાહેબને ગાદી આપી. અને ૧૮૪૮ માં આપાસાહેબ મરી ગયો તેવારે ઇંગ્રેજે રાજ્ય ખાલસા કર્યું. તેના દત્તપુત્ર રાજારામ ભોંસલેને રૂ૫૦,૦૦૦ નું પેન્શન મળે છે, પણ તે રાજા કહેવાતો નથી.

મલબારકાંઠે સીધી અને આંગ્રીઆનાં વહાણો લૂટ કરવાને ફરતાં. મુંબાઈના ઇંગ્રેજ જોડે મળી પેશ્વાએ એ ચોરોને શિક્ષા કરી. અને ૧૭૫૭ માં બાલાજી પેશ્વાએ પંડે કર્નાટક ઉપર સ્વારી કરી અને આર્કાટના નવાબ અને મ્હેસૂરના રાજા કનેથી ખંડણી લીધી. અને ૧૭૬૦ માં હૈદરાબાદના નિજામ સલાબતજંગ અને તેના ભાઈ નિજામ અલીએ મરેઠી રાજ્ય ઉપર ચડાઈ કરી. ઉદગીર આગળ મરેઠા અને મુગલોની લડાઈ થઈ. મરેઠાનો સેનાપતિ સદાશિવરાવ હતો તેણે

સુલાબતજંગને હરાવી પુષ્કળ મૂલક આપવાની જરૂર પાડી.

અને ૧૭૫૮ માં પેશ્વાની મોઠી સેના તેના ભાઈ રઘુનાથરાવ (રાઘોબા) ની સરદારીનીચે પંજાબમાં ગઈ. લાહોર જીતી મરેઠી ઘોડાએ અટક નદીનાં પાણી પીધાં. એ વેળા મરેઠી રાજ્યનો સૂરજ પૂર્ણકળાએ તપ્યો. હિમાલયથી કન્યાકુમારી સૂધી અને બંગાળાથી અટક સૂધી તેમની હાક વાગી. પણ એમની હાક માત્ર લૂટવામાં ને રૈયતને પીડવામાં હતી એ તેમને મોટું લાંછન છે. તેમણે ન્યાયથી વર્ત્તી રૈયતનું રક્ષણ કર્યું હોત અને તેઓ લૂટારા ન હોત તો હિંદુરાજ્યથી હિંદુઓ રાજી થાત. તેમની માઠી ચાલથી હિંદુ મુસલમાન બેઉ નાખૂશ થયા, અને મુસલમાનો સામા ઊઠયા. અફગાનિસ્તાનનો સુલતાન અહમદશાહ અબદલી મુસલમાનોની વારે ચઢ્યો, કેમકે પંજાબ પ્રાંત તેનો હતો. રોહીલાનો સરદાર નજીબ-ઉદ-દૌલા, અને લખનોરનો નવાબ સુજા-ઉદ-દૌલા અબદલીને આવી મળ્યા. સિંધીઆ અને હુલકર તેની સામા થયા, પણ ભારે નુકસાન ખમી પાછા હઠ્યા. અફગાનોને મારી કાઢી હિંદુસ્તાનના ધણી થવાને પેશ્વાએ મોઠી બળવાન ફોજ મોકલી. એ લશ્કરનો સેનાપતિ સદાશિવરાવ ભાઉ હતો, ને તેની જોડે પેશ્વાનો વડો કુમાર વિશ્વાસરાવ હતો. તમામ મરેઠી સરદારોને એ ભાઉસાહેબની કુમકે મોકલ્યા. ભાઉએ દિલ્હી જઈ રાજમહેલ લૂટ્યો ને વિશ્વાસરાવને પાદશાહની ગાદીએ બેસાડી ભરતખંડનો રાજાધિરાજ ઠરાવવાનો મનસુબો કર્યો. પણ કેટલાંક કારણસર તે અમલમાં ન આણ્યો. ભરતપુરનો જાટ સુરજમલ તથા બીજા રજપૂત રાજાઓ આવી મળ્યા. અબદલીની સામા થવાવિષે એ યોજના હતી. સુરજમલ તથા કેટલાક મરેઠા સરદારોનો અભિપ્રાય હતો કે શિવાજી અને બાજીરાવની જૂની મરેઠી રીતે નાસતા ભાગતા લડવું ને મુસલમાનોને અન્ન તથા ઘાસનો ટોટો પાડી પીડવા એટલે હેરાન થઇ તેઓ પાછા જશે. અફગાનો

શરીરે વધારે જબરા અને દુરાની ( અબદલી ) સરદાર ખબડદાર છે તેથી મોટા સંગ્રામમાં જીતવો કઠણ પડશે, માટે બધરાં તથા મરેઠી તોપખાનું અને પાયદળને ભરતપોરના તથા બીજા રજપૂતોના કિલ્લાના રક્ષણમાં મૂકી મરેઠી ગતે લડાઈ ચલાવવી. આ સલાહ સેનાપતિ સદાશિવરાવને ગમી નહિ. તેના અવિચારી મનને નિજામ ઉપર મેળવેલી ફતેહથી ગર્વ ચઢ્યો હતો; તેની જોડે ૨૦૦ તોપો તથા ઈબ્રાહિમ ગાર્દિનાની સરદારી નીચે ૧૫૦૦૦ કવાયતી પાયદલ હતું તેના જોરે અફગાનોને માત કરવાની તેને ખાતરી હતી, તેથી અબદલીની સામો સંગ્રામ કરવા ગયો. પાયદળ અને તોપો ઉપરાંત તેની સાથે ૫૫,૦૦૦ સ્વાર, તથા પિંડારા, નોકરો, વગેરે ૨,૦૦૦૦૦ બીજા માણસ હતા. સુરજમલ તથા બીજા રજપૂતો ખશી પોતપોતાનાં સંસ્થાનમાં ગયા. મુસલમાનો કને ૪૬,૮૦૦ સ્વાર, ૩૮,૦૦૦ પાયદળ, અને ૭૦ તોપો હતી. યુદ્ધકૌશલ્યમાં ભાઉ કરતાં અબદલી સરસ હતો. સંગ્રામ કરવાને ભાઉ ઘણો આતુર હતો, પણ અબદલીએ તે લાગ કેટલાક માસસૂધી આપ્યો નહિ. પાણીપતના વિશાળ મેદાનમાં બેઉ અંતે છાવણી કરી પડ્યા. આસપાસનો મૂલક ઉજડ થવાથી બંને છાવણીમાં અન્નનો ટોટો પડ્યો. મરેઠી છાવણીમાં ખાનારાની સંખ્યા વધારે હોવાથી ત્યાં તો દુકાળ પડ્યો. ઘાસ દાણો શોધવા હજારો મરેઠા છાવણી બહાર આવવા લાગ્યા તેઓને અફગાન સ્વારોએ વાઢી નાખ્યા. ભૂખથી જેમ તેઓ વધારે પીડા પામે એમ અબદલીએ કર્યું. મરેઠા પક્કા ઘેરામાં હોય તેમ બે માસ ચાલ્યું. સલાહ કરવાની મિથ્યા કોશીશ ભાઉએ કરી. અંતે અન્ન છેક ખૂટ્યું, માત્ર એકવાર પેટ ભરીને ખાય એટલુંજ રહ્યું, ત્યારે તા૦ ૭ મી જાનેવારી સને ૧૭૬૧ ને દિવસે પરોઢીઆમાં મરેઠી જોદ્ધા મરણીઆ થઈ હરહર મહાદેવ બોલતા છાવણી બહાર આવી લડાઈના ક્રમમાં ગોઠવાયા. અફગાનો દીન દીન પોકારતા સામા

આવ્યા. બાર ઉપર બે કલાક થયા ત્યાંસૂધી દારૂણ જુદ્ધ ચાલ્યું. એ વેળા વિશ્વાસરાવ રણમાં પડ્યો ને ભાઉસાહેબ હાથીપરથી ઊતરી ઘોડેસ્વાર થઈ રણમાં ધસ્યો ને પડ્યો. મરેઠા થાકથી નબળા પડી નાઠા. મલ્હારરાવ હોલકર અને દામાજી ગાયકવાડ ત્યાર પહેલાં નાઠા હતા. હજારો મરેઠા રણમાં પડ્યા, હજારોને નાસતા હણ્યા, અને પકડાયા તેઓને બીજે દહાડે સવારે ક્રૂર અફગાનોએ કતલ કર્યા. બાયડીઓને અને છોકરાંને ઝાલી ગૂલામ કર્યાં. જેમનાં ખેતરાં અને ઘરબાર મરેઠાએ લૂટ્યાં હતાં તેમને હાથે ઘણાક મરેઠા માર્યા ગયા. એમ સુમારે બે લાખ આદમીનાં મરણ થયાં.

ગોદાવરીને તીરે બાલાજી પેશ્વા હતો તેનાં હાડ આ પાણીપતમાં બનેલા ભારે અનર્થના સમાચારથી શિથળ થઈ ગયાં. તે પાછો ફરી પુણે ગયો ને અતિ શોકથી થોડા માસમાં મરણ પામ્યો. એ પેશ્વા રંડીબાજ, આળસુ, અને ખંદો, પણ માયાળુ અને દયાળુ હતો. પાણીપતની હારથી પેશ્વાના વાડામાં (મહેલમાં) જેમ ભારે ખેદ થયો તેમ આખા મહારાષ્ટ્રમાં થયો. ઘેરે ઘેર રડારોળ થઈ અને કાણ મંડાઈ.

---

# પ્રકરણ ૧૨ મું.

## મરેઠી રાજ્ય.

માધવરાવ પેશ્વા. નારાયણરાવ પેશ્વા. મહાદજી સિંધીઆ. સવાઈ માધવરાવ. નાના ફડનવીસ. બાજીરાવ બીજો. માંહોમાંહે ઝઘડા ને રાજ્યની પડતી. સને ૧૭૬૦ થી ૧૮૦૨ સૂધી.

બાલાજીનો વડો કુંવર વિશ્વાસરાવ પાણીપતના રણમાં પડ્યો તેથી પેશ્વાની ગાદીએ તેના બીજા દીકરા માધવરાવને સતારામાં પૂરાયલા રામરાજાએ બેસાડયો. તેની ઉમર એ વેળા

૧૭ વરસની હતી તેથી તેની વતી તેનો કાકો રઘુનાથરાવ કારભાર કરવા લાગ્યો. પાણીપતના પરાજયનો દોષ મરેઠાઓ બ્રાહ્મણોને શિર નાખવા લાગ્યા તેથી અને માધવરાવને રઘુનાથરાવથી સ્વતંત્ર થવાની ઈચ્છા હતી તેથી રાજ્યમાં કુસંપ પેઠો. એવી માઠી અવસ્થામાં મરેઠી રાજ્ય હતું તેવામાં હૈદરાવાદના સૂબેદાર નિજામઅલીએ સ્વારી કરીને પુણા લૂટ્યું. ત્યારપછી મરેઠાએ સંપ કરી તેને હરાવ્યો. એ ફતેહમાં જુવાન પેશ્વાએ ઘણી ચતુરાઇ અને શૂર દર્શાવ્યાં. રાઘુબા પણ બહુ બહાદુરીથી વઢ્યો. આ પેશ્વાના અમલમાં રામશાસ્ત્રી નામે પ્રખ્યાત ન્યાયાધીશ હતો. ત્ર્યંબકરાવ મામા અને હરીપંત નામે બે અકલમંદ શૂરા સરદારો અને સખારામ બાપુ અને નાનાફડનવીસ નામે ઘણા ચતુર કારભારી એ વેળા પુણાના દરબારમાં હતા. સને ૧૭૬૪ માં મ્હૈસૂરના હૈદરઅલીએ મરેઠી મૂલક ઉપર ચડાઇ કરી. જુવાન પેશ્વાએ તેને હરાવી ૩૨ લાખ રૂપિઆ દંડ લઈ પાછો કાઢ્યો.

સને ૧૭૬૬ માં મલ્હારરાવ હોલકરનું મરણ થયું. તેને એક કુંવર હતો તે તેના પહેલાં ગત થયો હતો, ને પૌત્ર પાછળ ગાદીએ બેશી થોડા વખતમાં મૂઓ ત્યારે તેની મા અહલ્યા બાઈએ પેશ્વાની પરવાનગીથી તુકાજી હોલકર નામે અનુભવી જોદ્ધાને ખોળે લીધો. લશ્કરની સરદારી તેને સોંપી અને બાકીનું રાજકાજ બાઈએ ચલાવ્યું. તે બુદ્ધિવાન, ભણેલી, ઉદ્યોગી, અને સદ્‌ગુણી હતી. વીસ વરસની ઊમરે વિધવા થઈ હતી. તે દયાળુ અને ભાવિક ભક્ત હતી. તેના સદાચરણથી રૈયત રાજી થઈ. વખાણથી તે ફૂલાતી નહિ. તેના ભલા કારભારમાં રાજ્ય આબાદ થયું ને લોક સુખ પામ્યા, અને ઇંદોરનગર વસ્યું. જીવતી હતી ત્યારે બહુ વખણાતી અને મૂઆ પછી દેવી ઠરાવી લોક અદ્યાપિ તેની મૂર્તિને પૂજે છે. ધન્ય છે એ રાણીને! રાજ કરનારામાં એવાં વધારે હોય તો કેવું સારૂં!

નાગપોરના રાજા પેશ્વાની અને બ્રાહ્મણ સત્તાની વિરૂદ્ધ હતા અને વખતે વખતે સામા થઈ હરકત કરતા. માધવરાવે જાનોજી ભોંસલેને જેર કર્યો. પેશ્વાના કાકા રઘુનાથરાવે તેની દુષ્ટ નારી આનંદીબાઈની શિખવણીથી રાજ્યનો અર્ધો ભાગ લેવાને બંડ કર્યું. માધવરાવે તેને હરાવી પોતાના મહેલમાં કેદ કર્યો. જંકોજી સિંધીઆ પાણીપતના યુદ્ધમાં પકડાયો ને શત્રુને હાથે માર્યો ગયો ત્યારપછી મહાદજી સિંધીઆ નામે રાણોજીના અનૌરસ પુત્રને માધવરાવ પેશ્વાએ સિંધીઆના અધિકારે નીમ્યો.

સને ૧૭૬૯ માં ચંબલ નદી ઓળંગી મરેઠી લશ્કર હિંદુસ્તાનમાં ફરીને પેઠું. રજપૂત સંસ્થાનો, રોહીલા, વગેરે પાસેથી ખંડણી ઊઘરાવી, દિલ્હીનો શાહઆલમ તેમના રક્ષણમાં આવ્યો તેથી રાજ્યધાની તેમને હાથ આવી. સને. ૧૭૬૯. દક્ષણમાં હૈદરે બીજીવાર વિરોધ કર્યો તેનો પરાજય મરેઠી ફોજે ફરીને કર્યો, ને પોતાને લાભકારી શરતોએ સલાહ કરવાની તેને જરૂર પાડી, સને ૧૭૭૨. એ વરસના છેવટના ભાગમાં માધવરાવનું મરણ ૨૮ વર્ષની ઊમરે થયું. આ પેશ્વાનું અકાળ મૃત્યુ મરેઠી રાજ્યને ભારે હાનિકારક હતું. પાણીપતની હારથી આ માઠા બનાવે વધારે નુકસાન કર્યું. માધવરાવ ચતુર, શૂરો, શાહાણો, અને પ્રજાને સુખી કરવાને આતુર હતો. મરેઠી રાજ્યમાં વેઠ કરાવવાની તેણે મના કરી હતી. ગરીબોનું રક્ષણ કરી જૂલમ થતો અટકાવવાની મહેનત કરી એણે સારો જશ મેળવ્યો. સરદારોને હૂકમમાં રાખતો ને જે હૂકમ ન માને તેને સજા કરતો. કામદારો ગુણ જોઇને નીમતો. એના સમયમાં મરેઠી રાજ્યની પેદાશ સાત કરોડ રૂપિઆની હતી.

માધવરાવ પેશ્વાને પુત્ર ન હોવાથી તેનો ૧૮ વરસનો ભાઈ નારાયણરાવ તેની ગાદીએ બેઠો. બીજે વરસે તેની ભૂંડી કાકી આનંદીબાઈએ અને કાકા ર નાથરાવે તેનો ઘાત કરાવ્યો. એ

ખૂન કરવાની મતલબ એ હતી કે રઘુનાથને પેશ્વાઇ મળે. સખારામ બાપુ, નાના ફડનવીસ, વગેરે કારભારીઓ સામા થયા, અને મારી નાખેલા પેશ્વાની વિધવાને વખતસર ઓધાનનો પુત્ર થયો તેથી બ્રહ્મહત્યારાની સામા થવામાં ઘણા લોક તેમને મળી ગયા. ભત્રીજાને મારી નંખાવનારનો ધિક્કાર આખા દેશમાં થયો. રાઘોબા નાશી સૂરત ગયો. કોઈ મરેઠા સરદાર તેની કુમકે આવ્યા નહિ. રાજ્યની ખરાબી કરનાર આ ખૂનીએ મુંબાઈના ઇંગ્રેજને સાલસેટ, વસાઈ, વગેરે કેટલોક મૂલક જે બહુ મેહેનતે અને ઘણા પરાક્રમે ચીમનાજી આપાએ પોર્તુગીજ લોકપાસેથી જીત્યો હતો તે આપી દેવાનું કબૂલ કરી તેમની મદદે પુનાની ગાદી પાછી લેવાનું ધાર્યું, અને ૧૭૭૪. એજ

સને. ૧૭૭૪. વરસમાં મરેઠી રાજ્યના કાળનો જન્મ થયો. ભૂંડી આનંદીબાઇએ બાજીરાવને જણ્યો. પુનામાં નારાયણરાવના બાળક માધવરાવ સવાઈને પેશ્વાની ગાદીએ બેસાડયો. ગૂજરાતમાંથી રઘુનાથરાવને પુને લઈ જવાને મુંબાઈ સરકારની ફોજે મહીકાંઠે આવીને એક મરેઠી લશ્કરને હરાવ્યું. હિંદુસ્તાનમાં ઈસ્ત ઇંડિઆ કંપનીનું રાજ્ય હતું તેનો વહીવટ કરવાને ઇંગ્લાંડની પાર્લમેન્ટે નવો કાયદો એ સમે કર્યો તે પ્રમાણે કલકત્તાની વડી સરકારે બધા રાજ્યની લગામ પોતાને હાથ લીધી. ગવર્નર જનરલ વારન હેસ્તિંગ્સે મુંબાઈના ગવર્નરને રાઘોબાનો પક્ષ છોડી દેવાની આજ્ઞા કરી, અને પેશ્વા જોડે સંધિ કરવાને વકીલ મોકલ્યો. રાઘોબાએ એક બ્રાહ્મણને પોતાનો વકીલ ઠરાવી વિલાયત અપીલ કરવા મોકલ્યો. પુનાના કારભારીઓ ફ્રાંસેસ (ફ્રેંચ) રાજ્યની કુમક મેળવવાનો વિચાર કરેછે એ જાણી ગવર્નર જનરલે પોતાનો આગલો અભિપ્રાય તજી રાઘોબાની મદદે ફોજ કલકત્તેથી મોકલી. તે આવી પહોચ્યા પહેલાં મુંબાઈના લશ્કરની ખરાબી થઈ. ઇંગ્રેજી નામને લાજ લગાડે એવો કરાર વારગામમાં મુંબાઈની

ફોજની જોડે ગયેલા પોલિટિકલ અધિકારીએ કર્યો. મુંબઈમાં અને ઇંગ્લાંડમાં તે કરાર મંજૂર રાખવામાં આવ્યો નહિ. કલકત્તેથી આવેલી સેનાના નાયક ગાર્દ્દે ફ- સને
રીને નવા કરાર કરવા માંડ્યા, પણ તેનો પ્રયત્ન ૧૭૭૯.
પાર પડ્યો નહિ તેથી લડાઈ ચાલી. ગાર્દ્દે ડભોઈ તથા અમદાવાદ જીત્યાં, ને બીજો કેટલોક જય ઇંગ્રેજને મળ્યો; પણ તેવામાં (૧૭૮૦ માં) નિજામે અને હૈદરે મરેઠાની વહારે ચઢવાના કરાર કર્યા. હૈદરે કર્ણાટક ઉપર સ્વારી કરી, અને ગાર્દ્દને વસાઈથી પાછા હઠવું પડ્યું, ત્યારે ઇંગ્રેજે મરેઠા જોડે સલાહ કરી. મરેઠાનો લીધેલો બધો મુલક પાછો આપવો, ઇંગ્રેજ તથા પોર્તુગીજ સિવાય બીજા કોઈ યૂરોપી જાતને મરેઠી રાજ્યમાં રહેવા દેવી નહિ, ભરૂચ સિંધીઆને આપવું, કર્ણાટકમાં હૈદરે જીતેલો મુલક પાછો અપાવવામાં મદદ કરવી, ને રાઘોબાને મહીને રૂ. ૨૫,૦૦૦ નો પગાર પેશ્વાએ આપવો એવી શરતે સાલબાઈ નામે ગામમાં કરારનામું થયું. ૧૭૮૨. એમ ઇંગ્રેજ અને મરેઠાની વચ્ચેનો ૧ લો વઢવાડો પૂરો થયો.

રઘુનાથરાવની ચાલથી પેશ્વાનો અધિકાર ઝાંખો પડ્યો ને મહાદજી સિંધીઆના મનમાં તેનાથી છૂટા પડી પોતાનું સ્વતંત્ર રાજ્ય કરવાનો વિચાર ઉત્પન્ન થયો. મરેઠી રાજ્યનો પાયો ખોદાઈ તે પડી ભાગવાનો આરંભ પણ એથીજ થયો. મહાદજી સિંધીઆએ ગોહદના રાણા પાસેથી ગ્વાલીઅર ગઢ જીતી લીધો. ત્યાંથી દિલ્હી જઇને પાદશાહીનો કર્તા હર્તા થયો. પાદશાહનો મુખ્ય કારભારી પેશ્વા અને પેશ્વાની વતી સિંધીઓ કામ ચલાવે એવી સનદ બળહીન અને પરાધીન શાહ પાસે લખાવી લીધી. મરેઠાએ નિજામ જોડે મળીને ૧૭૮૪ થી ૮૭ સૂધી ટીપુ સુલતાન જોડે વઢી તેની પાસેથી ૪૫ લાખ રૂપિઆ ખંડણીને પેટે લીધા. આ વેળા મરેઠી રાજ્યમાં સર્વથી બળવાન સરદાર મહાદજી સિંધીઓ હતો તેણે

જેપૂર, જોધપૂર વગેરેના રાજાને તથા ઘણા મુસલમાન નવાબોને તાબેદાર અને ખંડીઆ કર્યા, અને ફ્રેંચ અમલદારોને નોકરીમાં રાખી કવાયદી પ્યાદલ તથા તોપખાનું ઊભું કર્યું. એની ગેરહાજરીમાં બાપડા શાહ આલમ બીજાને ભૂંડા ગૂલામ કાદરે આંધળો કર્યો. સિંધીઆએ જઈ બીચારા પાદશાહને છોડાવ્યો. સિંધીઆ અને હુલકર એ બે સરદારો હિંદુસ્તાનમાં હતા તેઓમાં કુસંપ અને અદેખાઇએ પ્રવેશ કર્યો; પેશ્વાનું કૌવત નબળું પડી જવાથી તેઓને વારનાર કોઈ ન રહ્યું ને કજીઓ વધ્યો. અજમેરની પાસે બેઉની ફોજો વઢી તેમાં હુલકરની હારી, ને મહાદજી સિંધીઆ બધા મરેઠી રાજ્યમાં પ્રબળ થયો. પુનાના કારભારીઓ પણ તેનાથી બીતા હતા. અને ૧૭૯૪ માં તેનું મરણ થયું. એવું ધારવામાં છે કે તે વધારે જીવ્યો હોત તો બ્રાહ્મણો પાસેથી રાજ્યસત્તા લઈ લેત. તેની ગાદીએ તેના ભાઈનો પૌત્ર દોલતરાવ બેઠો.

રાજ્યનીતિમાં કુશળ એવો પુરૂષ માત્ર નાના ફડનવીસ હવે રહ્યો. મરેઠી રાજ્યમાં મહાપુરૂષો થયા તેઓમાં છેલ્લો એ હતો. સકળ મરેઠા સરદારોપર પેશ્વાના ઉપરીપણાની દોરી ઢીલી પડી ગઈ, મોટા નાયકો હળવે હળવે સ્વતંત્ર રાજા થઈ જવા લાગ્યા, મહારાષ્ટ્ર દેશના લોકમાંથી સાહસ અને પરાક્રમ કરવાનો ઉત્સાહ ઘટી ગયો, અને પ્રતાપી પુરૂષો મરતા ગયા તેમને ઠેકાણે બીજા ઉત્પન્ન થયા નહિ; એમ રાજ્યપતન થવાનાં ચિન્હોએ દેખા દીધી.

નિજામે ચઢેલી ખંડણી ભરી નહિ તે પરથી પેશ્વા સરકારે તેના રાજ્ય ઉપર સ્વારી કરી. તેના જરીપટકાના વાવટા નીચે નાના મોટા સર્વ મરેઠી નાયકો પોતપોતાની ફોજસહિત આવી મળ્યા. આવો બનાવ ફરીને બન્યો નહિ. કુર્દલાના રણમાં યુદ્ધ થયું તેમાં નિજામનું લશ્કર ભયભીત થઈ નાઠું (૧૭૯૫), તેથી પેશ્વાને ત્રણ કરોડ રૂપિઆ તથા કેટલાક પ્રાંતો આપવાનો

કરાર કરી નિજામે સંધિ કરી. એ વેળા નાના ફડનવીસનું પૂર ચલણ હતું. સવાઈ માધવરાવ ૨૧ વરસનો થયો, તોપણ એ પ્રધાને તેનો અધિકાર તેને સોંપ્યો નહિ. પેશ્વાનો જીવ એથી કલેશમાં હતો. રઘુનાથરાવના છોકરા બાજીરાવને અને તેના ભાઈઓને મંત્રીએ કિલ્લામાં પૂરી રાખ્યા હતા. આ જૂલમ મરેઠી પ્રજાને ગમ્યો નહિ. શ્રીમંત તેમને છોડાવી પોતાની પાસે રાખવાને ઇચ્છતા હતા, પણ નાના આગળ તેનું કાંઈ ચાલ્યું નહિ, તેથી અતિ ખેદ પામી તેણે અગાસીએથી ભૂસકો મારી આપઘાત કર્યો. (૧૭૯૫).

માધવરાવની પછી પેશ્વાની ગાદીનો વારસ બાજીરાવ હતો. નાના ફડનવીસે કેટલાક વખતસૂધી તેને પાટે બેસવા દીધો નહિ ને ખટપટ ખૂબ ચાલી. પણ અંતે નાના અને દોલતરાવ સિંધીઆએ મળી તેને રાજ્યાસને બેસાડયો. રાજ્ય ચલાવવાને એ આદમી કેવળ અયોગ્ય હતો, અને રાજ્યનો નાશ કરવાનાં બધાં અપલક્ષણ તેનામાં હતાં. સિંધીઆ અને ફડનવીસથી છૂટવાની તજવીજ બાજીરાવે કરી. યુક્તિથી એ બેને માંહોમાંહે લડાવ્યા. પેશ્વાની ગુપ્ત રજાથી સિંધીઆએ એક દહાડો ને રાત પુના લૂટયું તેથી મારામારી થઈ તેમાં ઘણાના પ્રાણ ગયા. નાના ફડનવીસને ઝાલી અહમદનગરમાં પરેજ કર્યો, અને તેને ઠેકાણે સિંધીઆનો દુષ્ટ સસરો ગાટગે નામે હતો તેને ઠરાવ્યો. એણે વળી પુનાના લોકને માર મારીને તથા ઘણાના જીવ લઈને નાણાં કઢાવ્યાં. સિંધીઆના લશ્કરે પગારને માટે બંડ કર્યું તેથી તથા બીજાં કારણોથી તેની ફોજની ટૂકડીઓ માંહોમાંહે વઢી એકએકની કતલ કરવા લાગી. બીજા મરેઠી સરદારો પણ માંહોમાંહે જુદ્ધ કરવા લાગ્યા ને રાજ્યમાં અવ્યવસ્થા થઈ. બાજીરાવે નાના ફડનવીસને બંદીશાળેથી મોકળો કરી મંત્રી ઠરાવ્યો. દોલતરાવ સિંધીઆ હિંદુસ્તાનમાં ગયો ત્યાં તેની અને યશવંતરાવ હુલકરની વચ્ચે મોટાં જુદ્ધ

થયાં ને હજારો સિપાઈ બેઉના માર્યા ગયા, અને ૧૮૦૦. એજ વરસમાં નાના ફડનવીસનો કાળ થયો અને તેની જોડે મરેઠી રાજનો રહ્યો સહ્યો જીવ ગયો. એ ફડનવીસ સ્વભાવે બીકણ પણ સ્વદેશાભિમાની હતો, અને રાજકાજમાં તેની સમજણ ઊંડી હતી. ઇંગ્રેજની ફોજને રાજ્ય રક્ષણને માટે પુને રાખવી નહિ, કેમકે તેમ કરવાથી રાજ્યની સ્વાધીનતા જતી રહે એવો તેનો અભિપ્રાય હતો. તે ઇંગ્રેજને માન આપતો ને વખાણતો, પણ રાજકાજમાં તેમનાથી ડરી તેમનાપર અપ્રીતિ રાખતો.

સિંધીઆ અને હોલ્કરની લડાઈમાં પેશ્વા સિંધીઆની તરફ થયો. એથી સિંધીઆની સરસી થઇ. યશવંતરાવ હુલકર તેમની નજર ચૂકવી એકાએક પુને આવ્યો. પેશ્વાની ફોજ તેનાથી હારી અને બાયલો બાજીરાવ નાશી વસાઈમાં ભરાયો. હોલ્કરે પુના લૂટી બાજીરાવના ભત્રીજાને ગાદીએ બેસાડ્યો, અને ૧૮૦૨. બાજીરાવે ઇંગ્રેજ જોડે કરાર કર્યો કે ઇંગ્રેજે તેની ગાદી તેને પાછી અપાવવી, અને તેના રાજ્યનું રક્ષણ કરવું; એ માટે પુનાની પાસે ઇંગ્રેજી ફોજ રહે અને તેના ખરચને પેટે પેશ્વાએ હર વરસે છવીસ લાખ રૂપિઆ ઇંગ્રેજને આપવા; સૂરતઉપર કશો દાવો રાખવો નહિ; નિજામ તથા ગાયકવાડની જોડે વાંધા હોય તેની પંચાત ઇંગ્રેજે કરવી; ઇંગ્રેજને જે યૂરોપી પ્રજા જોડે શત્રુવટ હોય તેમાંના કોઈને રાજ્યમાં રાખવો નહિ; અને ઇંગ્લાંદના નિષ્કપટ મિત્ર રહેવું. એમ આ પેશ્વાએ મરેઠી રાજ્યની સ્વતંત્રતા ખોઈ. હવે મરેઠી રાજ્યનું બંધારણ તૂટ્યું. એ પછી બાજીરાવે ૧૬ વરસ પરાધીનપણે રાજ્ય કર્યું તે દરમીઆન તેણે ચંડાળ કર્મો કર્યાં. ઇંગ્રેજ જોડે દગલબાજી કરી વઢ્યો ત્યારે ઇંગ્રેજે સને ૧૮૧૮ માં તેનો પરાજય કરી તેનું રાજપાટ લઇ લીધું, અને આઠ લાખનું વર્ષાશન બાંધી આપી કનોજની પાસે બીઠુર ગામમાં રહેવા મોકલ્યો. એ રીતે પેશ્વાઈ અમલનો

અંત આવ્યો. ૧૮૦૨ થી ૧૮૧૮ સૂધીનું મરેઠી રાજ્યનું વૃત્તાંત ઇંગ્રેજી રાજ્યના ઇતિહાસમાં આવશે.

---

# प्रकरण १३ मुं.

## यूरोपी राज्यो.

યૂરોપી લોકતાં રાજ્યો. ઇંગ્રેજ. ફ્રેંચ (ફ્રાંસેસ). બ્રિટિશ રાજ્યનો ઉદય. સને ૧૭૬૧ સૂધી.

ગોઆથી દમણ સૂધીના કાંઠાનો કેટલોક ભાગ પોર્તુગીજને તાબે હતો તેમાંનો કેટલોક ભાગ મરેઠાએ જીતી લીધો. પોર્તુગાલના રાજાએ પોતાની કુંવરી ઇંગ્લાંડના રાજાને પરણાવી ત્યારે પહેરામણીમાં તેણે તેને મુંબાઈ બેટ આપ્યો. ઈંગ્લાંડના રાજાએ પછી તેને ઈસ્ટ ઈન્ડિઆ કંપનીને સોંપ્યો. પોર્તુગીજનો દોર તૂટયા કેડે વલંદા થયા, પણ તેમણે ભરતખંડમાં રાજ્ય સંપાદન કરવાનો નોંધવાજોગ પ્રયત્ન કર્યો નહિ. ઇંગ્રેજ અને ફ્રેંચ (ફ્રાંસેસ) એ બે પ્રજાએ ભરતખંડમાં રાજ્ય ભોગવવાને માંહોમાંહે ભારે ઝઘડા કર્યા. એમાં ઇંગ્રેજનો જય થયા પછી તેમણે દેશી રાજ્યોને વશ કર્યાં.

વિજયનગરના રામરાજાના ભાઈ કનેથી જમીન વેચાતી લઈ ઇંગ્રેજે મદ્રાસ શહેર વસાવ્યું, અને ઔરંગજેબના અમલમાં મુગલ સરકાર પાસેથી સને ૧૬૯૬ માં કલકત્તા નામે ગામ વેચાતું લઈ ત્યાં કિલ્લો બાંધ્યો ને નગર વસાવ્યું. એ કલકત્તા હાલ ભરતખંડની રાજ્યધાની છે. ફ્રેંચે સને ૧૬૭૪ માં બિજાપુરના પાદશાહ કનેથી જમીન ખરીદ કરી પાંદિચેરી નગરી વસાવી તેને પોતાની રાજધાની કરી. પાંદિચેરીના પહેલા ગવર્નર માર્તિને તેને આબાદ કર્યું. તેના પછી દુમાસ નામે સાહસિક ગવર્નર થયો તેણે દેશી રાજાઓના કજીઆમાં પડવા માંડયું.

મુગલાઈ રાજ્યની પડતી થવાથી સાદતખાં અને તેની પછી તેનો ભત્રીજો દોસ્તઅલી નામે સરદાર કર્નાટકના સ્વતંત્ર નવાબ થઈ પડ્યા હતા, અને તેને ( દોસ્ત અલીને ) ચંદાસાહેબ નામે જમાઇ હતો. એ જમાઈને પાંદિચેરીના ગવર્નર જનરલ દુમાસ સાથે દોસ્તી હતી. ત્રિચિનાપલ્લીના હિંદુરાજાના મરણ કેડે તેની વિધવા રાણી જોડે દગો કરી તે નગર ચંદાસાહેબે છીનવી લીધું, તથા તંજાવરના* મરેઠી રાજા કનેથી કારિકાલ બંદર લઈ ફ્રેંચને આપ્યું તથા કેટલોક મૂલક જીત્યો. એ માટે રઘુજી ભોંસલે અને મોરારીરાવ નામે મરેઠી સરદારો કર્ણાટકના નવાબ ઉપર ચઢ્યા. મદ્રાસના વાયવ્યખૂણે ૧૨૦ મૈલપર અંબુર આગળ નવાબ દોસ્ત અલી અને મરેઠાનું જુદ્ધ થયું તેમાં નવાબ રણમાં પડ્યો ને તેની ફોજ નાઠી. રઘુજીએ મસ ધન લઈને તેના દીકરા સફદરઅલીને નવાબ માન્યો, અને ચંદાસાહેબને પકડી સતારે લઈ ગયો. ચંદાસાહેબની બેગમ અને છોકરો પાંદિચેરીમાં ફ્રેંચના રક્ષણમાં જઈ ભરાયાં તેમને આપવાને ત્યાંના ગવર્નરે ના પાડી. રઘુજી તેમને કાંઈ ઈજા કરી શકયો નહિ. ફ્રેંચની આ હિંમતથી અચંબ થઇ ગયલા મુગલો આશ્ચર્ય પામ્યા. આલમગીર ( ઔરંગજેબ ) નીપાસે એ લોકે ચંદ્રનગર વેચાતું લીધું હતું; ત્યાં દુપ્લે નામે ચતુર ને ધનવાન ગવર્નર હતો તેની બદલી પાંદિચેરીમાં થઈ, સને ૧૭૪૧.

પોર્તુગાળના આલ્બુકર્કે ભરતખંડમાં મોટું પોર્તુગીજ રાજ્ય સ્થાપવાનો મનસુબો કર્યો, પણ તે પાર પડ્યો નહિ. તેના જેવો વિચાર દુપ્લેએ પણ કર્યો, પણ ઇંગ્રેજને કાઢ્યાવિના એ ધારણા પાર પાડી શકાય નહિ. સફદર અલીનો તેના એક સરદારે ઘાત કર્યો, તેથી તેની બેગમ તથા તેનો બાળક છોકરો મદ્રાસમાં ઇં-

---

* એ રાજાને તેના પિતરાઈએ ગાદીએથી ઉઠાડી મૂકયો હતો માટે તેણે દુમાસની મદદ માગી, પણ પછી તેની ગરજ પડી નહિ તેથી જે આપવા કહ્યું હતું તે ન આપ્યું માટે ચંદા સાહેબે જીતીને આપ્યું.

ગ્રેજને શરણે ગયાં. એમ કર્ણાટકમાં અવ્યવસ્થા થઈ તે મટાડવાને દક્ષણનો સૂબેદાર નિઝામ-ઉલમુલ્ક આવ્યો. તેણે એ બાળકને નવાબ ઠરાવ્યો અને તેની વતી રાજકાજ કરવાને પોતાની ફોજના અનુવર-ઉદ-દીન નામે અનુભવી નાયકને નીમ્યો. એ બાળક જીવવા પામ્યો નહિ અને તેનો રક્ષક તેને ઠામે બેઠો. ઇંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે ટંટો ચાલતો હતો તેમાં અન્વર-ઉદ-દીને ફ્રેંચની તરફદારી કરી. યૂરોપમાં ઇંગ્રેજ અને ફ્રેંચની વચ્ચે વઘરો ચાલતો હતો તેનો લાભ લઈ ડુપ્લેએ મદ્રાસ ઉપર હૂમલો કર્યો. હિંદીમહાસાગરમાં ફ્રેંચના તાબાના બેટ હતા તેઓનો ગવર્નર લાબોર્દોનેસ કેટલીક ફોજ સહિત ડુપ્લેની કુમકે આવ્યો, સને ૧૭૪૬. એ બે સંપથી વર્ત્યા હોત તો ફ્રાંસને ભારે લાભ થાત. તેણે જઈ મદ્રાસને ઘેર્યું અને ઇંગ્રેજોને શરણે આવવું પડ્યું. ઇંગ્રેજની લાંચ લઈ લાબોર્દોનેસે તેમની જોડે ડુપ્લેના અભિપ્રાયથી ઊલટા કરાર કર્યા. ડુપ્લેનો મનસુબો ઇંગ્રેજને જડ-મૂળથી ભરતખંડમાંથી કાઢવાનો હતો. માટે વગર શરતે મદ્રાસના ઇંગ્રેજને તાબે કરવાને ફરમાવ્યું. લાબોર્દોનેસે તે હૂકમ ન માન્યો ને અમુક રકમ આપે શહેર તેમને પાછું આપવાની શરત કરીને તે પોતાનાં વહાણો હંકારી ગયો. એ માટે તેને ફ્રાંસમાં સજા થઈ. ડુપ્લેએ તે કરાર તોડ્યો, ને ઇંગ્રેજોને લાવી પાંદિચેરીમાં પૂર્યા. નવાબે ડુપ્લેકને મદ્રાસ માગ્યું તે તેણે ના આપ્યું, એટલે ૧૦,૦૦૦ માણસની ફોજ સાથે બળાત્કારે લેવા આવ્યો. ફ્રેંચના એક હજાર માણસે તેને હરાવી નસાડ્યો. એ નાનકડી ફ્રેંચ સેનામાં ૨૩૦ યૂરોપી જોદ્ધા હતા. એથી દેશી લડવૈયાની સંખ્યાનો ડર યૂરોપી લોકના મનમાંથી ગયો. હવે અન્વર-ઉદ-દીન ઇંગ્રેજના પક્ષમાં આવ્યો. વળી ઇંગ્લંડથી મદદ આવવાથી ઇંગ્રેજનું બળ વધ્યું ને તમણે પાંદિચેરીને ઘેરો ઘાલ્યો, પણ થોડા વખતમાં તે ઉઠાવવો પડ્યો. એવામાં યૂરોપમાં ઇંગ્લાંડ અને ફ્રાંસની વચ્ચે સંધિ થઇ તેને રૂએ એક્સ-

કનો જીતેલો મૂલક પાછો આપી વિરોધની પૂર્વે હતું તેમ થયું, સને ૧૭૪૮.

એ વરસમાં હિંદુસ્તાન અને દક્ષણમાં રાજ્યની શી વલે હતી તે નિરખીએ. ૧૨મો મુગલ પાદશાહ મહમદશાહ એ વરસમાં મુઓ. કાંઇક થોડો અધિકાર જેને હાથ રહેલો એવો એ છેલ્લો પાદશાહ હતો. સાદતખાંનો ભત્રીજો સફદરજંગ અયોદ્ધા પ્રાંતનો સ્વતંત્ર નવાબ હતો ને તે પાદશાહનો નામનો વજીર કહેવાતો. રોહિલા નામે અફગાન લોક રોહિલખંડના ધણી થઈ પડ્યા હતા. બંગાળા, બહાર, અને ઓઢીઆ પ્રાંતોનો માલિક અલિવર્દિખાન નામે સરદાર થઈ બેઠો હતો. શાહુરાજાનું મરણ પણ એજ વરસમાં થયું, તેથી હવે મરેઠી રાજાને બદલે તેનો બ્રાહ્મણ કારભારી બાજીરાવ પેશ્વા મરેઠી રાજ્યનો અધિપતિ થયો; એ વેળા મરેઠી રાજ્ય ચઢતી કળાએ હતું. ઘરડો નિજામ-ઉલ-મુલ્ક એજ વરસમાં ૧૦૪ વરસની ઊમરે મરણ પામ્યો. તેણે પાદશાહપદ ધારણ કર્યું નહતું અને દક્ષણનો સૂબેદાર કહેવાતો, તથાપિ તે સ્વતંત્રપણે રાજ્ય કરતો. તેની રાજધાની ઔરંગાબાદમાં હતી. થોડાક વખતમાં તેના પુત્રો ગાદીને માટે માંહોમાંહે લડ્યા. મ્હેસૂરમાં હૈદરઅલીનો ઉદય થવા લાગ્યો હતો; અને કર્ણાટકની નવાબીને માટે અન્વર-ઉદ-દીને અને ચંદાસાહેબે જંગ મચાવ્યો. ફ્રેંચ અને ઇંગ્રેજ માંહોમાંહે વઢતા તથા દેશી રાજાઓના ઝઘડામાં માથું ઘાલી પોતપોતાનું કામ કરી લેતા.

તંજાવરમાં રાજગાદીને માટે બે ભાઈ વઢયા તેમની વચ્ચમાં પડવાથી ઇંગ્રેજને દેવિકોટા નામે ગઢ તથા કેટલોક મૂલક મળ્યો. પણ તેમણે પોતાનું વચન પાળ્યું નહિ, તેથી તેમની અપકીર્તિ થઈ.

નિજામ-ઉલ-મુલ્ક મૂઓ તેવારે તેનો વડો દીકરો દિલ્હીમાં હતો તેણે સૂબેદારી લેવાની ના કહેવાથી તેનો પુત્ર મુજફ્ફર

વારસ થયો, પણ મયત સૂબેદારના બીજા કુંવર નાસિરજંગને હાથ જામદારખાનું અને ફોજ આવેથી તે ગાદીપતિ થયો. મુજફ્ફરજંગ મરેઠી કુમક લેવાને સતારે ગયો; ત્યાં તેને ચંદાસાહેબ જોડે પીછાન થઈ. એ બએ મળી ડુપ્લેની સહાય માગી. ડુપ્લેએ સાત લાખ રૂપિઆ મરેઠા સરકારને આપી ચંદાસાહેબને છોડવ્યો. મુજફ્ફર, ચંદા, અને ડુપ્લેની ફોજે મળી કર્ણાટકના નવાબ અન્વર–ઉદ–દીનને હરાવ્યો ને માર્યો. ફ્રેંચના બુસી નામે સરદારે તેનો જીંજીગઢ બહુ બહાદુરીથી લીધો. મુજફ્ફરે દક્ષણના સૂબેદારનો ઓધો ધારણ કર્યો, ચંદાસાહેબને કર્ણાટકનો નવાબ ઠરાવ્યો, અને પાંદિચેરીની આજુબાજુનાં ૮૧ ગામ ફ્રેંચને આપ્યાં. ૧૭૪૯.

અન્વર–ઉદ–દીનનો દીકરો મહમદઅલી ત્રિચિનાપલ્લીમાં જઈ ભરાયો, અને નાસિરજંગ મોટું લશ્કર લઈ સામો આવ્યો. મુજફ્ફરજંગે તેની જોડે જુદ્ધ કર્યું તેમાં તે હાર્યો ને પકડાયો. તેને છોડાવવાને બુસી નામે સરદારના હાથ નીચે ફ્રેંચ ફોજ આવી. નાસિરજંગના નાયકો ફૂટ્યા હતા તેમણે તેને ગોળીથી માર્યો ને તેની ફોજ હાર ખાઈ નાઠી. મુજફ્ફરજંગને ડુપ્લેએ દક્ષણનો સૂબેદાર કર્યો, ને રણભૂમિપર પોતાની નામનાને માટે ડુપ્લેફત્તેહઆબાદ નામે શહેર બંધાવ્યું તથા કીર્તિસ્તંભ ચણાવ્યો (૧૭૫૦). આ જયથી ડુપ્લેને તથા ફ્રેંચ ઈસ્ત ઇંડિઆ કમ્પનીને તથા ફોજને પુષ્કળ દ્રવ્ય મળ્યું. ઘણોક મૂલક પણ તેમને મળ્યો.

ડુપ્લેએ મુજફ્ફરજંગને બુસી જોડે ઔરંગાબાદમાં ગાદીએ બેસવા મોકલ્યો. માર્ગમાં તેને તેના તાબાના એક સરદારે મારી નાખ્યો. એથી ન ગભરાતાં બુસીએ નિજામ–ઉલ–મુલ્કના સલાબતજંગ નામે દીકરાને કેદમાંથી કાઢી રાજ્યાસને બેસાડ્યો (૧૭૫૧). એ સૂબેદારનું રક્ષણ કરવાને તથા તેને સલાહ આપવાને ફ્રેંચ ફોજ જોડે બુસી

ઈ. સ. ૧૭૫૧.

ત્યાં રહ્યો. એમ દક્ષિણની સૂબેદારી ફ્રેંચને વશ થઈ. ઉત્તર સિરકાર અને મછલીપટ્ટણ તેમને જાગીરમાં મળ્યાં.

મદ્રાસ તથા બીજા બે કિલ્લા માત્ર ઇંગ્રેજને કબજે હતા. તેઓ ફ્રેંચને મુકાબલે એવા નબળા પડી ગયા હતા કે એ કિલ્લાને જાળવવાનું કામ તેમને કઠણ થઈ પડ્યું. મહમદઅલી ઇંગ્રેજનો મિત્ર હતો તેને ચંદાસાહેબે ત્રિચિનાપલ્લીમાં ઘેર્યો. ફ્રેંચની મદદથી ચંદાસાહેબ અહિં ફતેહ પામવાની તૈયારીમાં હતો. મહમદઅલી નિરાશ થવા લાગ્યો અને ઇંગ્રેજ ફિકરમાં પડ્યા, કેમકે એ ઘેરામાં શત્રુનો જય થાય તો એઉની પૂરી ખરાબી થાય. ડુપ્લેની આરત પાર પડવાને વાર નહતી. તેણે ફૂલાવવામાં મણા રાખી નહિ. એવામાં એક કૌતુક બન્યું. તેનો અહંકાર તોડનાર અને ઇંગ્રેજી રાજ્યનો પાયો ખોદનાર અને ચણનાર મદ્રાસના ઇંગ્રેજમાં પ્રગટ થયો. રાબર્ટ કલૈવ નામે વરસ પચીસેકનો જુવાન વાણોતર વેપાર ખાતામાં હતો. તે સ્વભાવે ક્ષત્રી હતો. આવરો ને ખાતાવહી લખવામાં કાળ કાઢવો તેને ગમતો નહિ; તે કામને તે લાયક ન હતો. કાલાવાલા કરી તેણે લશ્કરી ખાતામાં બદલી કરાવી હતી. તે બચપણમાં ઘણો ઊછાંછળો ને ઉન્મત્ત હતો. તેની મસ્તીથી નાખૂશ થઈ તેના વડીલોએ તેને ઈસ્ત ઇંડિઆ કંપનીમાં ગુમાસ્તાની નોકરી અપાવી હતી. સુભાગ્યે કંપનીએ તેને મદ્રાસ મોકલ્યો. અહિં તે મોટું રતન નીવડ્યો. મરેઠી પ્રજાને જેમ શિવાજી માન્યો તેમ ઇંગ્રેજને રાબર્ટ કલૈવ મળ્યો. એણે પણ ડુપ્લેની પેઠે ભરતખંડનું રાજ્ય પોતાના દેશને સ્વાધીન કરવાની મહાન્ ધારણા કરી. ડુપ્લેના જેવો ચતુર, બુદ્ધિવાન, અને કપટી હતો. યુદ્ધકળામાં તેની અકલ બહુ હતી. ડુપ્લેમાં તે ન હતી. એને લીધે ફ્રેંચની પડતી થઈ ને ડુપ્લેની આશા ભંગ થઈ. કલૈવે આ વેળા ઇંગ્રેજને ઉગાર્યા. ત્રણ વર્ષપર દેવિકોટાનો ગઢ જીતવા ઇંગ્રેજસેના ગઈ હતી તેવારે કલૈવ આગળ પડી

તેની અકલ અને બહાદુરીને માટે પ્રખ્યાત થયો હતો. તેણે મદ્રાસના ગવર્નરને સૂચના કરી કે મહમદ અલીને બચાવવાનો આ વેળા ખરો ઉપાય એ છે કે શત્રુના ઘરમાં ઘૂસવું. મને ફોજ સોંપો તો હું ઓચિંતો જઈ ચંદાસાહેબની રાજ્યધાની આર્કટ જીતું. બીજો કોઈ ઉપાય રહ્યો નહતો માટે ગવર્નરે તે પાસો નાખ્યો ને ઇંગ્રેજની ફતેહ થઈ. ચપળ અને શૂરો ક્લૈવ ૨૦૦ ઇંગ્રેજ અને ૩૦૦ દેશી સિપાઈઓની નાનકડી ફોજ લઈ એકાએક આર્કટ જઈ ચઢ્યો. ત્યાંના રક્ષકો જીવ લઈને નાઠા, ને નગર તેને હાથ ઝટ આવ્યું. એ ખબર જાણી ચંદાસાહેબે તેના દીકરા રાજા સાહેબને ૧૦,૦૦૦ માણસનું સૈન્ય આપી આર્કટમાંથી ક્લૈવને કાઢવાને મોકલ્યો. તેના આવ્યા પહેલાં ક્લૈવે ઘેરો ખમવાની તૈયારી કરી રાખી હતી. ક્લૈવની જાગૃતિ, ચતુરાઈ, અને બહાદુરી જોઈ તેના સાથીઓને ખૂબ પાનો ચઢ્યો. રાજા સાહેબ બહુ મચ્યો, પણ તેનું કાંઈ વાળ્યું નહિ. ક્લૈવને ફોડવાને લાંચ આપવા માંડી તે તેણે તિરસ્કારસાથે પાછી વાળી, અને તેની ધમકીની દરકાર કરી નહિ. આર્કટમાં ભાથું ખૂટ્યું ત્યારે ભલા દેશી જોદ્ધા ક્લૈવને કહેવા લાગ્યા કે રાંધેલો ભાત ઇંગ્રેજી સિપાઈઓને આપો અને અમે તેના ઓસામણથી ચલાવીશું. એવી હાલતમાં તેમનાં મન ક્લૈવે આણ્યાં હતાં. રાજા સાહેબે છેલ્લો હુમલો કર્યો તેમાં તેના ૪૦૦ સિપાઇઓ પડ્યા, એટલે તેણે હિંમત હારી ઘેરો ઉઠાવ્યો. મદ્રાસથી કુમક આવી પહોંચવાથી ક્લૈવે તેની પૂઠે પડી તેની ફોજનો નાશ કર્યો. એથી ઇંગ્રેજનું વજન વધ્યું. એક પછી એક એમ ફતેહ મેળવતો ક્લૈવ આગળ ચાલ્યો. દુપ્લે ફતેહઆબાદ અને તેનો કીર્તિસ્તંભ તોડી પાડી દુપ્લેને તેણે ઝાંખો પાડ્યો. એવામાં લારેન્સ નામે સરદાર ઇંગ્લાંદથી પાછો આવ્યો. ક્લૈવને લશ્કરી કેળવણી પ્રથમ તેણે આપી હતી તેથી તે બેઉની વચ્ચે માયા હતી. મદ્રાસના ગવર્નરે લારેન્સ

અને તેના હાથનીચે કલૈવ એ એને ફોજ આપી ત્રિચિનાપલ્લી ઘેરનાર ઉપર મોકલ્યા. તંજાવરની ફોજ તેમની કુમકે આવી. અહિં ભારે જુદ્ધ થયાં, અને ઇંગ્રેજ જીત્યો. ચંદાસાહેબ શરણે આવ્યો તેને તંજાવરના સેનાપતિએ હણ્યો. ફ્રેંચ ફોજને પકડી ઇંગ્રેજે પોતાના કિલ્લાઓમાં ગોંધી. એમ કર્ણાટકના રાજ્યસંબંધી દુપ્લેની ધારણા રદ ગઇ. તથાપિ તેનો ઉદ્યમ કમી થયો નહિ. ઇંગ્રેજ અને તેના મિત્રો મરેઠા, મ્હૈસૂરનો રાજા, વગેરેમાં તૂટ પાડવાની કોશીશમાં તે કેટલેક દરજે ફતેહ પામ્યો. ઔરંગાબાદમાં સૂબેદાર સલાબત જંગની પાસે બુસી પૂર જોરપર હતો. તેને સૂબેદારે ૫૦ લાખનો મૂલક આપ્યો હતો. કલૈવ ઇંગ્લાંડ ગયો, ને દુપ્લેની ફોજે વળી ૧૭૫૪ માં ત્રિચિનાપલ્લીને ઘેરો ઘાલ્યો. લારેન્સે તેનો બચાવ કર્યો. ફ્રેંચ સરકારે દુપ્લેને કાઢી બીજો લડે નહિ એવો ગવર્નર પાંદિચેરીમાં મોકલ્યો તેણે આવી બેઉની સત્તા કર્ણાટકમાં સરખી રહે એવા કરાર કરી ઇંગ્રેજ જોડે સલાહ કરી, ૧૭૫૫. મહમદઅલી કર્ણાટકનો નવાબ રહ્યો. એ કરારમાં એક કલમ એવી હતી કે ઇંગ્રેજ ને ફ્રાંસેસ બેઉએ દેશી રાજ્યોના કામમાં હાથ ઘાલવો નહિ. એકે પક્ષે તે શરત પાળી નહિ. વેર એવાં સજડ બંધાયાં હતાં કે ઝાઝીવાર દોસ્તી રહે નહિ. દુપ્લે સ્વદેશ ગયો ને દરિદ્રી અવસ્થા ભોગવી મરણ પામ્યો.

ઇ. સ. ૧૭૫૫.

સને ૧૭૫૬ માં કલૈવને મદ્રાસનો ગવર્નર ઠરાવીને મોકલ્યો. તેની હારે નૌકા સેનાપતિ વાટ્સનને બળવાન લશ્કરી વહાણો સહિત મોકલ્યો હતો. પશ્ચિમ કાંઠાપર દરિયાઇ ચોરો વેપારને હરકત કરતા હતા તેઓને સજા કરી તેઓ મદ્રાસ આવ્યાં. એજ વરસમાં કલકત્તેથી માઠા સમાચાર આવ્યા. બંગાળાના સૂબેદારે ત્યાંના ઇંગ્રેજોને નાના ભોંયરાંમાં પૂર્યાથી ઘણાક રૂંધાઇ મૂઆ. એમાટે કલૈવ કલકત્તે ફોજ લેઇને ગયો. તેના સિ-

ધાવ્યા પછી યૂરોપમાં ઇંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે વિગ્રહ થયાના વર્તમાન આવ્યા.

ફ્રાંસની સરકારે લાલી નામે સરદારને ઇંગ્રેજને જીતવાને મોકલ્યો. તે સને ૧૭૫૭ માં પાંદિચેરી પહોંચ્યો. એના અમલમાં ફ્રેંચ સત્તા પડી ભાંગી. નિજામ સલાબત જંગના રક્ષણને માટે હૈદરાબાદમાં બુસી હતો તેને એણે તેડી લીધો. એથી તે દરબારમાં ફ્રેંચનો વગ નાશ પામ્યો. બુસીને ત્યાંથી આવવું ગમ્યું નહિ. તેણે પુષ્કળ ધન મેળવ્યું હતું તે સાચવવાપર તેનું લક્ષ વધારે હતું, ને પોતાના દેશની સેવા બજાવવાપર ઓછું હતું. તેમજ બીજા ફ્રેંચ નાયકો લાલચુ થઇ ગયા હતા; સ્વદેશાભિમાન કરતાં લોભ ને કુસંપ તેમના મનમાં પ્રબળ હતા. લાલી હોંસીલો, ચંચળ, અને બહાદુર પણ જૂલમી અને અવિચારી હતો. દેશના લોકને તેણે બહુ પીડાં કરી ફ્રેંચ ફોજ અને પાંદિચેરીની રાજવ્યવસ્થા માઠી સ્થિતિમાં છતાં લાલીના ઉમંગ અને ઉદ્યોગથી સર્વમાં કાંઇક જાગૃતિ આવી. તેણે ઇંગ્રેજનો સેંતદેવિદ ગઢ જીતી લીધો, અને મદ્રાસને ઘેરો ઘાલ્યો. અહિં ફ્રેંચ સેના તરફથી તેને જોઇએ તેવો આશરો મળ્યો નહિ. તેની છાવણીમાં કવાયદ ન હતી, સિપાઇઓ અને નાયકો નિયમમાં નહતા અને હૂકમ માનતા નહિ. એવામાં ઇંગ્લાંડથી ઇંગ્રેજને કુમક આવી ને લાલીને ઘેરો ઉઠાવવો પડયો, ૧૭૫૯. પછી લાલીએ અને બુસીએ મળી વાન્દિવાશ નામે ઇંગ્રેજના નગરને ઘેર્યું. તેમની સામા ઇંગ્રેજ સેનાપતિ ઈ. કૂટ ચઢ્યો. બે લશ્કરોનું જુદ્ધ થયું તેમાં ફ્રેંચનો પરાભવ થયો ને બુસી પકડાયો. એથી તેઓ એટલા નબળા પડી ગયા કે કૂટ સાહેબે તેમનાં સઘળાં નગરો જીતી લીધાં અને અંત ૧૭૬૧ માં પાંદિચેરી પણ તેને હાથ આવ્યું. લાલીને પકડી મદ્રાસમાં આણ્યો, ને ફ્રેંચ રાજ્યની સમાપ્તિ થઇ. તે જ્યારે સ્વદેશ ગયો ત્યારે તેને ગરદન માર્યો. ફ્રેંચ ઇસ્ત ઇંડિયા કંપનીનો ફ્રેંચ

સને ૧૭૬૧.

સરકારે અંત આણ્યો, ને જે થોડું રાજ્ય તેમને સલાહ થઈ ત્યારે પાછું માગ્યું તે ખાલસા કર્યું. એ પછી ભરતખંડના રાજકાજમાં તેમણે હાથ ઘાલ્યો નહિ, ને ઇંગ્રેજ પ્રબળ થયા.

---

## પ્રકરણ ૧૪ મું.

### ઇંગ્રેજી રાજ્યની સ્થાપના.

બંગાળામાં બ્રિટિશ રાજ્યની સ્થાપના. સને ૧૭૫૬ થી ૧૭૮૧ સૂધી.

મુગલ પાદશાહીના અવયવ છૂટા પડી ગયા તેવારે બંગાળાના હાકિમને હાથ બંગાળા, બહાર, અને ઓઢીઆ (કે ઓરિસા) પ્રાંતો હતા. કર્ણાટકમાં ઇંગ્રેજ અને ફ્રેંચનો ઝઘડો સને ૧૭૪૪ થી ૧૭૫૬ સૂધી ચાલતો હતો તેવારે ત્યાંનો નવાબ અથવા સૂબેદાર અલિવર્દિખાન હતો. એના અમલમાં મરાઠા એની રૈયતને લૂટવા આવતા તેમને બળથી કે કળથી પાછા કાઢવાને તે મેહેનત કરતો. એના મૂલકમાં ઇંગ્રેજ હતા તેમનો બચાવ કરતો, અને તેને પેટે તેમની પાસેથી નાણા લેતો. મરેઠાના ભોથી કલકત્તાની આસપાસ ઇંગ્રેજે ખાડી ખોદવા ઇચ્છયું તે તેણે ખોદવા દીધી. એને મરેઠી ખાડી કહેછે. એ નવાબનું મરણ સને ૧૭૫૬ માં થયું. તેને પાટે તેનો વીસેક વરસનો જુવાન પૌત્ર સુરાજઉદ-દૌલા બેઠો. એ બુદ્ધિહીન, કાયર અને ક્રૂર હતો. ધન મેળવવાને તેણે પોતાની પ્રજાને બહુ પીડી. રંડીબાજ હોઈ કુળવાન માણસોના ઘરની લાજ લૂટી અનેક રીતે તેણે બહુ જૂલમ કર્યો. ઇંગ્રેજની દોલતપર તેની નજર ગઈ, અને તેમની જોડે લડવાનાં બાનાં શોધવા લાગ્યો. તેનો એક આદમી કલકત્તામાં નાશી આવી ઇંગ્રેજના રક્ષણમાં રહ્યો હતો તેને મોકલવાનો તેણે હૂકમ કર્યો. કલકત્તાના ઇંગ્રેજે તે હૂકમ માન્યો નહિ તે માટે તેણે રાજ્યધાની મુર્શીદાબાદની

થડમાં કાસિમ બજારમાં ઇંગ્રેજની વખારો હતી તે લૂટી, અને મોટી ફોજ લઈ કલકત્તા જીતવાને આવ્યો. ભરતખંડના હિંદુ અને મુસલમાન અધિપતિઓએ પોતાનાં રાજ્યો ખોયાં તેનાં જે ઘણાં કારણો છે તેઓમાં મુખ્ય તેમનું અજ્ઞાન છે. રાજા અને પ્રજા ભૂગોળવિદ્યા ભણ્યા નહતા, અને યૂરોપ તથા એશિઆમાં દેશાટણ કરી ત્યાંની પ્રજાઓની અવસ્થા, તેમનાં બળ, લક્ષણાદિથી અજાણ્યા હતા. ઉદાહરણ, આ નવાબ માનતો અને કહેતો કે આખા ફિરંગીસ્થાનમાં (એટલે યૂરોપમાં) માત્ર દશ હજાર માણસની વસ્તી છે; એટલા થોડા માણસને થોડા શ્રમે જીતીશ.

સને ૧૭૫૬ ના જૂન માસમાં બંગાળાનો આ નવાબ કલકત્તાપર ચઢી આવ્યો ત્યારે ત્યાંના ઇંગ્રેજોમાં કોઈ

સને ૧૭૫૬. દમવાળો પુરૂષ નહતો, અને ગામ અને ગઢ ટકાવી શકાય તેવી હાલતમાં ન હતાં. બઈરાં છોકરાંને વહાણપર ચઢાવી દીધાં ને છેલ્લે ગવર્નર પણ ત્યાં નાઠો. બાકી રહેલા ઇંગ્રેજો નવાબને શરણે આવ્યા. તેઓમાં હાલૂવેલ વડો હતો તેને હજૂરમાં બોલાવાને નવાબે સામા થવાને માટે ઠપકો દઈ અભયદાન દીધું. જે અમલદારને તેમનાપર જાપતો રાખવાને ફરમાવ્યું તેણે તેમને નાના ભોંયરાંમાં પૂર્યા. કલકત્તામાં અપરાધ કરનારને કેદ કરવાની એ બંદીશાળા હતી. તે એટલી નાની હતી અને વા અને અજવાળાને પેસવાનો માર્ગ એટલો થોડો હતો કે ઘણા માણસ તેમાં જીવી શકે નહિ. એક બેને તો હરકત ન થાય, પણ ૧૪૬ ને ગોંધ્યા તેઓમાંના બાપડા ૧૨૩ રૂંધાઈ મૂઆ. ઊનાળાના દિવસ એટલે પૂરતાં વારને તાપથી અકળામણ થવા લાગી. થોડી ઘડીમાં પાણીની તરસે મોં સૂકાઈ ગયાં ને ગળાં બેશી ગયાં. હવા આવવાને માત્ર બે નાનાં જાળીઆં હતાં. જાળીઆં આગળ પહેરેગીર ફરતા હતા તેમણે તેમાંથી પાણી રેડ્યું તે પીવાને તે ઠેકાણે ધમાધમી થઈને

નબળા પાતળા રૂંધાઈ મૂઆ. થોડા પાણીથી કોઈની તરસ છીપી નહિ. નવાબને તેમની માઠી હાલત જાહેર કરી તેમના પ્રાણ બચાવવાને અરજ કરવાને પહેરેગીરોને બહુ લાલચ બતાવી, પણ રાત હતી તેથી નવાબ પોઢેલો હતો તેને જગાડવાને તેમણે ના પાડી. અંદર તો દરેકના જીવને એટલી ગભરામણ થાય કે અબ ઘડી દેહ પડશે એવું જણાયું. બહુ પીડા થઇ. પાણી અને વાની ખોટથી ટપાટપ માણસ ભોંય પડી મૂઆ. સવાર થયે બારણાં ઉઘાડ્યાં તેવારે મુડદાલ થયેલા ૨૩ માણસને બહાર કાઢ્યા; બાકીનાના જીવ જઈ ચૂક્યા હતા. નવાબના હૂકમથી આ મહા દુઃખદાયક બનાવ બન્યો નહિ હશે, પણ જીવતા નીકળ્યા તેમણે પોતાનો રાતનો હેવાલ જાહેર કર્યો તેવારે તેણે કશી નાખૂશી દેખાડી નહિ, ને તે બાબતની કાંઈ તજવીજ કરી નહિ. ધન ક્યાં સંતાડ્યું છે તેજ માત્ર પૂછ્યાં કર્યું, માટે આ હત્યાઓનો દોષ તેને માથે પણ ખરો.

આ આફતના સમાચાર મદ્રાસ પહોંચતાં વારને દુષ્ટ નવાબને સજા કરવાનો મનસુબો ક્લૈવે કર્યો. ૯૦૦ ઇંગ્રેજ અને ૧૫૦૦ દેશી સિપાઈને લઈ તે અને વાટ્સન નીકળી પડ્યા. પહોંચતાં વારને તેણે કલકત્તા પાછું હસ્તગત કર્યું. એ ખબર સાંભળી નવાબ મોટી ફોજ લઈ સામો આવ્યો ને જુદ્ધ થયું. બંગાળી લશ્કર જોસથી વઢ્યું. પરંતુ તેને પાછા હઠવું પડ્યું. એ વેળા ચતુર ક્લૈવને એમ લાગ્યું કે આ વેર લેવાનો વિચાર હાલ બંધ રાખી નવાબ જોડે સંધિ કરવી. એકલા બળથી કામ પાર પડે એમ તેને ભાસ્યું નહિ. એ માટે તેણે નવાબજોડે જૂઠી સલાહ કરી. નવાબે જે લીધું હતું તે પાછું આપ્યું. ફેબરવારી સને ૧૭૫૭. સને ૧૭૫૭.

એ વેળા ઇંગ્લાંડ અને ફ્રાંસ વચ્ચે વિગ્રહ ચાલ્યો હતો, માટે

ક્લૈવ અને વાટ્સને ચંદ્રનગર જીતી લીધું. એથી નવાબ જોડે પાછો અણબનાવ થયો, કેમકે તેમ કરવાની તેણે મના કરી હતી. બેઉ પક્ષના મનમાં કપટ હતું. તેઓ એકએકનો નાશ કરવાને છળભેદ રમતા હતા. એ વેળા ઇંગ્રેજો યુદ્ધમાં દેશીઓથી વધારે જબરા હતા, પણ ધર્મે ખ્રિસ્તી (વિશ્વાસી) છતાં અનીતિ અને દુરાચારમાં હિંદુ અને મુસલમાની ધર્મો પાળનારાથી ચડીઆતા નહતા. ફ્રેંચ સરદાર બુસીની સહાયથી ઇંગ્રેજને બંગાળામાંથી હાંકી કાઢવાનાં ફાંફાં નવાબ મારતો હતો તેવામાં તેના ફૂટેલા દરબારીઓ અને ઇંગ્રેજના નાયકો તેનો ઘાટ ઘડવાનો ગુપ્ત મતસુબો કરવા લાગ્યા. તેનો ખજાનચી રાયદુર્લભ, તેનો સેનાપતિ મિરજાફર, મુર્શીદાબાદનો જગતૂશેઠ, અને ઇંગ્રેજી અધિકારીઓ, એમણે છાની મસલત કરી કે સિરાજ–ઉદ–દૌલાને પદભ્રષ્ટ કરી મિરજાફરને નવાબ બનાવવો. કરોડો રુપિઆનો સંગ્રહ નવાબના જામદારખાનામાં હતો તેમાંથી મિરજાફરે નવાબ થઇને કંપનીને થયલું નુકસાન ભરી આપવું, તથા ઇંગ્રેજ અધિકારીઓને મોટી રકમો આપવી, અને કંપનીને વેપારમાં પુષ્કળ લાભકારી હક આપવા. કાવતરાખોરોમાંના દરેકને માટે અમુક રકમ ઠરાવી. કાવતરું પાકીને તૈયાર થયું અને તેનો ગુપ્ત લેખ લખવા માંડયો ત્યારે કાવતરામાં અમીચંદ નામે ઇંગ્રેજનો દલાલ સામિલ હતો તેણે માગણી કરી કે નવાબના ભંડારમાંથી જેટલા રુપિઆ આ કાવતરાખાતે ઊપડે તેપર સેંકડે પાંચ ટકાને હિસાબે જેટલી રકમ થાય તેટલી તેને મળે એ શરત લેખમાં દાખલ કરવી; જો તેમ નહિ કરવામાં આવશે તો તે ફૂટીને બધી વાત તુરત સિરાજ–ઉદ–દૌલાને જાહેર કરશે. એ હિસાબે ત્રીસ લાખ રુપિઆ થતા હતા. એટલા બધા રુપિઆ તેને આપવાની ખુશી કાવતરું કરનારાની નહતી; પણ અમીચંદનું મન એ વેળા ન મનાવે તો મિરજાફર, જગતૂશેઠ, ને રાયદુર્લભ તત્કાળ માર્યા

જાય, અને સઘળો બેત ભાંગી પડે. લુચ્ચો ક્લૈવ એ ધંધા દલાલને પૂરો પડે તેવો હતો. બે દસ્તાવેજ બનાવ્યા. એક જુઠો અમીચંદને છેતરવાનો, અને બીજો જે પ્રમાણે વર્તવું હતું તે. એમાંના પહેલામાં અમીચંદને ત્રીસ લાખ આપવાના લખ્યા, અને બીજામાં તેનું નામ પણ દાખલ ન કર્યું. વાટ્‌સને ખોટા લેખપર એકડો કરવાને ના પાડી કેમકે બૈબલ ઉપર હાથ મૂકી તે પ્રમાણે વર્તવાના સોગન ખાવાના હતા; પણ કોઇ બીજું તેની સહી તે ઉપર કરે એવી ઇચ્છા બતાવી તે પરમાણે થયું. સિરાજ-ઉદ-દૌલા દુષ્ટ અને કાંઇક ચળેલો હતો. તેનાં કર્મો એવાં નઠારાં હતાં કે તેને રાજ્યથી દૂર કરી પ્રજાને તેના જૂલમથી છોડવવી એ યોગ્ય હતું. પરંતુ તેમ કપટ કર્યાવિના કરવું ઘટતું હતું. તે કાયર માણસ હતો, તેથી તેને ધર્મયુદ્ધમાં જીતી શકાત. આ કાવતરાથી ક્લૈવ અને તેમાં ભળેલા સર્વેને કાળો ડાઘ લાગ્યો. અમીચંદને ઠગવાની પણ જરૂર ન હતી; એમ લુચ્ચાઇ કરી પાપમાં પડ્યા તેના કરતાં ત્રીશ લાખ આપવા એ બહેતર હતું. અધર્મ કદી વાજબી હોય નહિ. આ અસત્યથી પણ ક્લૈવ અને તેના સોબતીઓને લાંછન લાગ્યું છે. કૂડાં કર્મ પરાક્રમને ઝાંખાં પાડેછે.

બધી તૈયારી થઇ રહ્યા કેડે ક્લૈવે નવાબને કાગળ મોકલી જણાવ્યું કે બધું નુકસાન ભરી લેવાને ઇંગ્રેજી લશ્કર તારી હજૂરમાં હાજર થશે. એ જાણી સિરાજે પોતાની તમામ સેના સજ કરી. ૫૦,૦૦૦ પાયદળ, ૧૮,૦૦૦ ઘોડેસ્વાર, અને મોટું તોપખાનું લઇને તે પ્લાસીના રણમાં આવી ઊભો. ક્લૈવ સામો ગયો. તેની જોડે ૬૫૦ ઇંગ્રેજ જોદ્ધા, ૨૧૦૦ દેશી સિપાઈઓ, ૧૦ તોપ અને ૧૫૦ ગોલંદાજ હતા. આ નાની ફોજથી તેણે આ પ્લાસીના રણમાં પોતાના દેશને માટે આખા ભરતખંડના રાજ્યનો પાયો નાખ્યો. ૨૩ મી જૂન ૧૭૫૭ ને દિવસે બંગાળાના નવાબના મોટા

સને ૧૭૫૭.

લશ્કર ઉપર યાહોમ કરીને તે પડયો. બાયલા સિરાજ–ઉદ–દૌલાનો પગ રણભૂમિપર ટક્યો નહિ. તે ભયભિત થઇ ઊભી પૂંછડીએ જીવ લઇને નાઠો.* એમ એ અભાગીઆ નવાબે પોતાનું રાજ્ય ખોયું અને ભરતખંડનું રાજ્ય જીતવાનો માર્ગ ઇંગ્રેજને દેખાડ્યો. તે ભાગ્યો કે તેની પાછળ તેની ફોજ પણ ભાગી. ફૂટેલો મિરજાફર લડાઈમાં ભાગ્યોજ નહતો. ફતેહ માન્યા પછી ક્લૈવ મુર્શીદાબાદ ગયો, અને દુપ્લેની રાહે ચાલ્યો. મિરજાફરને ગાદીએ બેસાડયો; પણ કુલ અધિકાર પોતાને હાથ રાખ્યો. મિરજાફર માત્ર મૂર્તિ જેવો હતો, તેના નામના પૂજારા અને વાસ્તવિક ધણી જેમ કરે તેમ થાય. સિરાજ–ઉદ–દૌલા પકડાયો તેને મિરજાફરના છોકરાએ મારી નાખ્યો. પછી તેનો ભર્યો ભંડાર કરાર પ્રમાણે લૂટ્યો. કરોડો રૂપિઆ વહેંચાયા. ક્લૈવને ભાગે પા કરોડને સુમારે આવ્યા. કંપની, કલકત્તાના બીજા વેપારીઓ, જમીન અને વહાણની ફોજના સિપાઇઓ અને નાયકો વગેરેને પુષ્કળ નાણાં મળ્યાં. માત્ર અમીચંદને કાંઈ મળ્યું નહિ, ને તેથી તે બિચારાની કાળજી ફટકી ગઈ.

એમ બંગાળા, બહાર, અને ઓઢીઆ પ્રાંતો, જેની જમીન બહુ રસાળ અને ઊપજ ભારે હતી તેનો ધણી સહાસિક ક્લૈવે ઇંગ્રેજને કર્યો તેવારે ભરતખંડના બીજા ભાગો ઉપર નજર કરીએ. દિલ્હીમાં બીજો આલમગીર નામનો પાદશાહ હતો, ને જે થોડો અધિકાર પાદશાહ નામને હજી વળગી રહ્યો હતો તે તેનો વજીર બીજો ગાજી–ઉદ–દીન વાવરતો હતો. અહમદશાહ અબદલીએ ચોથીવાર હિંદુસ્તાનમાં આવી દિલ્હી લૂટી. બાલાજી બાજીરાવને હાથ મરેઠી રાજ્યની સત્તા હતી તે ચોતરફ

---

* આ નવાબની બેવકુફાઇ તથા નામર્દાઈ અને તેના પરિણામ સંભારી આપે તેવી મશ્કરીની જૂની લાવણી છે તેની એક ટુક મને સાંભરે છે.—"ઘોડે ઉપર નોબત ડાલી, મરઘેપર ડાલી જીન; ફરંગીપર ચડ ગયે, કલકતા લીયા છીન. મરે લોલે નવાબ, લોલે નવાબ."

ફેલાતી હતી. દક્ષિણમાં તેની અને નિજામની હરીફાઈ ચાલતી હતી. નિજામને પડએ બુસી અને તેની ફ્રેંચ ફોજ હતી તેથી તેનું રાજ્ય મરેઠા તોડી શક્યા નહિ. ડુપ્લેનું કરેલું બચાવવાને ફ્રાંસથી લાલી આવ્યો હતો તેની જોડે ઇંગ્રેજે જબરી બાથ ભીડી. ઇંગ્રેજની સામા બર આવે એવી તાકાદવાળું બંગાળામાં કોઈ રહ્યું નહતું.

ક્લૈવના જયના સમાચાર ઇંગ્લાંદમાં પહોંચ્યાથી ત્યાં સૌ સાનન્દાશ્ચર્ય પામ્યું, અને તેને વાહવાહ બોલવા લાગ્યું. કંપનીએ તેને કલકત્તાનો ગવર્નર નીમ્યો. આ ઓધાથી તેણે પોતાના દેશની કેટલીક બીજી મોટી સેવા બજાવી પોતાનું કરેલું કામ મજબુત પાયાઉપર લાવી મૂકયું. બીજા આલમગીરની પછી તેનો વડો શાહજાદો અલી ગૌહાર હતો તે બીજો શાહઆલમ એ નામે પાદશાહ થયો. તેણે બંગાળા ઉપર સ્વારી કરી. દુર્બળ મિરજાફર ધૂજવા ને કાંપવા લાગ્યો. ક્લૈવે ફોજ મોકલી તેને ઉગાર્યો અને શાહને નાણું આપી પાછો વાળ્યો. બુસી ઉત્તર સિરકાર પ્રાંતમાંથી ગયા પછી વિજગપટણનો રાજા આનન્દરાજ ઇંગ્રેજને મળી ગયો. ક્લૈવે તેની કુમકે ફોજ મોકલી તેણે ફ્રાંસિસ ફોજને હરાવી પ્રાંત જીતી લીધો. મછલીપટણ રાખી ક્લૈવે બાકીનું રાજ્ય આનન્દરાજને આપ્યું. ચિન્સુરામાં વલંદાનું થાણું હતું તેના ગવર્નર અને મિરજાફર વચ્ચે છાની ખટપટ ચાલેછે અને નવાબ તેમની મદદ લઈ ઇંગ્રેજની ઝૂસરીથી છૂટવા ચાહેછે એ વાતની ખબર પડતાં ક્લૈવ સાહેબે ચિન્સુરા ઉપર ચડાઈ કરી અને વલંદાને હલકા કરી તોબા પોકરાવી. એટલું કરી સને ૧૭૬૦ માં તે સ્વદેશ સિધાવ્યો. ત્યાં તેનું બહુ સન્માન થયું અને ઉમરાવ પદવી મળી.

ક્લૈવની પછી વાન્સિતાર્ત્ત નામે દમવગરના અમલદારને હાથ બંગાળાનો કારભાર આવ્યો; તેને તેની કૌંસિલ જોડે કદી બનતું નહિ. એના વખતમાં કર્ણાટકમાં સુભાગ્યે ફ્રેંચસત્તા પડી

ભાંગી હતી, અને પાણીપતની સજડ હારથી મરેઠા મૂર્છામાં પડ્યા હતા; વળી ઇંગ્રેજી સત્તાનો બચાવ કરવાને ફોજમાં ક્લૈવના હાથ નીચે કેળવાયલા કેટલાક બુદ્ધિમાન અને બહાદુર નાયકો હતા.

મિરજાફર ઇંગ્રેજનો દેવાદાર થઈ ગયો હતો. તેનો ખજા-નો તળીઆ સુધી ખાલી થઈ ગયો હતો. ઈજારદારોને, ફોજ-દારોને અને શાવકરોને ઝૂડવાથી ખોટ પૂરી પડી નહિ. એક નવાબને ઉઠાડી બીજાને બેસાડવાનો ફાયદો કલકત્તાના કામદા-રોએ જાણ્યો હતો. ન્યાલ થવાનો તે માર્ગ હતો. એ પ્રયોગ ફરીને તેમણે કર્યો. મિરજાફરને બરતરફ કરી તેની જગા તેના ધનવાન જમાઈ મિર કાસમને આપી. કાસમે દેવાને પેટે કેટલાંક પરગણાં કંપનીને આપ્યાં, તથા પાંચ લાખ રૂપિઆ આપ્યા; કૌંસિલને ૨૦ લાખની લાંચ આપી, તેમાંના છ લાખ વાન્સિતાર્ત્તને મળ્યા, ૩ લાખ તેથી ઊતરતા મેમ્બ-રને; એમ દરજા પ્રમાણે વહેંચી લીધા. એ ઉપરાંત ઈ. સ.
બીજા નોકરોને પણ રૂશવત મળી. ૧૭૬૦. ૧૭૬૦.

'લેને ગઈ પૂત ને ખોઈ આઈ ખસમ' તેવું ઇંગ્રેજને આ ઊથલપાથલથી થયું. મિરકાસમ હોશીઆર, સ્વમાન સમેજ-નાર અને રૈયતની દાઝ જાણનાર હતો. તેણે ખરચ ઓછો કર્યો, અને બીજો બંદોબસ્ત એવો કર્યો કે તેનો ખજાનો તર થયો. રાજ્યધાની મોંગીરમાં કરી ત્યાં કવાયદી ફોજ ઊભી કરી. એની ઇચ્છા એવી હતી કે પરવશપણામાંથી મુક્ત થઈ સ્વાધીન થવું. ન્યાય, ડહાપણ, અને તેજીથી વર્ત્તી રાજ્યને સારી હાલતમાં આણ્યું. એ વેળા દિલ્હીનો શાહઆલમ બહાર પ્રાંતને સીમાડે આવ્યો હતો તેની ફોજને પ્રથમ ઇંગ્રેજે હરાવી. ત્યાર પછી તેની જોડે દોસ્તી કરી તેને પટને તેડી લાવ્યા. અહીં મિરકાસમને બોલાવી પાદશાહનો સેવક છું એમ કહેવડાવી નજરાણું અપાવ્યું. શાહઆલમે તેને શિરપાવ આપી બંગાળા,

બહાર, તથા ઓરિસાનો નવાબ નીમ્યો. એમ ઇંગ્રેજે પોતાના કૃત્યને કાયદાસર કરાવ્યું.

કંપનીના માલને રાહદારીના હાંસલની માફી હતી તે માફી-પર કંપનીના તમામ નોકરોએ અને જે કંપનીને પરવાને વેપાર કરે તે સઘળાએ હક કર્યો. કંપનીના બધા નોકરો પોતાને ખાનગી હિસાબે ભારે વેપાર કરતા તેઓ, તથા જે દેશી વેપારી કંપનીના વાવટા નીચે રહે તેઓ પણ એ હકનો ઉપયોગ કરવા લાગ્યા તેથી નવાબની ઊપજને ધોકો લાગ્યો, અને તેની રૈયતમાંના જે વેપાર કરે તેમનો ધંધો ચાલે નહિ. આ અન્યાયને દૂર કરવાને નવાબે પોતાની રૈયતને પણ માફી આપી રાહદારીનાં નાકાં ઉઠાડી લીધાં. આ વાજબી ઉપાય કરવાને માટે કલકત્તાની કૌંસિલે તેના ઉપર કોપ કર્યો. વઘરો ચાલ્યો. ૧૭૬૩. નવાબના નોકરોએ ઇંગ્રેજી માલની હોડીઓ અટકાવી એટલે પટનામાંના ઇંગ્રેજોએ તે શહેર કબજે કર્યું. મિરકાસમના થાણદારે તેમને કેદ પકડી તે પાછું લીધું. નવાબે જે જે ઇંગ્રેજો હાથ આવે તેમને ઝાલવાનો હૂકમ કર્યો, અને તેમના પક્ષમાં જે મોટા દેશીઓ હતા તેઓને લૂટી કેદ કર્યા. રક્તપીત રોગથી સડેલો મિરજાફર ડોસો કલકત્તામાં હતો તેને કૌંસિલે ગાદી પાછી આપી. ઘેરી-આના રણમાં ઇંગ્રેજી ફોજ અને નવાબ મિરકાસમની ફોજ વચ્ચે જુદ્ધ થયું તેવારે નવાબના કવાયદી સિપાઈઓ બહુ બહાદુરીથી લડયા ને ઇંગ્રેજને જીતવું મુશ્કેલ પડયું. મિરકાસમ પટનામાં જઈ ભરાયો, ને ઇંગ્રેજી સરદારને ધમકી દીધી કે ત્યાં ૧૫૦ ઇંગ્રેજ કેદમાં છે તેમનો જીવ બચાવવો હોય તો પાસે ના આવશો. તે સરદારે બંદીવાનોનો અભિપ્રાય પૂછ્યો. તેમણે જવાબ મોકલ્યો કે તમે આવો, અમારૂં જે થનાર હશે તે થશે. અંગ્રેજી ફોજ પટના ભણી ચાલી. મિરકાસમે પોતાનો ક્રૂર બોલ પાળ્યો, અને કેદીઓનો ઘાત કર્યો. તણે તેના મુસલમાન અને હિંદુ જોદ્ધાઓને આજ્ઞા આપી કે એમને મારો. તેમણે

ઉત્તર દીધો કે અમે કસાઈ નથી. એમને બહાર કાઢો ને હથીઆર આપો. અમે તેમની જોડે જુદ્ધ કરીશું. એક યૂરોપી ખ્રિસ્તી નાયકે તે કામ માથે લીધું. પટનાનો આગલો ફોજદાર રામનારાયણ હતો તેને ગળે પથરો બાંધી નદીમાં ડુબાવ્યો, અને કેટલાક શરાફો ઇંગ્રેજના મિત્ર હતા તેમને ગઢપરથી ફેંકી દેવડાવ્યા. એ નિર્દય કતલથી મિરકાસમે પોતાની રૂડી નામના ખોઈ. એ ખૂનો પહેલાં તેની ચાલ વખાણવા જોગ હતી. જે નોકરો તથા રૈયતમાંના જે એના શત્રુને મળેલા હતા તેઓ બળવાખોર કહેવાય ને તેમને દેહાંતદંડ દેવાનો તેને અધિકાર હતો, પણ પકડાયલા ઇંગ્રેજ શત્રુને મારી નાખવા એ વાજબી ન કહેવાય.

ઇંગ્રેજી ફોજે પટનાને ઘેરો ઘાલ્યો. કિલેદારો જોશથી લડયા પણ હાર્યા ને ઇંગ્રેજને હાથ તે નગર પણ આવ્યું. અયોધ્યાના નવાબ સુજા-ઉદ-દૌલા, અને શાહઆલમને મિરકાસમ જઈ મળ્યો. ત્રણે પટનાપર આવ્યા. ઇંગ્રેજી ફોજે તેને પાછા હઠાવ્યા, ત્યારે તેઓ સોન નદીને કાંઠે બકસર આગળ છાવણી કરી રહ્યા. એવામાં ઇંગ્રેજી ફોજમાં કેટલીક દેશી પલટણોએ બળવો કર્યો. મનરો સાહેબ કરીને મેજરની પદવીએ લશ્કરી નાયક હતો તેણે બળવાખોરોમાંના ૨૦ ને પકડી તોપથી ઉડાવી દીધા ને ફિતૂર બેસાડી દીધું. પછી તે બકસર ઉપર ગયો. નવાબ વજીર સુજા-ઉદ-દૌલાની ૫૦,૦૦૦ માણસની ફોજ હતી તેને હરાવી તેની ૧૬૦ તોપો લૂંટવી લીધી. આ ફતેહનું ફળ એ થયું કે હવે હિંદુસ્તાનમાં સર્વથી બળવત્તર ઇંગ્રેજ થયો. પાદશાહે પંડે ઇંગ્રેજી છાવણીમાં આવી કલકત્તે કહાવ્યું કે તેની કુમકે ઇંગ્રેજી ફોજને દિલ્હી મોકલો. સુજા-ઉદ-દૌલાએ ફરીને બાથ ભીડી. મરેઠાને મદદે બોલાવી વળી સામો આવ્યો. ઇંગ્રેજની એક ફોજે અલાહબાદ સર કર્યું, અને બીજીએ કાલપી આગળ તેનો પરાજય કર્યો. હવે તે પણ તાબે થયો. મુગલો સુલક્ષણો

ખોઇ એવી દુર્દશામાં આવી પડયા હતા કે ઇંગ્રેજની ફું કે ઊડી જવા લાગ્યા.

ક્લૈવ ગયો ત્યારથી કલકત્તાની કૌન્સિલે કેવળ ભ્રષ્ટ થઈ માત્ર પૈસો જોડવાપર નજર રાખી. તેની માગણીથી ગરીબ મિરજાફરને બહુ ક્લેશ થયો. ૧૭૬૫ માં મોતે તેને તેમની પીડાથી છોડવ્યો. કૌન્સિલે પુષ્કળ નાણા લઈ તેના દીકરા નાજીમ-ઉદ-દૌલાને રાજગાદી આપી.

પોતાના નોકરો પૈસો મેળવવાને જે ખંદાઈ અને જૂલમ કરતા હતા, અને ગાંઠનો વેપાર કરી કંપનીને નુકસાન કરતા હતા તે વાતની ખબર કંપનીના ડરેકટરોને એટલે વહીવટદારોને પડી. તેમણે લાર્ડ ક્લૈવને કલકત્તાનો ગવર્નર નીમ્યો. ક્લૈવે કૌન્સિલથી સ્વતંત્ર અધિકાર માગ્યો, અને તે મળ્યો ત્યારેજ આણી તરફ આવ્યો, ૧૭૬૫. ડરેકટરોએ હૂકમ મોકલ્યો હતો કે કૌન્સિલરો તથા બીજા હરકોઈ અમલદારો અને નોકર ચાકરોએ નજરાણાં લેવાં નહિ. નજરાણાં એ લાંચનું બીજું નામ માત્ર હતું. એ આજ્ઞા ક્લૈવે આવતાં વારને અમલમાં આણી. ત્યારપછી તે અલાહબાદ ગયો. ત્યાં જનરલ કાર્નેકની છાવણીમાં શાહઆલમ અને સુજા-ઉદ-દૌલા શરણે આવી રહ્યા હતા. ક્લૈવે તેમની સાથે દોસ્તીના કરાર કરી જીતેલો અજોદ્ધા પ્રાંત સુજાને પાછો આપ્યો. કોરા અને અલાહબાદ પ્રાંતો પાદશાહને સ્વાધીન કર્યા. પાદશાહે બંગાળા, બહાર, અને ઓઢિઆ (ઓરીસા)ની દીવાની ઇંગ્રેજને યાવત્ ચંદ્ર દિવાકરૌ સૂધી આપી. દીવાની એટલે ઊપજ વસૂલ કરી વહીવટ કરવાનો અધિકાર. એ અધિકારને પેટે ઇંગ્રેજે તેને દરસાલ ૨૬ લાખ આપવા ઠર્યા. એમ કંપનીને મુગલ પાદશાહની નોકરી મળી. પ્લાસિની લડાઇ પહેલાં પાદશાહને એ ત્રણ પ્રાંત ખાતે એક કરોડ રુપિઆ મળતા. સ્વતંત્ર થઇ ગયલા સૂબેદારો અને નવાબો દિલ્હીના પાદશાહને નામનો ઉપરી માનતા ને ખંડણી આપતા.

સાહેબ લોકને જમવાની ટેબલોનું તખ્ત બનાવી તે ઉપર ખુરશી મેલી. એ ખુરશીપર બેશી પાદશાહે કલૈવને શરપાવનીસાથે દિવાનીની સનદ ભરી દરબારમાં આપી તે લાર્ડ કલૈવે મુગલાઈ દરબારની રીત પ્રમાણે નમન કરીને સ્વીકારી, ૧૭૬૫. જે ગેરફાયદે ને બંડ કરી માત્ર બળથી લીધું હતું તે એટલે અઢી કરોડની વસ્તી અને ચાર કરોડ રૂપિઆની ઉપજના ત્રણ મોટા રસાળ પ્રાંતો હવે કાયદાસર માન્યા. થોડા વખત પછી એ ઉપજમાંથી પાદશાહને આપવાની ખંડણી ઉપરાંત નવાબને ૫૦ લાખનું પેન્શન બાંધી આપી મૂલક ખાલસા કર્યો. ઉત્તર સિરકાર પ્રાંતનો પટો પણ શાહઆલમે કલૈવને લખી આપ્યો. એ પ્રાંત એ વેળા નિજામને કબજે હતો માટે વગ આવે એ ફરમાનનો ઉપયોગ કરવાની બોલી હતી. ઈ. સ. ૧૭૬૫.

કંપનીના હૂકમથી કલૈવને હવે મોટા સુધારા કરવાના હતા. કંપનીની નોકરીમાં રહેલો દરેક જણ પોતાની ગાંઠનો વેપાર કરતો. એથી અનેક તરેહની અનીતિ અને હાનિ થતી. એ વેપારની સખ્ત મના કરી, અને તેના બદલામાં પગાર વધારી આપવાને ૩૨ લાખનો મીઠાનો ઈજારો નવાબના ગજવા ખરચનો હતો તેનો ઉપયોગ કર્યો. ઉપર વર્ણવેલા વધારામાં લશ્કર દિવસે દિવસે વધતું ગયું હતું તેથી તે તરફનો ખરચ ઘણો હતો. બેવડું ભાથું લશ્કરી લોકને મળતું તે બંધ કરી એ ખરચમાં ઘટારો કર્યો. એ માટે ઇંગ્રેજી નાયકો રીસાયા, ને એકે વખતે તેઓમાંના બસેં જણે રાજીનામાં મોકલ્યાં. મરેઠા આવેછે એવી બૂમ ચાલી હતી તથાપિ તેથી ન ડરતાં કલૈવે તે કબૂલ રાખ્યાં. એ બંડખોરોને પરહેજ કરવાનો હૂકમ કર્યો, અને બીજા નાયકોને મોકલવા મદ્રાસના ગવર્નરને લખ્યું. નાયકોને પક્ષે સોલજરો (યૂરોપી સિપાઈઓ) ઊઠયા. કલૈવે દેશી પલટણોને તેમની વિરૂદ્ધ ઊભી કરી, તેથી તેઓ નરમ પડયા. તેમના અમલદારોએ, કલૈવની ધમકથી ડરી, તેની આજ્ઞા પાળી. કેટલાકને

તેણે બરતરફ કર્યા. એવી તેજી અને ચતુરાઈથી તે વર્ત્યો કે તેની સઘળી ગોઠવણ બહાલ રહી. શરીર સુખાકારીના રક્ષણને માટે તેને ૧૭૬૭ માં પાછાં સ્વદેશ જવું પડયું. ત્યાં તેને બહુ માન મળ્યું. કલૈવ મહાત્મા હતો, પરંતુ આરંભથી અંત સૂધી તેની કરણીનો બચાવ થઈ શકે નહિ. આ છેલ્લા કારભારમાં સુધારાને અર્થે તેણે ઘણા શત્રુ ઉત્પન્ન કર્યા હતા તેમણે એને એની પાછલી ચાલને માટે ઇંગ્લાંદમાં સતાવ્યો.

સને ૧૭૬૭ થી ૧૭૭૨ સૂધીનો કલકત્તાના અધિકારીઓનો કારભાર ઇંગ્રેજ નામને લજવે તેવો છે. નવાબના વખતના દેશી ઇજારદારો તથા નોકરોથી દેશનો વહીવટ ચલાવતા, અને તેમની જોડે હરેક સારે કે માઠે રસ્તે પોતપોતાનાં ગજવાં બને તેટલી તાકીદે તર કરવામાં ઇંગ્રેજો સામિલ થતા. અન્યાય, જૂલમ, લાંચ રૂશવત અને ચોરટાઇ લુચ્ચાઇ ચાલી રહી હતી. ઇંગ્લાંદમાં કંપનીના ડરેકટરો એક એક વરસને માટે નીમાતા તેઓ પોતાના સગાવહાલાને નોકરી આપવાના હક ઊપરાંત બીજી બાબતોપર થોડુંજ લક્ષ આપતા. તેમના નોકરોના જેવાજ નિર્લજ તે પણ હતા. સને ૧૭૬૮ માં બંગાળામાં મોટો દુકાળ પડયો તેથી લોક બહુ દુઃખી થયા, ને લાખો આદમી ભૂખે મરી ગયાં. સને ૧૭૭૨ માં ડરેકટરોએ બંગાળા ઇલાકાનો વહીવટ કરવાને નવી ગોઠવણ રચી, અને દેશી વહીવટદારોને કાઢી તેમને ઠેકાણે ઇંગ્રેજ અધિકારી નીમ્યા. એથી કેટલાક કાયદા અને કેટલાક ગેરફાયદા દેશને થયા. લોકના જાનમાલનો બચાવ વધારે સારો થયો. કારભારીઓમાં અનીતિ બહુ પેઠી હતી તે કમી થઈ, અને રાજકાજ કાયદા પ્રમાણે સ્થિરતાથી ચાલવા માંડયું; પણ દેશના લોકને મોટા ઓધા નહિ મળવાથી મોટી હાનિ થઈ. ભરતખંડના બધા મુસલમાની દરબારોમાં પણ હિંદુઓ ઘણું કરીને મુખ્ય કારભારી હતા. ઊપજ ખરચના વહીવટમાં અને હિસાબી કામમાં મુસલમાન કરતાં હિંદુઓ

ઘણું કરીને વધારે કુશળ હતા. ઇંગ્રેજી રાજ્ય ફેલાતું ગયું તેમ તેઓ ઘેર બેઠા તેથી દેશીઓમાંથી બીજન મહાવરે રાજકાજની સમજ ઓછી થઈ ગઈ. તેમના પગાર વગેરેની પેદાશ દેશમાં ખરચાતી તે હવે પરદેશીઓને હાથ જવાથી દેશમાંથી ધન જવા લાગ્યું. યોગ્ય દેશીઓને મોટી પદવીની નોકરીમાં ઇંગ્રેજોની જોડે સામિલ રાખે તો આ નુકસાનમાં ઘટારો થાય, અને ઇંગ્રેજી રાજ્યના લાભ કાયમ રહે.

નવી ગોઠવણનો વહીવટ કરવાને ડરેકટરોએ વારન હેસ્તિંગ્સ નામે સાહેબને બંગાળા ઈલાકાનો ગવર્નર નીમ્યો. એની ઊમર એ વેળા ચાળીશેક વરસની હતી. તેણે બંગાળામાં કલૈવના હાથ તળે કામ કર્યું હતું, અને તેના જેવાં લક્ષણનો હતો. માત્ર યુદ્ધકૌશલ્ય તેનામાં નહતું. કલૈવના રચેલા મજબૂત પાયાઉપર તેણે બ્રિટિશ રાજ્યની ઈમારત ચણી. તેણે નવી દીવાની તથા ફોજદારી અદાલતો સ્થાપી, અને છ માસમાં તેને માટે કાયદાનુ પુસ્તક રચ્યું. વસૂલાતખાતું પાંચ વરસને ઈજારે આપ્યું. આગળ જતાં ઇજારા બંધ પડયા.

હેસ્તિંગ્સ સાહેબે લાર્ડ કલૈવની ગોઠે મોટાં કામ કર્યાં, પણ સુનીતિની દૃષ્ટિએ જોતાં તેઓને ધિક્કારવાં પડેછે. એને હાથ રાજ્યની લગામ આવી તેવારે કમ્પની સરકારને એક કરોડને સાઠ લાખનું દેવું હતું. એ કરજ ફિટાડવાના હેતુથી તેણે કેટલાંક નિન્દિત કર્મો કર્યાં. પાદશાહને કરારને પેટે આપેલા કોરા અને અલાહબાદના પ્રાંતો અજોદ્ધાના નવાબને ૫૦ લાખે વેચ્યા, અને તેની ખંડણી બંધ કરી કેમકે તે મરેઠાને હાથ આ વેળા હતો. ૪૦ લાખ રુપિઆ અજોદ્ધાના નવાબની પાસેથી લઈ રોહીલા લોકપર વગર વાંકે સ્વારી કરવાને તેણે ઇંગ્રેજી ફોજ મોકલી. લડાઈમાં ૨૦૦૦ રોહીલાને હણી રોહીલખંડ નવાબને જીતી આપ્યો. ઈ. સ. ૧૭૭૪.

અત્યાર સૂધી કંપનીના રાજ્યનો વહીવટ કરવાને કલકત્તા,

મદ્રાસ, અને મુંબાઈ એ ત્રણ ઠેકાણે ગવર્નરો હતા, પણ તેઓ એકએકથી સ્વતંત્ર હતા. ક્લૈવ સાહેબે જે વિશાળ મુલક જીત્યો તેથી કંપનીને ગરથ માણ્યો નહિ; ખરચ એટલો વધી ગયો હતો, અને તેના નોકરો એટલું બધું ખાઈ જતા હતા કે વધેલી પેદાશથી લાભ ન થતાં ભારે દેવું થયું, ને તેથી ભાગીદારો નારાજી થયા. જે જૂલમ અને અનીતિ કંપનીના અધિકારી આ દેશમાં કરતા હતા તેના સમાચાર ઇંગ્લાંદમાં ફેલાયા. એ પરથી ભરતખંડના રાજ્ય બાબત પાર્લમેંટમાં ચરચા ઉઠી અને કંપનીના રાજ્યના વહીવટને માટે કાયદો ઠરાવ્યો. એમાં કંપનીની સનદને પેટે દર વરસે ચાળીસ લાખ રુપિઆ ઇંગ્લાંદના ખજાનામાં ભરે તેવી શરતે મુદ્દત વધારી; બંગાળાના ગવર્નરને મુંબાઈના અને મદ્રાસના ગવર્નરોનો ઉપરી ઠરાવી ગવર્નર જનરલનું પદ આપ્યું; તેનો વરસે અઢી લાખ રુપિયાનો પગાર ઠરાવ્યો તથા તેને અને તેની કૌન્સિલને હાથ ભરતખંડનો કુલ અધિકાર સોંપ્યો; કલકત્તામાં એક મુખ્ય અને ત્રણ ઉપન્યાયાધીશોની સુપ્રીમ કોર્ટ સ્થાપી.

હેસ્તિંગ્સને ગવર્નર જનરલનો ઓધો માળ્યો. નવા નીમાયલા કૌન્સિલરો ૧૭૭૪ ના પાછલા ભાગમાં કલકત્તે
સને.
૧૭૭૪. આવી પહોંતાથી નવા કાયદા પ્રમાણે કામ ચાલ્યું.
કૌન્સિલમાં બહુ મતે વર્ત્તવું એવો ઠરાવ એ કાયદામાં હતો, અને નવા આવેલા ચાર કૌન્સિલરોમાંના ત્રણ, સંપ કરી, હરેક વાતમાં હેસ્તિંગ્સની સામા થયા તેથી બે પક્ષ થયા ને ગવર્નર જનરલનું ચલણ બંધ પડ્યું. તેની સામા પક્ષના વડાનું નામ ફ્રાંસિસ હતું. તેની અને હેસ્તિંગ્સની વચ્ચે એટલાં વેર બંધાયાં કે તે બેએ યૂરોપની રીત પ્રમાણે બંદૂકથી દ્વંદ્વયુદ્ધ કર્યું. અજોધ્યાનો સુજા મરી ગયો ને તેનો દીકરો અશોફ ગાદીએ બેઠો. કૌન્સિલે નવા નવાબ પાસેથી વણારસ પ્રાંત લીધો, અને ત્યાંના રાજાને શિર દર વરસે સાડી બાવીસ લાખ રુપિઆની ખંડણી

ઠરાવી. નવાબના રક્ષણને માટે ઇંગ્રેજી ફોજ આપી હતી તેના ખરચના દર મહીને ૨,૬૬૦૦૦ લેવાના કર્યા, અને ચઢેલા લહેણાની તાકીદ કરી. નવાબનો ખજાનો ખાલી હતો, ને તેની ફોજનો પગાર ચઢ્યો હતો. ફોજે બંડ કર્યું તેમાં હજારોના જીવ ગયા. માજી નવાબની બેગમોને કબજે બે કરોડ રૂપિઆ હતા તે તેમણે કૌન્સિલનો ટેકો મળવાથી ના આપ્યા. હેસ્તિંગ્સનો અભિપ્રાય આ બધા કામમાં કૌન્સિલની વિરુદ્ધ હતો, પણ કાયદા પ્રમાણે તેનું કાંઈ ચાલતું નહિ. એથી તેનું વજન ઘટી ગયું ને તેના ઉપર લાંચની ફર્યાદો થવા લાગી. કૌન્સિલે અરજદારોને આશરો આપ્યો. એ અરજદારોમાં નન્દકુમાર નામે મોટો જમીદાર અને ભારે પ્રપંચી માણસ હતો. સામા પક્ષના ત્રણ કૌન્સિલરો તેની અરજીની તપાસ કરતા હતા તેવામાં તેના ઉપર જૂઠું ખત બનાવ્યાની ફર્યાદ સુપ્રીમ કોર્ટમાં થઈ. તે આરોપ સાબિત થવાથી ઇંગ્લાંદના કાયદા પ્રમાણે તેને ફાંસી દીધી. આંથી હેસ્તિંગ્સની વિરુદ્ધ અરજીઓ કરનારા ડરી ગયા. આ નવી કોર્ટે ઇંગ્લાંદના કાયદા ચલાવ્યા તેથી ભારે બૂમાટ થયો. સદર અદાલત નામે અપીલ સાંભળવાની કોર્ટ હતી તેનું કામ સુપ્રીમ કોર્ટના મુખ્ય ન્યાયાધીશને સોંપી તે ખાતે પગાર કરી આપ્યો. એ લાલચથી તેણે પોતાની હઠ મૂકી દેશના ધારાને અનુકૂળ થઈ ઈન્સાફનું કામ ચલાવ્યું.

સને ૧૭૮૦ માં ઇંગ્રેજને કેટલાંક રાજ્યો સામે વઢવું પડ્યું તેથી નાણાનો બહુ ખપ પડ્યો. કૌન્સિલમાં તેના સામાવાળીઆનો આગેવાન ફ્રાંસિસ હતો. તે એ વરસમાં સ્વદેશ ગયો તેથી હેસ્તિંગ્સનું ફાવ્યું, ને ઇંગ્રેજના બધા શત્રુને તે પૂરો પડયો. એ કાર્યને માટે નાણા મેળવવાની યુક્તિઓ યોજી તે ઘણી વખોડાયછે.

વણારસ (કાશી) ના ખંડિઆ રાજા ચૈતસિંગ ઉપર એ માટે તેણે અન્યાય કર્યો. તેની સોડે કરાર કરતાં પાંચ લાખ વ-

ધારે માગ્યા. તે આપવાની રાજાએ ના કહેવાથી હેસ્તિંગ્સે તેને ૫૦ લાખ રૂપિઆનો દંડ કર્યો ને તે વસૂલ કરવાને પંડે કાશી જઇ ચૈતસિંગને પહેરેજ કર્યો. આ જૂલમથી તેની રૈયત કોપી ઊઠી. મહેલની ચોકી કરવાને મૂકેલા ઇંગ્રેજના પહેરેગીરોને મારી તેમણે રાજાને છોડવ્યો. રાજા પાધરો નાશી ગયો. ફિતૂરી લોકે પછી હેસ્તિંગ્સના ઉતારાને ઘેર્યો. એથી ન ગભરાતાં તેણે નવી ફોજ બોલાવીને બંડખોરોનો પરાભવ કર્યો. પછી ચૈતસિંગના ભત્રીજાને તેણે ગાદીએ બેસાડી ખંડણીના ૪૦ લાખ ઠેરવ્યા, ૧૭૮૧. હેસ્તિંગ્સને નાણાની ભીંડ ઘણી હતી. અજોદ્ધાના નવાબની પાસે એક કરોડ રૂપિઆ લહેણા ચઢ્યા હતા, પણ તેની કને નાણું ન હતું. ઘરડી બેગમો પાસે પુષ્કળ પૈસો હતો તે, તથા તેની જાગીરો જપ્ત કરવાની પરવાનગી તેણે માગી. હેસ્તિંગ્સે તે આપી. નવાબે બેગમો પાસેથી ધન ઓકાવ્યું તેમાંથી ૭૬ લાખ રૂપિઆ કંપની સરકારને મોકલ્યા.

---

# प्रकरण १५ मुं.

## म्हैसूरनुं राज्य.

મ્હૈસૂર દેશમાં જૂના વખતથી હિંદુરાજા રાજ્ય કરતા હતા. બિજાપુરના પાદશાહના અને ત્યારપછી મુગલ પાદશાહના સૂબેદારો વખતે તેમની પાસેથી ખંડણી ઊઘરાવતા, પણ કાંઈ નિયમિત નહતી. તેમના કૌવત પ્રમાણે વધતી ઓછી કે સમૂળગી નહિ લઈ શકે. ફ્રેંચ અને ઇંગ્રેજનો ઝઘડો કર્ણાટકમાં મચ્યો હતો તેવારે મ્હૈસૂરની રાજગાદી શ્રીરંગપટણમાં હતી. રાજા બુદ્ધિહીન હોવાથી રાજ્યની લગામ તેના દીવાન નન્દરાજને હાથ હતી. તે દીવાન મ્હૈસૂરની સેના લઈ કર્ણાટકના વઢવાડમાં સામિલ થતો. એ વેળા એની ફોજમાં હૈદરઅલી નામે નાની

ટૂકડીનો નાયક હતો. એનો દાદો પંજાબી ફકીર હતો. એ ફકીરનો દીકરો ફતેમહમદ મ્હેસૂરના રાજાની સેનામાં નોકર રહ્યો. નોકરી સારી બજાવવાથી તેને નાયકની પદવી મળી. એ નાયક રણમાં પડયો અને તેની બધી મિલકત લૂટાઈ ગઈ. એ વેળા તેને ૯ અને ૭ વરસની ઉમરના બે દીકરા હતા. એમાં જે સાત વરસનો હતો તેનું નામ હૈદરઅલી. છોકરાને ખવરાવવાને માની પાસે કાંઈ નહતું તેથી તેમના મામાએ તેમને પાળ્યા. હૈદરની મનશક્તિ શિવાજી અને કલૈવના જેવી હતી, અને તેનાં લક્ષણ પણ તેવાંજ હતા; પણ ૨૭ વરસનો થયો ત્યાંસૂધી કાંઈ પુરૂષાર્થ દાખવ્યું નહિ. વાંચતાં લખતાંએ શિખ્યો નહિ, અને ધીંગાણામાં તથા શિકારમાં વખત ખોયો. તેનો વડો ભાઇ રાજાના લશ્કરમાં દાખલ થઈ અમલદારી પામ્યો હતો. તેણે તેને શીખામણ દઈ પોતાની જોડે ચાકરીમાં લીધો. એમ ફોજમાં દાખલ થયા પછી તેણે સાહસ, શૂર, સાવધપણું, અગમચેતી, દીર્ઘ દૃષ્ટિ, વગેરે મહાન લશ્કરી ગુણો બતાવ્યા. થોડા વખતમાં તે ચતુરાઈ અને કામ પાર પાડવાની શક્તિને માટે ફોજમાં પ્રખ્યાત થયો. નન્દરાજે તેને પારખી દરજે ચઢાવ્યો. શિવાજીના જેવી યુક્તિઓથી તે ઉંચો ચઢતો ગયો. કર્ણાટકની તથા બીજી લડાઈઓમાં તેના તાબાની ફોજમાં વધારે માણસો રાખવાની તેને રજા મળવાથી તેણે સાહસિક અને બહાદુર લૂટારાનો જમાવ પોતાની પાસે કર્યો. તેમને પગાર નહિ, ને લૂંટમાંથી તેઓ અર્ધો ભાગ હૈદરને આપે. દગા કરવામાં તે પૂરો હતો. લૂટ, લુચ્ચાઈ, અને ઠગાઈથી તેણે બહુ ધન જોડ્યું, અને પોતાના તાબાની ફોજમાં વધારો કર્યો. નન્દરાજને કેટલીક વાર સંકટમાંથી છોડવ્યો, અને તેના અને રાજાના ટંટામાં વચ્ચે પડ્યો. એથી તેને પ્રથમ નન્દરાજને દીવાનગીરી પરથી કાઢવાનો અને પછી રાજાને નીમનોક બાંધી આપી પદભ્રષ્ટ કરવાનો લાગ મળ્યો. ઈ. સ. ૧૭૬૧.

એ રીતે મ્હેસૂરનો માલિક સને ૧૭૬૧ માં હૈદર નાયક થયો.

મ્હેસૂર બથાવી પડ્યા પછી તેણે બેદનૂર લૂટ્યું. તેમાંથી તેને બહુ દ્રવ્ય મળ્યું. બેદનૂરનો રાજા હિંદુ હતો. આસપાસનાં નબળાં હિંદુ રાજ્યોને રંજાડી પોતાના રાજ્યનો વધારો કર્યો, ને લૂટ મેળવી. ૧૭૬૫ માં પેશ્વા માધવરાવે તેને હરાવી નમાવ્યો. બીજે વરસે હૈદર કાલીકટના જામોરીન રાજાપર ચઢ્યો. જામોરીન શરણે આવ્યો, તોપણ દુષ્ટ હૈદરે તેનું શહેર લૂંટ્યું. જામોરીન પોતાના મહેલમાં બળી મૂઓ.

હૈદરનું બળ એટલું વધ્યું કે તેની પાડોશના મોટા રાજ્યાધિકારીઓને પણ ડર લાગ્યો. પેશ્વા અને નિજામ એ બેએ તેનો નાશ કરવાને સંપ સંપ્યો. ઇંગ્રેજે નિજામના પેટામાં ભરાઈ એ સંપમાં પોતાનો પગ ઘાલ્યો. એ વાત પેશ્વા માધવરાવને ગમી નહિ, તેથી નિજામ અને તેના મિત્રની વાટ ન જોતાં કૃષ્ણાનદી ઓળંગી તે મ્હેસૂર દેશપર મોટી ફોજ સાથે ફરી વળ્યો. દેશ ઊજડ થવા લાગ્યો, અને મરેઠા આગળ કાંઈ ફાવતું નથી એ જોઈ હૈદરે ભારે રકમ પેશ્વાને આપી તેની જોડે સલાહ કરી.*

નિજામની કુમકે ઇંગ્રેજી ફોજ કર્નલ સ્મિથની સરદારી નીચે ગઈ હતી. હૈદરે નિજામને ફોડી ઇંગ્રેજથી છૂટો પાડ્યો એટલુંજ નહિ, પણ તેના લશ્કરને પોતાના લશ્કરજોડે ભેળી ઇંગ્રેજસાથે વઢાવ્યું. વિશ્વાસઘાતી નિજામની ને હૈદરની મળી ૭૦,૦૦૦ માણસ અને ૧૦૦ તોપોની ફોજ સ્મિથ સાહેબના ૭૦૦૦ જોદ્ધા અને ૧૬ તોપોની સામી આવી. વળી હૈદર

* એ વેળા હૈદરનો વકીલ હતો તેની મુલાકત દરબારમાં કરી તે વેળા પેશ્વા માધવરાવે તેને કહ્યું કે હૈદર નાયક પોતાના સ્વામીને કેદી જેવો રાખેછે તે ઠીક નહિ. એવા આદમી જોડે દોસ્તી ના કરીએ. વકીલે નમન કરી ઉત્તર દીધો કે શ્રીમંત મહારાજ જે રસ્તો દેખાડેછે તે રાહે હૈદર અક્ષી વર્તેછે. પેશ્વાએ નીચું જોઈ તે વાત કાને ધરી નહિ.

શૂરો ને ખબરદાર લડવૈયો હતો. તોપણ કર્ણાટકમાં ત્રિનોમલ્લી આગળ તેમને તેણે હરાવ્યા, ૧૭૬૭. હૈદરનો દીકરો જુવાન ટીપુસાહેબ ૫૦૦૦ સ્વારોસહિત દેશ લૂટતો મદ્રાસસૂધી આવ્યો. એવામાં બંગાળેથી ઇંગ્રેજી ફોજે નિજામના મૂલકપર સ્વારી કરી એટલે ભય પામી નિજામે ઇંગ્રેજસાથે સંધિ કરી. મુંબઈ ઈલાકાની ફોજે માંગલોર સર કર્યું અને કર્નલ સ્મિથે વધારે જય મેળવ્યો. એથી હૈદરઅલ્લી સલાહ કરવાને ઈચ્છવા લાગ્યો, પણ મદ્રાસ સરકારે ફતેહના મદમાં એટલું બધું માગ્યું કે હૈદરને ઝઘડો જારી રાખવો દુરસ્ત લાગ્યો. જનરલ સ્મિથને કાઢી તેને ઠામે કર્નલ વુડને નીમ્યો હતો તેનો તથા મુંબાઈથી આવેલા લશ્કરનો પરાજય થયો. સ્મિથ સાહેબને પાછો બહાલ કર્યો પણ ગયલી બાજી પાછી હાથ આવતાં વાર લાગી, ને ચપળ હૈદર સ્મિથની નજર ચૂકવી મદ્રાસ આવ્યો. હવે મદ્રાસ સરકારને ભયથી ગભરામણ થઈ તેથી હૈદરની ઈ. સ. ૧૭૬૯. ખૂશીપ્રમાણે નામોશી ભરેલી સલાહ કરી; એથી આ વિગ્રહની પૂર્વે બેઉ પક્ષ જેવી સ્થિતિમાં હતા તેવી સ્થિતિમાં રહ્યા. એમ મ્હૈસૂરજોડે થયેલા ૧ લા ઝઘડાનો અંત આવ્યો. ૧૭૬૯.

આ જયથી ફૂલાઈ હૈદરે પેશ્વા માધવરાવ જોડે ટક્કર લેવાને પોતાને સમર્થ માન્યો, ને કબૂલ કરેલી ખંડણી આપવા ના પાડી. માધવરાવે અને ત્રિંબક મામાએ આવી ચેરકુલીના રણમાં તેનો પરાભવ કર્યો, તેના ગઢો જીત્યા, અને તેને શ્રીરંગપટણમાં ઘેર્યો. હૈદરે સંધિના કરાર પ્રમાણે મદ્રાસ સરકારની કુમક માગી, પણ તે તેને મળી નહિ તેથી લાચાર થઈ તેણે તેના રાજ્યનો ઘણો ખરો ઉત્તર ભાગ, અને મોટી નાણાની રકમ એ બંને પેશ્વાને આપ્યા, ૧૭૭૨. આ ઈ. સ. ૧૭૭૨. વેળા હૈદરને ખૂબ દારૂ પી છાકટા થવાની ટેવ હતી. એક વેળા તેણે તેના દીકરા ટીપૂને એટલો માર્યો કે સતવારીઆ

સૂધી તેના લીલઝામા રહ્યા. એ વેળા એ કારણથી રીસાઈ ટીપુ યુદ્ધે ચઢ્યો નહિ. કુર્ગ પ્રાંત જીતી લઈ ત્યાંના લોકપર હૈદરે કેર કર્યો. કુર્ગવાસીના માથા દીઠ પાંચ રૂપિઆ ઈનામ આપવાના ઠરાવ્યાથી જંગલી હૈદરના જંગલી સિપાઈઓએ હજારોની હત્યા કરી. તેના નિર્દય મ્હો આગળ તેમણે મસ્તકના ઢગલા કર્યા. માધવરાવ પેશ્વાના અકાળ મૃત્યુથી, તેના ભાઈ નારાયણરાવના ખૂનથી, અને રાઘોબાના પેશ્વાઈ લેવાના કજીઆથી મરેઠી રાજ્ય નબળી હાલતમાં આવ્યું તેનો લાભ લઈ હૈદરે તેને દીધેલા પ્રાંતો પાછા લીધા તેથી તેના રાજ્યની મર્યાદા પાછી કૃષ્ણાંસૂધી પહોંચી.

સને ૧૭૭૮ માં ઇંગ્લાંદ અને ફ્રાંસ વચ્ચે વરવાડ ચાલી. ઇંગ્રેજે પાંદીચરી તથા મલબાર કાંઠા પરનું તેમનું માહે બંદર સર કર્યાં. માહેની થડમાં હૈદરનો મૂલક હતો તે માટે તેણે વાંધો લીધો અને વિરોધ આરંભ્યો. મરેઠા અને નિજામ જોડે સંપ કરી ઇંગ્રેજનો કચ્ચરઘાણ કરવાની તૈયારી કરી. એ વેળા એની ઊમર ૭૮ વરસની હતી, તથાપિ અસાધારણ કુશળતા અને વેગથી સજ થયો. એ સમે હેસ્તિંગ્સ સાહેબ ન હોત તો ઇંગ્રેજી રાજ્યને ભારે ધોકો લાગત. હૈદરની ફોજમાં યૂરોપી જોદ્ધા ઘણા હતા. તેઓ અને સ્વારો અને પ્યાદળ મળી ૯૦,૦૦૦ નું જબરૂં લશ્કર લઈ તે કર્ણાટકમાં ઊતર્યો, ૧૭૮૦.

ઈ. સ. ૧૭૮૦.

ત્યાંના નવાબ મહમદઅલ્લીના કિલેદારોએ બેઈમાન થઈ ઘણાક ગઢો આપી દીધા તેથી થોડા દિવસમાં મદ્રાસથી ૫૦ મૈલપર કંજીવરમ નગરમાં તે આવી લાગ્યો. બંગાળામાં નામના કરેલો સર હેક્ટર મનરો એ વેળા મદ્રાસ ઈલાકાનો સેનાપતિ હતો, અને તેની સોડે ૫૦૦૦ ફોજ હતી. કર્નલ બેલી ૨૮૦૦ સિપાઇ જોડે ગંતુર જતો હતો. મનરોના આળસથી બે ફોજો એકઠી મળી શકી નહિ. તે બેની વચ્ચે હૈદરની સેના ઘૂસી, અને પોલીલોરના સંગ્રામમાં બેલી સાહેબના લશ્ક-

રનો નાશ થયો. ૧૩ હલ્લાં પાછા વાળ્યા પછી વધારે વાર ટક-
વાની શક્તિ ન હોવાથી બેલી શત્રુને શરણે ગયો. અહીં સુધરેલા
અને નહિ સુધરેલામાં તફાવત જણાયો. હથીઆર છોડ્યા
પછી હૈદરના સિપાઈ ઇંગ્રેજના માણસોની કતલ કરવા લાગ્યા,
પણ હૈદરના ફોજના ફ્રેંચ નાયકોના જાણવામાં આવ્યાથી તેમણે
કતલ અટકાવી. રણભૂમિથી મનરો માત્ર બે મૈલ દૂર હતો.
તેની અગાઉની હિમ્મત આ વેળા કોણ જાણે ક્યાં ગઈ હતી.
જો બેલીની વારે ચઢ્યો હોત તો ફળ જૂદું થાત; પણ તેમ ના
કરતાં તે તોપના અવાજથી ભડકી મદ્રાસ ભણી નાઠો. ૨૧
દિવસમાં હૈદરે ફતેહનો ડંકો વગાડ્યો. હિંદમાં રાજ્ય પામ્યા
પછી ઇંગ્રેજનો એવો મોટો પરાજય આ પહેલોજ હતો. આ
માઠા સમાચાર જણાવવાને એક વહાણને મદ્રાસના ગવર્નરે
તત્કાળ કલકત્તે મોકલ્યું. હેસ્તિંગ્સ સાહેબ તુરત જાગરૂત થઈ
ગયો. ત્રણ હપ્તામાં તેણે સર. ઇ. કૂટને ફોજ, દામ, અને
ખોરાક આપી મદ્રાસ રવાને કર્યો. ૧૭૮૧ ના સરૂઆતમાં તે
મેદાન પડ્યો. આરકટ પણ હૈદરઅલીને હાથ ગયું. વાન્દેવાશ
ગઢને ટીપુએ ઘેર્યો હતો તેનો બચાવ ફ્લિંટ નામે ઇંગ્રેજ નાયક
બહુ બહાદુરીથી કરતો હતો. કૂટસાહેબ કડલોર ભણી ગયો.
હૈદરે તેનો માર્ગ આંતરી પોર્ટોનોવો આગળ સંગ્રામ કર્યો. બે
પહોરલગી જબરૂં જુદ્ધ થયું. અંતે હૈદરે પાછી પાની કરી.
તેનાં ૧૦,૦૦૦ માણસ રણમાં પડ્યાં. એ સાંભળી ટીપુએ વાન્દી-
વાશનો ઘેરો ઉઠાવ્યો.

કેટલીક હિંદુ પલટણોએ વહાણે ચઢી મદ્રાસ જવાની ધર્મને
મસે નાખૂશી બતાવી હતી. હેસ્તિંગ્સે તેઓને પગવાટે કૂટની
કુમકે મોકલી. એ ફોજ કૂટસાહેબને ભેગી થઈ એવામાં હૈદરે
વળી તેનીસામે આવી ખમ ઠોકી. એ ભેટ પોલિલોરના રણમાં
થઈ. હૈદરના સિપાઈ પોતાની ગયા વરસની ફતેહનું સ્થળ
જોઈ ઉસ્કેરાયા, અને જોશીઓએ તેને જય મળવાનો નક્કી

જોગ કહ્યો હતો. અલીની ફોજનાં રઝળતાં હાડકાં જોઈ ઇંગ્રેજી સેના વેરના આવેશથી જોશપર ચઢી, અને ફતેહ પામી. વેલોરની પાસે સોલિંગાર નામે જગા છે ત્યાં ત્રીજીવાર કૂટ અને હૈદરની મુલાકાત થઈ. અહીં પણ હૈદર હાર્યો.

આ વેળા હોલંદે ઇંગ્લાંદ જોડે વિગ્રહ કર્યો માટે નાગપટણ, અને સિંહલદ્વીપમાંનું ત્રિંકોમાલી બંદર હાલંદને તાબે હતાં તે ઇંગ્રેજે જીતી લીધાં.

ઈ. સ. ૧૭૮૨. હૈદર હજી હિમ્મત હાર્યો નહતો. ૧૭૮૨ માં તેણે ઇંગ્રેજજોડે ઝઘડો જારી રાખ્યો. એ વરસમાં કેટલાક જય તેને મળ્યા ને કેટલાક ઇંગ્રેજને મળ્યા. બહાદુર કૂટસાહેબ અજારી પડવાથી સ્વદેશ ગયો. તેને દેશી સિપાઈ જોડે બહુ માયા હતી. યૂરોપથી હૈદરની મદદે ફ્રેંચ ફોજ આવી. ઇંગ્રેજને પણ તેમના દેશથી કુમક આવી. દરિયામાં ફ્રેંચ નૌકા સેનાજોડે વઢતાં એમાંથી એકેને ફતેહ મળી નહિ. મદ્રાસમાં ભારે દુકાળ પડ્યો અને ઇંગ્રેજને ધાસ્તી પડવા લાગી તેવામાં તેમના મોટા શત્રુના મરણના સમાચાર આવ્યા. હૈદર-

ઈ. સ. ૧૭૮૨ અલીનો કાળ ૮૦ વરસની ઊમરે ૧૭૮૨ ના છેલ્લા માસમાં થયો. તે અભણ, કપટી, અને પશુના જેવો કૂર હતો, પરંતુ લશ્કરી કળામાં બહુ કાબેલ, દૃઢ મનનો, અને ભારે ઉમંગી અને તેજી પુરૂષ હતો. એને પોતાની પલટણોમાં યૂરોપી નાયકો રાખવા પડતા. પૂર્નિયા અને કૃષ્ણરાવ નામે બ્રાહ્મણો તેના હાથ નીચે ઊપજ ખરચનો વહીવટ કરતા. ટીપુ મલબાર કાંઠે ૪૦૦ મૈલને છેટે વઢતો હતો તેને ખબર કરી, અને તે આવતાં સૂધી મરણની વાત છાની રાખી. ટીપુને માટે તેના બાપે ૩ કરોડ રોકડ, લાખો રૂપિઆનું ઝવેરાત વગેરે, અને ૧,૦૦૦૦૦ માણસની ફોજ પાછળ મૂકી.

ટીપુ સાહેબે વિરોધ જારી રાખ્યો. તેની મદદે બુઢો બુસી

સાહેબ ફ્રેંચ ફોજ લઈ આવ્યો. કૂટની જગ્યાએ જનરલ સ્ટુઅર્ટને નીમ્યો હતો તે એ એને પૂરો પડે તેવો ન હતો. કર્નલ ફૂલર્ટન જય પામતો ટીપુની રાજધાની ભણી આવ્યો, એવામાં હેસ્તિંગ્સના અને બીજાઓના અભિપ્રાય વિરુદ્ધ મદ્રાસના ગવર્નર લૉર્ડ મકાર્ટનીએ ધીરજ ખોઈ સુલાહ કરવાને વિષ્ટી મોકલી. ઇંગ્રેજ સરકાર અરજ કરેછે માટે સંધિ કરૂંછું એવું ડોળ બતાવી દોસ્તીના કોલકરાર માંગ્લોરમાં કર્યા. આ કરારે પણ મદ્રાસ સરકારને નીચું જોવડાવ્યું. સુધારાને ન અનુસરતાં ટીપુએ કેટલાક કેદીઓને દુઃખ દઈને મારી નાખ્યા હતા, ને બીજાઓને સંતાપ્યા હતા તેઓ હવે છૂટ્યા.

આવી રીતે થયેલી દોસ્તી ટકાઉ હોય નહિ. બેઉ પક્ષ વઢવાનો લાગ જોતા હતા. ૧૭૯૧ માં મ્હૈસૂરના રાજ્ય જોડે ત્રીજો વધરો ઊઠયો. ત્યાર પહેલાં ટીપુએ પાદશાહપદ ધારણ કર્યું હતું. કલકત્તેથી ગવર્નર જનરલ લાર્ડ કૉર્નવાલિસ પંડે સ્વારી કરવાને આવ્યો, ને ટીપુને હંફાવી તેનું અર્ધું રાજ્ય મૂકાવી ભારે રકમ દંડની લીધી, ૧૭૯૨. આ નુકસાન અને અપમાન સુલતાનથી ખમાયું નહિ. તેણે ફરીને લડવાની તૈયારી કરી. ૧૭૯૮ માં ચોથો વિગ્રહ થયો ને ૧૭૯૯ માં ટીપુનું પાટનગર ઇંગ્રેજી ફોજે હલ્લાં કરી લીધું, ટીપુ વઢતાં પડયો, અને હૈદરે સ્થાપેલા રાજ્યનો અંત આવ્યો. ઇંગ્રેજે જૂના હિંદુ રાજાના કુંવરને તેમાંથી થોડો ભાગ આપી હાલનું મ્હૈસૂર રાજ્ય બનાવ્યું.

ઈ. સ. ૧૭૯૧.

સને. ૧૭૯૯.

---

# પ્રકરણ १६ मुं.

હેસ્તિંગ્સના કારભારનો અંત. લાર્ડ કાર્નવાલિસનો કારભાર. લાર્ડ માર્નિંગ્ટનનો (વેલેસ્લીનો) અમલ. સને ૧૭૮૫ થી ૧૮૦૫ સૂધી.

કાશિના રાજા ચૈતસીંઘસંબંધી, અજોદ્ધાની બેગમો વિષે તથા બીજાં કેટલાંક હેસ્તિંગ્સનાં કર્મો ઇંગ્લાંદમાં ડરેક્ટરોને ગમ્યાં નહિ. તે માટે ચાકરી પરથી હાથ ઉઠાવી ૧૩ વરસ અમલ કરી તે વિલાયત ગયો, ૧૭૮૫. ત્યાં તેનું ઇંગ્લીશ મહારાજાના પ્રધાનો અને ડરેકટરો તરફથી સન્માન થયું, પરંતુ પાર્લેમેંટે તેની કરણીનો હિસાબ માગ્યો. તેને શિર કેટલાંક તહોમત મૂકી તેઓની તજવીજ ચલાવી તે ૧૭૮૮ થી ૧૭૯૫ સૂધી ૭ વરસે પૂરી થઈ. એ લાંબી મુદ્દતમાં ફર્યાદ ચલાવનાર અને ફર્યાદ સાંભળનારાનો જુસ્સો ઊતરી ગયો, સર્વે કંટાળ્યા, ને હેસ્તિંગ્સ છૂટયો. એ મુકરદમા ખાતે તેને વકીલો વગેરેના ખરચને માટે દશ લાખ રૂપિઆ થયા.

કંપનીનું હિંદીરાજ્ય હવે મોટું થઈ પડ્યું હતું. તેનો વહીવટ તેના ડરેકટરો પાસેથી લઈ પાર્લમેંટ નીમેલા અમલદારોને સોંપવો ને વેપાર માત્ર ડરેકટરોને હાથ રાખવો એવો કાયદો પ્રથમ ફોક્સ નામે વજીરે આમની સભામાં મંજૂર કરાવ્યો, પણ તે રાજાને ઠીક લાગ્યો નહિ તેથી તેના વગે કરીને ઉમરાવોની સભામાં નામંજૂર થયો. ત્યારપછી પિટ્ટ નામે બીજો પુરૂષ મુખ્ય પ્રધાન થયો. એણે નવો કાયદો ૧૭૮૪ માં

ઈ. સ. ૧૭૮૪. મંજૂર કરાવ્યો તે દેખાવમાં નોખો હતો, પણ મતલબમાં ઊપલાને મુખ્ય બાબતોમાં મળતો હતો. એ કાયદાથી ડરેકટરોને હાથ માત્ર નામનો અધિકાર રહ્યો. તેમનામાંથી ત્રણ જણની તેમણે ગુપ્ત મંડળી નીમવી તે તેમને નામે કામ ચલાવે. એ ત્રણને માથે ઇંગ્લાંદના મહારાજાના મંત્રી-

મંડળમાંથી છ મંત્રીઓની સભા બનાવી તેના હૂકમ પ્રમાણે કામ ચાલે એમ ઠરાવ્યું. એ છમાં જે પ્રમુખ ઠરે તેને ભરતખંડ ખાતાનો પ્રધાન ગણવો, અને ડરેકટરોનો પ્રમુખ જે અધિકાર ભોગવતો તે એ ભોગવે એવી મતલબ એની હતી. હિંદની કૌંસિલમાંથી એક મેમ્બર ઓછો કરી ત્રણ રાખ્યા અને એ ત્રણમાંનો એક હિંદનો સેનાપતિ જોઈએ એવું ઠરાવ્યું. મુંબાઈ અને મદ્રાસના ગવર્નરોને માટે પણ કૌન્સિલો ઠરાવી.

આર્કટના નવાબને નાણા ધીરી ઘણા ઇંગ્રેજો ન્યાલ થઈ ગયા. અતિશે કપટ એમાં ચાલ્યું. એનો નિકાલ સરકારે ઘણે ખરચે અને મહેનતે કર્યો.

હેસ્તિંગ્સ સાહેબના સિધાવ્યા કેડે વીસ માસ સૂધી તેથી ઊતરતા દરજાના કૌંસિલરે કામ ચલાવ્યું. ત્યારપછી ૧૭૮૬ માં લાર્ડ કાર્નવાલિસ નીમાયો. કુસંપ અને પરરાજ્યો જોડે લડાઈઓ બંધ પાડી રાજ્યમાં સુધારો કરવાની શિખામણ દઈ તેને મોકલ્યો હતો. તેણે આવી ઇંગ્રેજી અમલદારોને માંહોમાંહે કંકાસ કરતા તથા લાંચથી અને બીજી અનેક ખોટી રીતે ધન મેળવતા અટકાવ્યા. એ કાળે કામદારોના પગાર ટૂંકા હતા ને વેપારથી તથા બીજી આડીવાટે ગરથ જોડવાને સંજોગ વિશેષ હતો તેથી તેઓ સહજ લાલચમાં લપટાતા. એ ગંદવાડ ઉશેટી કાઢવાને તેણે કામદારોના યોગ્યતાપ્રમાણે મુસારા વધાર્યા, પક્ષપાતને હાંકી કાઢ્યો, ને ચેતવણી આપ્યા પછી સુધારાપ્રમાણે ન વર્ત્તે તેને શિક્ષા કરી. એથી વહીવટદારો સુધર્યા.

ઇંગ્રેજને ગંતુર સિરકાર નામે પ્રાંત આપવાને નિજામે કરાર કર્યો હતો તે અમલમાં લાવવાનો સમય આવ્યાથી ગવર્નર જનરલે તે માગ્યો. નિજામ સરકારે તે આપ્યો અને વિનંતિ કરી કે ટીપુની સામા લડવામાં મદદ કરવાને કેટલીક ફોજ મોકલો. લૉર્ડ કૉર્નવાલિસે તે અરજ એવી શરતે કબૂલ કરી કે ઇંગ્રેજના મિત્રની વિરૂદ્ધ તે થશે નહિ. એ મિત્રોનાં નામ લખી

દીધાં તેમાં ટીપુનું નહતું. એપરથી ઇંગ્રેજ જોડે વિગ્રહ કરવાનું ટીપુને બાનું જડ્યું; ભાવતું હતું ને વૈદ્યે કહ્યું. ફરી વઢવાનું તેણે ત્યાર પહેલાં ઠરાવ્યું હતું ને તેમાટે સજ થતો હતો. તે લોભીઓ, ક્રૂર, અને ધર્માંધ હતો. પ્રથમ તેણે કાનડા અને કુર્ગ પ્રાંતો ઉપર સ્વારી કરી, ત્યાંના એક લાખ માણસોને પકડી બળાત્કારે મુસલમાન કર્યાં, અને કિલ્લાઓમાં રાખ્યા.

તેને જીતવાને નાનાફડનવીસે નિજામ સાથે એકો કર્યોછે એવું જાણી તુંગભદ્રાની ઉત્તરે સુલતાને વેગથી લડાઈ મચાવી. સંપીલા રાજાઓનાં લીધેલાં શહેરો પાછાં આપવાં અને ચડેલી ખંડણી દેવી એવી શરતે સલાહ થઈ. તુંગભદ્રા લગીના મૂલકનો ધણી તેને તેમણે સ્વીકાર્યો. ત્યારપછી ટીપુએ મલબાર પ્રાંત ઉપર ચડાઈ કરી અને ત્યાંના નાયર લોકને મુસલમાન થવાનો હૂકમ કર્યો; તે હૂકમ જે ન માને તેઓના પ્રાણ લીધા. એ જૂલમથી હજારો આદમી મુસલમાન થયાં ને હજારો ઘરબાર અને જન્મભૂમિ તજી નાશી ગયાં. ટીપુએ પંડે નોંધ કરીછે તેમાં લખ્યું છે કે એ વેળા તેણે ૮૦૦૦ હિંદુ દહેરાં તોડ્યાં. પાદશાહ થયો ત્યારપછી તેણે ધર્મ ચલાવનાર પેગમ્બર બનવાની ધારણા કરી હતી.

ઈ. સ. ૧૭૮૯. ૧૭૮૯ માં ટીપુએ વિગ્રહની આફત ત્રાવણકોર ઉપર આણી. ત્યાંના હિંદુરાજાનો, કાંઈ વાંક કાઢી, નાશ કરવાને ચઢ્યો. પહેલા હૂમલામાં તેની હાર થઈ. એથી તેને ભારે રોષ ચઢ્યો. ત્રણ માસ સૂધી ફરીને તૈયારી કરી તેણે બીજી સ્વારી કરી ને જય પામ્યો. ત્રાવણકોરનો રાજા ઇંગ્રેજનો દોસ્ત હતો માટે હવે લાર્ડ કાર્નવાલિસ તેની વારે ચઢ્યો. નિજામ અને મરેઠા એ કામમાં સામીલ થયા. લાર્ડ કૉર્નવાલિસ પંડે આવી સેનાધિપતિ થયો. ૧૭૯૧. બેંગલોર સર કરી ટીપુની રાજ્યધાની તરફ તે ચાલ્યો. શ્રીરંગપટણથી થોડે છેટે અરિકેરાના રણમાં સુલતાને તેની સાથે સંગ્રામ કર્યો

તેમાં તે સજ્જડ હાર પામ્યો. મરેઠાની ફોજ વેળાસર આવી પહોંચી હોત તો એજ વરસમાં શ્રીરંગપટણ જીતાત. હરિપંતના ઉપરીપણા નીચે તે રઝળતી અને લૂંટ કરતી આવતી હતી, કેમકે લૂંટ મેળવવી એજ તેમનો મુખ્ય હેતુ હતો. ગવર્નર જનરલે પાછાં ફરી એ વરસ ટીપુના કેટલાક મજબૂત ગઢો લેવામાં પૂરૂં કર્યું. બીજે વરસે એટલે ૧૭૯૨ માં તેણે જઈ શ્રીરંગપટણને ઘેરો નાખ્યો. ટીપુએ નાઈલાજ થઈ અર્ધું રાજ્ય અને ત્રણ કરોડ રૂપિઆ ઇંગ્રેજને, અને ૩૦ લાખ રૂપિઆ મરેઠાને આપી સલાહ કરી. સને. ૧૭૯૨. લૉર્ડ કૉર્નવાલિસે જીતેલા મૂલકમાંથી કુર્ગ દેશ તેના અસલ રાજાને પાછો આપ્યો. નિજામ અને મરેઠાએ ભાગ લેવાજોગ મદદ કરી નહતી, અને દગો કર્યો હતો, તોપણ ગવર્નર જનરલે તેમના હિસ્સા તેમને આપ્યા. શત્રુપાસેથી લૂંટેલું કે કરારથી મળેલું ધન હોય તેમાંથી કેટલોક ભાગ ફોજને વહેંચી આપવામાં આવેછે. એ વહેંચણ દરજાપ્રમાણે વધતી ઓછી હોયછે. આ વેળા સેનાપતિ લૉર્ડ કૉર્નવાલિસને ભાગે પાંચ લાખ રૂપિઆ આવ્યા તે તેણે ફોજને ભેટ કર્યા. જનરલ મેડોસે પણ તેમ કર્યું.

બંગાળા ઈલાકામાં ખેડુતો પાસેથી જમીનની વજે ઊઘરાવી સરકારમાં ભરનારા ઊઘરાતદાર હતા તેમને યાવત્ ચંદ્ર દિવાકરૌના પટા લૉર્ડ કૉર્નવાલિસે સને ૧૭૯૩ માં કરી આપ્યા. વિઘોટીના દરમાં સરકારથી વધારો ન થાય એવી કબૂલાત એમાં છે. મુસલમાનોએ દેશ જીત્યો ત્યારે જે જમીદારો હતા તેમાંના ઘણાકને ગણોત વસૂલ કરી સરકારમાં ભરવાના કામપર કાયમ રાખ્યા હતા. કમ્પનીનો અમલ થતાં પ્રથમ તો એમના દાવા મંજૂર રાખ્યા નહિ, પણ પાછળથી તેમને દશ વરસના પટા આપવામાં આવ્યા હતા. લૉર્ડ કૉર્નવાલિસે એ પટાને વંશપરંપરા કરી તેમની કનેથી હરવરસે અમુક રકમ લેવાના ઠરાવ કર્યા.

એથી તેઓ જમીનના ધણી થયા. તેઓ ખેડુતો જોડે જે કરાર કરે તેમાં સરકારે વચમાં પડવું નહિ એવી શરત હતી, તેથી ખેડુતોની ખરાબી થઈ. ઇંગ્લાંડમાં સરકારે એ કામ મંજૂર રાખ્યું. એ ગવર્નર જનરલે દીવાની અને ફોજદારી અદાલતો માટે કાયદા ઠરાવ્યા. ફોજદારી કાયદા એવા ખામી ભરેલા હતા કે તેથી પોલીસને લોકપર જૂલમ કરવાનું ફાવ્યું. વળી ન્યાયખાતામાં દેશીઓને રાખ્યા નહિ તે મોટો ગેરઈન્સાફ હતો. આગળ સરકારે તેમાં સુધારો કર્યો.

એજ વરસમાં (૧૭૯૩ માં) લૉર્ડ કૉર્નવાલિસનો અમલ પૂરો થયો, ને તેની જગ્યાએ કંપનીની સિવિલ સર્વિસનો સર જાન શોર નીમાયો. સ્વતંત્ર દેશી રાજ્યોના રાજકાજમાં હાથ ન ઘાલવો એવો એનો ઠરાવ હતો તેથી એનો કારભાર નબળો પડ્યો, અને મરેઠા અને ટીપુ સુલતાન નજરમાં આવે તેમ વર્તી શક્યા. ઇંગ્રેજની જોડે જબરી બાથ ભીડી શકવાની તૈયારી કરવામાં ટીપુનું લક્ષ લાગ્યું; પેશ્વાએ નિજામને ઝૂડી હલકો કર્યો. કર્દલાના યુદ્ધમાં તેને નીચો પાડ્યો.

ઇ. સ. ૧૭૯૩.

કર્ણાટકનો ઘરડો નવાબ મહમદ અલી ૧૭૯૫ માં પુષ્કળ દેવું મૂકી મરણ પામ્યો. લેણદાર સઘળા કંપનીના સરકારી નોકર હતા તેમણે દગા ફટકા ઘણા કર્યા હતા. મયત નવાબના બેટાને ગાદીએ બેસાડ્યો. તેના ઉડાઉ બાપનું કરજ પતાવતાં ક્યાચટ ઘણી થઈ અને કરોડો રૂપિઆ ઇંગ્રેજ સરકારને ખરચવા પડ્યા. ૧૮૦૧ માં નવાબને પેન્શન આપી તેના મૂલકને ખાલસા કરી મદ્રાસ ઇલાકામાં ભેળી દીધો.

અયોદ્ધાનો નવાબ અસફ-ઉદ-દૌલા એટલો કમઅકલ અને વિષયી હતો કે રાજકાજ ઉપર કાંઈ લક્ષ આપી શકતો નહિ. ઇંગ્રેજની મદદ વગર તેને હાથ રાજ્ય રહેતજ નહિ. તેનું મરણ ૧૭૯૭ માં થયું. તેનો અનૌરસ દીકરો વજીર અલી પાટે

બેઠો, પણ તેને ગવર્નર જનરલે ઉઠાડી અસફના ભાઈ સાદત-અલીને નવાબ બનાવ્યો. વજીર અલીના હુમલાથી સર જાન મુશ્કેલીએ બચ્યો. તેને કાશિમાં લઈ જઈ નજરકેદ રાખ્યો. બંડ મચાવી ત્યાંના રેસિડેંટ ચેરી સાહેબને તેણે મારી નાખ્યો. ઇંગ્રેજી ફોજે તેને પકડી કેદમાં પૂર્યો. ૧૭૯૮ માં સર જોન શોર ઓધો છોડી વિલાયત ગયો અને તેને ઠામે લૉર્ડ માર્નિંગ્ટન થયો. એને આગળ લૉર્ડ વેલસ્લી એ ઈલકાબ મળ્યો માટે તે નામ વાપર્યું છે. સને. ૧૭૯૮.

નવો ગવર્નર જનરલ વિશાળ બુદ્ધિનો હિંમતવાન નર હતો. તે વિદ્વાન અને રાજકાજમાં કુશળ હતો. એણે દેશી રાજ્યોના રક્ષણને માટે ફોજે આપી તથા યુદ્ધોમાં ફતેહ કરી ઇંગ્રેજી રાજ્યને હિંદમાં સર્વોપરી કર્યું. અયોદ્ધાના નવાબને સહાયકારક ફોજ આપી તેનું રક્ષણ હેસ્તિંગ્સ સાહેબે કર્યું હતું. તેના પછીના બે ગવર્નર જનરલોએ તે રીત પસંદ કરી નહિ. લાર્ડ વેલસ્લીને તે બહુ ગમી. જે રાજા કે નવાબ એવી ફોજ માગે તેને આપવી ને તેના પગાર વગેરેનો ખરચ તેની પાસેથી લેવો તથા તેણે ઇંગ્રેજ સરકારની રજાવિના કોઈ જોડે વિગ્રહ કે સલાહ કરવી નહિ; ઇંગ્રેજની કુમકે માગે તેવારે મોકલવાને કવાયતી ફોજ કરાર પ્રમાણે રાખવી; સારાંશ, કે ઇંગ્રેજને આધીન રહી રાજ કરવું, ને ઇંગ્રેજે તેનું રક્ષણ કરવું. મૂળની હેસ્તિંગ્સની ધારણામાં વધારો કરી આવી ગોઠવણ ઘણા દરબારો જોડે લૉર્ડ વેલસ્લીએ કરી. એથી દેશી હાકેમો નિર્માલ્ય જાણે હાથ પગ-વિનાના થયા. પણ રાજગાદીને સારૂ વરવાડો અને ખૂનો થતાં અટક્યાં અને શાંતિ વધી એટલું ઠીક થયું. નુકસાન એ થયું કે વિત્ત વગરના અધિપતિઓ ગાદીએ ટકી શકતા નહિ, અને બુ-દ્ધિહીન કામદારોને હાથ રાજ્યની લગામ ન રહેતાં કામ ચલાવી શકે તેવાને હાથ અધિકાર આવતો તે બંધ પડવાથી રાજકા-જમાં લોકની નબળાઈ વધી; ઉપલા અને નીચલા વર્ગોના લોક

નાદાન બાળકજેવા પરાધીન થઈ ગયા; પોતાની મેળે પોતાનાં રાજકાજ કરવાની સમજ અને કૌવત તેમનામાં જે થોડાં રહ્યાં હતાં તે જતાં રહ્યાં. લાર્ડ કાર્નવાલિસે અને સર જાન શોરે દેશી રાજ્યોમાં સમાન બળ રાખવાનો પ્રયત્ન કર્યો; એક દરબારને બીજાથી વધવા ન દેવો એવો તેમનો અભિપ્રાય હતો. તેમનાં બળ તોડી તાબેદાર કરવાં એવું મત લાર્ડ વેલસ્લીનું હતું.

પાછલા બે ગવર્નર જનરલોની વર્તણુકથી ઇંગ્રેજી રાજ્યને ભય ઉત્પન્ન થયું. નિજામ ઉપર મરેઠા ચઢ્યા તેવારે તેને ઇંગ્રેજે કુમક ન કરીને માર ખાવા દીધો તેથી તેણે નારાજી થઈ ફ્રેંચ ફોજને પોતાની મદદે રાખી. સિંધીઆ અને ટીપુની ફોજનું કામ પણ ફ્રેંચ નાયકો ચલાવતા હતા. લૉર્ડ વેલસ્લીએ પ્રથમ નિજામને સમજાવી તેના રાજ્યમાંથી ફ્રેંચને કઢાવ્યા ને ઇંગ્રેજી ફોજ તેના રક્ષણને માટે આપી. મરેઠી દરબારમાં નાના ફડનવીસ વિચારવંત નર હતો તે ચેત્યો કે ઇંગ્રેજી ફોજને રાજ્યના રક્ષણને માટે રાખવી એ પરતંત્ર થવા બરોબર છે, ને તેથી પ્રજા પરાક્રમહીન થઈ જશે. તેણે સ્વતંત્રતા પસંદ કરી ઇંગ્રેજની મદદ સ્વીકારી નહિ, પણ મરેઠી રાજ્યની અવસ્થા એવી બગડી હતી કે તેની ધારણા બર આવી નહિ.

છ વરસ થયાં ટીપુસાહેબ ઇંગ્રેજ જોડે વઢવાને સજ થતો હતો. ફ્રેંચ નાયકોએ તેના લશ્કરને શિખવી સારી હાલતમાં આણ્યું હતું. ઇંગ્રેજને હિંદી દ્વીપકલ્પમાંથી કહાડવામાં ફ્રાન્સની કુમકને માટે ટીપુ કોશીશ કરતો હતો, તે વાત જાહેર થવાથી ગવર્નર જનરલે ટીપુપાસે એ બાબત જવાબ માગી વિગ્રહની તેયારી કરી. તે અને તેનો નાનો ભાઈ આર્થર વેલસ્લી (ઇંગ્લાંડનો આ સૈકાનો સર્વોત્તમ વીર) મદ્રાસ આવ્યા. ફ્રેંચની સોબત મૂકી નિજામની પેઠે ઇંગ્રેજની દોસ્તી કરવાના નવા કરાર કરવાને ટીપુને લખ્યું પણ તેણે માન્યું નહિ. ફ્રાંસના અધિપતિ

નેપોલિઅન બોનાપાર્ટને તથા કાબુલના પાદશાહ જમાનશાહને પત્રો મોકલી ઇંગ્રેજને નાબુદ કરવાની તે ગોઠવણ કરવા લાગ્યો. એ જોઈ ૨૧૦૦૦ માણસની એક ફોજ કર્ણાટકથી જનરલ હારિસનના ઉપરીપણા નીચે ચાલી, અને દશ હજાર સિપાઈની નિજામની મદદગાર સેના કર્નલ વેલેસ્લી અને કપ્તાન માલ્કમ (આગળ સર જાન માલ્કમ થયો તે) ના તાબામાં તેને આવી મળી. બીજું લશ્કર મુંબઈથી ૬૦૦૦ સિપાઈનું જનરલ સ્ટ્યુઅર્ટના હાથ તળે મલબાર કાંઠાભણી ચઢ્યું. મુંબાઈના લશ્કરને ટીપુએ સદાશિર આગળ અટકાવ્યું, પણ ૨૦૦૦ માણસ મરતાં તેને પાછાં હઠવું પડ્યું. પછી તેના પાટનગરથી ૪૦ મૈલપર માલવેલી આગળ તે કર્ણાટકની સેના સામો વઢ્યો ને પરાજય પામ્યો. ત્રીજીવાર શ્રીરંગપટણ આગળ બેઉની ફોજો મુકાબલે આવી ઠરી. ભય અને નાઉમેદીથી ટીપુનું ચિત્ત હવે બેહેબાકળું થયું; શું કરવું તે તેને સૂઝે નહિ. ફકીરો કને બંદગી કરાવવા લાગ્યો; જોશીઓની પાસે જન્મોત્રી જોવડાવવા લાગ્યો; ને બ્રાહ્મણોને તેમનાં દહેરાંમાં અનુષ્ઠાન કરવા બેસાડયા. એમ મુસલમાનોની અને હિંદુઓની ફતેહ મેળવવાની ધર્મની ક્રિયાઓ કરાવી. જે નિર્દય જૂલમ તેણે હિંદુ ધર્મવાળાના ઉપર ગુજાર્યો હતો તે ભૂલાવી તેમને અનુકૂળ કરવા ઈચ્છતો હશે, કે બીકથી વહેમી થયો હશે. તેનું કાળજું ઠેકાણે ન હોય એવું જણાયું. જે ખબડદારી તેણે પહેલાં બતાવી હતી તે આ આખર વેળા જતી રહી. શહેરનો કોટ તોપના ગોળાથી તોડી સને ૧૭૯૯ ના મે માસની ૪ થી તારીખે ઇંગ્રેજી ફોજે હલ્લાં કરી ગઢ જીત્યો. ટીપુ તેમાં વઢતાં પડયો. જેટલા ઇંગ્રેજો તેને હાથ ઝલાયા હતા તેમને તેણે મારી નંખાવ્યા હતા, તો એના ઉપર ઇંગ્રેજને શાની દયા આવે? તેની હિંદુ પ્રજા પણ તેના જૂલમથી આ વેળા છૂટી. તેના રાજ્યમાંથી કેટલોક ભાગ મ્હેસૂરના જે હિંદુરાજાને હૈદરે પદભ્રષ્ટ કર્યો હતો તેના દરિદ્રતામાં

પીડાતા પાંચ વરસના કુંવરને આપ્યો, અને બાકીના પ્રાંતો ઇંગ્રેજે અને નિજામે વહેંચી લીધા. મયત સુલતાનના પુત્રોને જીવાઈ બાંધી આપી વેલોરમાં રાખ્યા. આ ફતેહને માટે લાર્ડ વેલેસ્લી-ને ઇંગ્લાંદમાં બહુ સાબાશી મળી.

સને ૧૮૦૦ માં ઇંગ્રેજે સૂરતના નવાબને પેન્શન આપી તેની કનેથી તે શહેર અને તેનાં પરગણાં લઈ લીધાં.

સને ૧૮૦૦. અજોદ્ધાનો નવાબ સાદત અલી તેની રૈયત ઉપર ભારે જૂલમ કરતો, અને રાજ્યમાં ઘણો ગેરબંદોબસ્ત થયો હતો. ગવર્નર જનરલે વચમાં પડી સારો બંદોબસ્ત કર્યો. ઇંગ્રેજ સરકારની કુમકને માટે જે ફોજ રાખવાનો ઠરાવ હતો તેની માઠી હાલત હતી માટે તેના ખરચને પેટે કેટલોક મૂલક નવાબને કબજેથી છોડાવી ખાલસા કર્યો. "વાયવ્ય પ્રાંતો", એ નામે આગળ ઈલાકો બનાવ્યો તે એ મૂલકનો હતો. ભરતખંડના વેપારનો ઈજારો હજી કંપનીને હાથ હતો. ૩૦૦૦ ટન સૂધીનો માલ લઈ જવાની બીજા વેપારીઓને ડરેકટરોએ છૂટ આપી હતી. લાર્ડ વેલેસ્લીના ઉદાર દીલમાં તો એમ ઠર્યું કે કુલ છૂટ આપવી. એથી સ્વાર્થી ડરેકટરો તેનાથી નારાજી થયા ને તેનાં કરેલાં કામ તેમણે નામંજુર કર્યાં. એથી કંટાળી તેણે રાજીનામું મોકલ્યું, પણ ડરેકટરોએ તેને એક વરસ વધારે રહેવાને વિનતિ કરી તે તેણે માની. એ વરસમાં તેણે અદ્યાપિ સ્વતંત્ર રહેલા મરેઠાને ખોખરા કરી આખા હિંદી દ્વીપકલ્પમાં ઇંગ્રેજી સત્તાને સર્વોપરી કરી.

આગળ કહી ગયા છીએ કે મરેઠી રાજ્યમાં કુસંપ પેઠો હતો. બાયલા અને વિષયી બાજીરાવથી મરેઠી સરદારો અવરાઈ શકાયા નહિ, અને તેઓ માંહોમાંહે કલહ કરવા લાગ્યા તેમાં દોલતરાવ સિંધીઆને બાજીરાવ મળ્યો. હુલકર જસવંતરાવે તેમની ફોજને સૂકવી પુણે આવી તે શહેર લૂંટ્યું. બાજીરાવ પેશ્વા નાશી વસાઈ ગયો, ને ઇંગ્રેજે તેને પુણે આવી રાજ્ય પાછું

અપાવ્યું. એ માટે તેણે ઇંગ્રેજી ફોજને પોતાના રક્ષણને માટે રાખી તેને લગતી શરતો નિજામાદિ બીજા રાજાની પેઠે કબૂલ કરી પરાધીન થયો.

પેશ્વા અને ઇંગ્રેજ વચ્ચેનું એ કરારનામું વસાઇમાં થતું હતું તે વારથીજ દોલતરાવ સિંધિઆ અને વરાડનો રઘુજી ભોંસલે તેની વિરૂદ્ધમાં હતા. પેશ્વાએ તે સ્વીકાર્યાથી તેમને ઇંગ્રેજ જોડે અણબનાવ થયો. જનરલ વેલેસ્લીએ પુને જઈ હોલકરને નસાડ્યો, પેશ્વાને તેમાં દાખલ કર્યો, અને સિંધિઆ તથા ભોંસલેને કહાવ્યું કે એકે માળવે જવું અને બીજાએ વરાડમાં પોતપોતાના રાજ્યમાં જવું, તેમ કરેથી ઇંગ્રેજી ફોજ પુનેથી જશે. બેઉએ તેનું કહેણ માન્યું નહિ, તેથી વિગ્રહ ચાલ્યો. એમાં મરેઠી સરદારો તરફ કાયદો હતો. પેશ્વા મરેઠી રાજ્યનો ઉપરી હતો, માલિક ન હતો. માંડલિક સરદારોના અભિપ્રાય વિના મરેઠી રાજ્યને પરતંત્ર કરવાનો હક પેશ્વાને ન હતો. જે તેણે વગર અધિકારે કર્યું તેની સામા થવાનો સિંધિઆ અને ભોંસલેને હક હતો. આ વેળા ન્યાય તેમના પક્ષમાં હતો, પણ ઇંગ્રેજ જોડે બાથ ભીડવા જેટલું બુદ્ધિબળ, શૂરવીરપણું, અને પરાક્રમ બેમાંથી એકેમાં ન હતું.

લાર્ડ વેલેસ્લીએ ચોતરફથી તેમના ઉપર સેનાઓ મોકલી. એમ આ બીજા મરેઠી વિગ્રહનો આરંભ થયો. જનરલ વેલેસ્લી નવેક હજાર માણસની ફોજ સાથે અહમદનગર આવ્યો; આઠેક હજાર આદમીની ફોજ ગોદાવરીને કાંઠે ગઈ; ત્રીજી ફોજને કૃષ્ણા અને તુંગભદ્રાને વચગાળે રાખી. સાતેક હજાર સિપાઈની સેના ગૂજરાતમાં હતી; હિંદુસ્તાનમાં ૧૦૫૦૦ નું લશ્કર લાર્ડ લેકની સોડે હતું; બુંદેલખંડપર ચઢવાને ૩૫૦૦ જોદ્ધા અલાહબાદમાં રાખ્યા; ભોંસલેના રાજ્યને પૂર્વ છેડે કટક છે તેપર જવાને પાંચેક હજારને તૈયાર કર્યા. એથી મરેઠી રાજા કેવા ઘેરાયા તે નકશાપરથી સમજાશે. એ વેળા દિલ્હીથી કાવેરી નદી,

અને મહાનદીથી ખંભાતી અખાત સૂધી મરેઠી અમલ હતો.

સિંધિઆ અને ભોંસલેના ૫૦,૦૦૦ ઘોડેસ્વાર, ૩૦,૦૦૦ કવાયતી પાયદળ, અને મસ તોપોની ફોજ યૂરોપી નાયકો સરદારી નીચે હતી, તે ઉપરાંત લૂંટારૂ વગર બંદોબસ્તી સ્વારો પુષ્કળ હતા. જસવંતરાવ માળવામાં લૂટફાટ કરતો હતો તે એકે પક્ષમાં ભળ્યો નહિ.

વેલસ્લીએ અહમદનગર સર કર્યું, અને ગોદાવરીની ફોજે ઝાલના લીધું. ત્યારપછી બેઉ ફોજો અસાઈ ભણી ચાલી. અહીં દુશ્મનની સેના હતી. વેલસ્લીનું લશ્કર એક દિવસ વહેલું આવી પહોંચ્યું. આવતાં વારને તેણે હૂમલો કર્યો. સિંધિઆની કવાયદી પલટણોના ૧૯૦૦૦ માણસ અને મોટું તોપખાનું તથા ૨૦૦૦ સ્વાર તથા ભોંસલેના સ્વારનો મોટો જથો હતો. વેલસ્લીની ફોજમાં પ્યાદલ અને સ્વાર મળી માત્ર ૪૫૦૦ માણસ હતા. યુદ્ધની શરૂઆતમાં દોલતરાવ અને રઘુજી બંને લશ્કર છોડી નાઠા !!! એવા તેઓ શૂરા હતા ! તોપણ સિંધિઆની પલટણો અને ગોલંદાજો બહુ બહાદુરીથી વઢ્યા. તેમનાં ૧૨૦૦૦ માણસ મૂઆં અને ઇંગ્રેજી ફોજનાં દોઢ હજાર પડયાં. દોલતરાવ અને રઘુજી બુદ્ધિવાન હોઇ રણમાં ઠરી વઢ્યા હોત તો ઘણો લાભ થાત. કદાસ જય ન પામત, કેમકે એ સમયનો સર્વોત્તમ વીર તેમની સામો હતો તોપણ પરિણામમાં કાંઇ ફેર પડત. મરેઠી સ્વારો હજારો હતા પરંતુ મૂઠી જેટલા ઇંગ્રેજી સ્વારથી ડરીને ઊભી પૂંછડીએ બેલની પેઠે પલાયન કરી ગયા, ને ઇંગ્રેજને મોટો જય માળ્યો. આશીરઘઢ, બરાનપુર, ભરૂચ, પાવાગઢ, વગેરે તેમણે જીત્યાં.

હિંદુસ્તાનમાં દિલ્હી આગળ લાર્ડ લેકે સિંધીઆની પલટણોને હરાવી તે શહેર જીત્યું. એથી પાદશાહ શાહઆલમ બીજો અને તેનું કુટુંબ ઇંગ્રેજને હાથ આવ્યું. આગ્રા સર કરી લાર્ડ લેક મેવાડમાં ગયો. અહીં લાસવારી આગળ સિં-

ધીઆની પલટણો તથા તોપો હતી. લેકે તેમના ઉપર ધ-સારો કર્યો. જંગ ભારે થયો, પણ આખરે લેકને પૂરી ફતેહ મળી.

એ ઇંગ્રેજી ફોજોએ બુંદેલખંડ અને કટક પ્રાંત વશ કર્યા, ને દક્ષણમાં આર્ગામ આગળ વેલેસ્લીએ સિંધિઆ અને ભોંસલેને બીજી લડાઇમાં હરાવ્યા. હવે લાચાર થઈ ભોંસલેએ દેવગામને મુકામે કટક, બાલાસોર, વર્ધાનદીના પશ્ચિમ કાંઠાનો તથા બીજો કેટલોક મૂલક ઇંગ્રેજને આપી તથા તેના પાડોશી પેશ્વાની અને નિજામની જોડે જ્યારે વાંધો ઉઠે ત્યારે ઇંગ્રેજ સરકાર પંચ થઈ જે ઠરાવે તે કબૂલ કરવું, અને ઇંગ્રેજના પરદેશી શત્રુમાંના કોઈને નોકરીમાં રાખવા નહિ એવી બોલીએ સંધિ કરી. સિંધીઆને પણ સલાહ કરવાની જરૂર પડી. તેણે જમના અને ગંગાની વચગાળેનો મૂલક, જેપુર, જોધપુર, અને ગોહદની ઉત્તરનો પ્રદેશ, અહમદનગર અને ભરૂચ તથા અજંગ ઘાટ અને ગોદાવરીની વચ્ચેના પ્રાંતો ઇંગ્રેજને આપ્યા. એ કરાર સિરજી અંજે ગામને મુકામે થયો. ૧૮૦૩.

ઈ. સ. ૧૮૦૩.

વઢવાનો અનુકૂળ વખત ખોઈ હવે જસવંતરાવ હોલકર ઇંગ્રેજ જોડે લડવા આવ્યો. તેણે ઇંગ્રેજ કને મૂલક માગ્યો તથા બ્રિટિશ રક્ષણમાંનાં રજપૂત રાજ્યોને તેણે સતાવ્યાં. ૧૮૦૪ માં એની સાથે વધરો આવ્યો. તે ત્રીજો મરેઠી વધરો કહેવાયછે. પ્રથમ હોલકરને ફતેહ મળી. તેની સામે બ્રિટિશ ફોજ લઈ કર્નલ માન્સન આવ્યો તેનો પરાજય થયો. તોપો અને સરસામાન છોડી તેને ભાગવું પડયું. જસવંતરાવે દિલ્હીપર હલ્લાં કર્યાં પણ તેમાં ફાવ્યો નહિ. દિગગઢ આગળ ફ્રેજર અને માન્સને તેનો પરાભવ કર્યો ને ૮૭ તોપો લીધી. લાર્ડ લેકે ફરકાબાદ આગળ તેની બીજી ફોજને હરાવી તેનો ઘાણ વાળ્યો. પછી દિગગઢ જીત્યો. એ કિલ્લો ભરતપુરના જાટ રાજાનો હતો. તે હોલકર ત-

૨૬ થયો હતો. હોલકરની રાજધાની ઇંદોર તથા તેના બીજા કિલ્લા તાબે કરી ઇંગ્રેજી ફોજે ભરતપુરને ઘેર્યું. રાજાએ અંદર રહી મોટી બહાદુરીથી તેનો બચાવ કર્યો, ને ઇંગ્રેજના ચાર હલ્લા પાછા વાળ્યા, પણ અંતે નમ્યો. ૨૦ લાખ રૂપિઆ આપી તથા હોલકરને તજી તેણે સલાહ કરી.

હવે લાર્ડ વેલેસ્લીનો સમય પૂરો થયાથી તે સ્વદેશ ગયો, ૧૮૦૫. તેનાં મહાન્ કર્મો ડરેક્ટરોને ગમ્યાં નહિ; તોપણ તેને મહાન્ પુરૂષ માની વીસ લાખ રૂપિઆનું ઈનામ આપ્યું અને તેની મૂર્તિ કંપનીના દિવાનખાનામાં મૂકાવી.

---

## प्रकरण १७ मुं.

લૉર્ડ કૉર્નવાલિસ તથા સર જ્યાર્જ બારલો, લૉર્ડ મિન્ટો, અને લૉર્ડ હેસ્તિંગ્સના અમલમાં બનેલા બનાવ. ૧૮૦૫ થી ૧૮૨૩ સૂધી.

लार्ड कार्नवालिस. सर ज्यार्ज बारलो—મહાત્મા લૉર્ડ વેલેસ્લીએ જીતેલું વિશાળ રાજ્ય અને મોટી સત્તા ઇંગ્રેજને પચશે, અને તે સર્વનો બંદોબસ્ત રાખી શકાશે એવી ખાતરી ઇંગ્લાંડના સઘળા રાજ્યાધિકારીને થયેલી ન હતી, ને કંપનીની નજર નાણા મેળવવાપર વિશેષ હતી. તેના ડરેક્ટરોને લાગ્યું કે પેદાશથી ખરચ વધી પડશે, માટે લડાઇઓ બંધ પાડી લૉર્ડ વેલેસ્લીની તરેહથી ઊલટા ચાલવાની શરતે તેમણે લાર્ડ કાર્નવાલિસને બીજીવાર ગવર્નર જનરલ ઠરાવી મોકલ્યો. કલકત્તે આવી તે લાર્ડ લેકની છાવણીએ જવા નીકળ્યો, પણ માર્ગમાં તેનો કાળ થયો. એથી કૌંસિલના વડા મેમ્બર સર જ્યાર્જ બારલોને હાથ તેનો ઓધો આવ્યો. તેનો અભિપ્રાય મયત લાર્ડના અભિપ્રાયને મળતો હતો. લાર્ડ લેકના મતને નામંજૂર કરી તેણે જીતાયલા હોલકરને તેનો મૂલક પાછો આપી તેની જોડે સલાહ કરી.

હોલકરની વહારે એ વેળા સિંધિઆ ચઢ્યો હતો તેનું મન મનાવી તેને પણ શાંત પાડ્યો. સને ૧૮૦૫.

સને ૧૮૦૬ માં મદ્રાસ ઈલાકામાં વેલોરની છાવણીમાં, ઇંગ્રેજની દેશી ફોજે બળવો કર્યો. ત્યાં માજી ટીપુના કુંવરોને રાખ્યા હતા તેમનું એ કામમાં ઉત્તેજન હતું. ઈ. સ. ૧૮૦૬. બંડખોરોએ ૧૧૩ ઇંગ્રેજોને કતલ કર્યા. ત્યાંથી ૧૬ મૈલપર અર્કાટમાં કર્નલ ગિલિસ્પીના હાથ નીચે થોડી ફોજ હતી તે લઈ ઝટ આવી તેણે ફિતૂર કરનારાને હરાવી સજા કરી.

લાર્ડ મિન્ટો.—બીજે વર્ષે ગવર્નર જનરલની જગાએ લૉર્ડ મિન્ટોને મોકલ્યો. ૧૮૦૭. ત્રાવણકોરના રાજા જોડે ઇંગ્રેજને અણબનાવ થયો, ને તેના દિવાને કેટલાક ઈ. સ. ૧૮૦૭. ઇંગ્રેજોને દરિયામાં ડૂબાવી માર્યા. ઇંગ્રેજ સરકારે તેના રાજ્યને જપ્ત કર્યું. દિવાન આપઘાત કરીને મરી ગયો ને તેના ભાઈને સરકારે ફાંશી દીધી. ૧૮૦૯. સને ૧૮૧૩ માં રાજાને રાજ્ય પાછું આપ્યું. મારિસ, બુર્બાન, ૧૮૦૯. વગેરે ટાપુઓમાં ફ્રેંચ થાણાં હતાં ને ફ્રેંચ જોડે એ વેળા ઇંગ્રેજને વિગ્રહ હતો, તેથી તે ટાપુઓ ઇંગ્રેજે જીતી લીધા. એ વખતે પંજાબનો જોરાવર શિખ રાજા રણજીતસિંગ હતો. આખા દેશમાં તેણે પોતાની સત્તા બેસાડી શિખ રાજ્યને મજબૂત કર્યું હતું. ગવર્નર જનરલે તેના દરબારમાં વકીલ મોકલી કરાર કરાવી લીધો કે સતલજના ઇંગ્રેજી રાજ્ય ભણીના કાંઠાપર તાલુકદારોને તેણે છેડવા નહિ. તેજ પ્રમાણે સિંધ, કાબુલ અને ઈરાનના અધિપતિઓ જોડે મૈત્રી કરી કબૂલાત લીધી કે તેમના મૂલકમાં ઇંગ્રેજના દુશ્મનની ફોજને પેસવા દેવી નહિ. બુંદેલખંડમાં બખેડો ચાલતો હતો ત્યાં લાર્ડ મિન્ટોએ ફોજ મોકલી બંદોબસ્ત કર્યો. સને ૧૮૧૩ માં તેની જગાએ લાર્ડ હેસ્તિંગ્સને વિલાયતના કામદારે મોકલ્યાથી તે પાછો સ્વદેશ ગયો.

સને ૧૭૯૩ માં ઈસ્ત ઇંડિઆ કંપનીને ઇંગ્લાંડમાં સરકાર

તરફથી ચીન તથા ભરતખંડના વેપારનો ઈજારો ૨૦ વરસ સૂધીનો મળ્યો હતો. આ મુદ્દત પૂરી થયાથી તેણે ફરીને ઈજારાની સનદ માગી, પણ પાર્લેમેંટે તેને એકલા ચીનના વેપારના ઈજારાનો પટો લખી આપ્યો. હિંદના વેપારની છૂટ સર્વ ઇંગ્રેજોને આપી. ૧૮૧૩ થી કલકત્તાને માટે ઇંગ્રેજી ધર્મનો વહીવટ કરવાને બિશપની નિમણુક થઈ, અને તેના હાથની ઊતરતી પંક્તિના પુરોહિતોને મુંબઈ અને મદ્રાસને માટે નીમ્યા.

લાર્ડ હેસ્તિંગ્સ.—એ ઉમરાવ ૧૮૧૪ માં કલકત્તે આવ્યો. એ ઘણો હોશીઆર અને અનુભવી પુરૂષ હતો. નવ વરસ લગી એણે ભરતખંડમાં ખબડદારી અને દૃઢતાથી અમલ કરી ઇંગ્રેજી રાજ્યનો દોર વધારી આબાદ કર્યું. રાજ્યની લગામ હાથમાં લીધી તેવારે સરકારને નાણાની તંગી હતી, અને કેટલાંક દેશી રાજ્યો જોડે વાંધા ચાલતા હતા. નેપાળમાં ગૂરખા નામે લોકને હાથ રાજ્યસત્તા હતી. તેમના રાજાએ ઇંગ્રેજનો કેટલોક
મૂલક દબાવ્યો હતો અને ઇંગ્રેજનાં કેટલાંક માણસોને
ઈ. સ.
૧૮૧૪. મારી નંખાવ્યાં હતાં, માટે ગવર્નર જનરલે તેના
ઉપર સ્વારી મોકલી. ૧૮૧૪. ભરતખંડમાં અદ્યાપિ જેવા શત્રુ ઇંગ્રેજને મળ્યા હતા તેવા બાયલા આ પહાડી લોક ન હતા. તેઓ ઠરીને ઊભા રહી યુદ્ધ કરવા લાગ્યા. તેમના પહાડી કિલ્લા અને ઘાટોપર કરેલા ઇંગ્રેજી ફોજના હૂમલા પાછા વાળ્યા. આ હારના સમાચાર જાણી હિંદના જે રાજા ઇંગ્રેજથી નારાજી હતા તેઓ મલકાવવા લાગ્યા. મરેઠાના પગમાં જોર આવ્યું. પણ બીજે વરસે એટલે ૧૮૧૫ માં જનરલ આચરલોનીએ ગૂરખા ફોજનો પરાજય કરી ઇંગ્રેજનું નામ
ઈ. સ.
૧૮૧૬. રાખ્યું. ગૂરખાના મહારાજે કેટલોક મૂલક આપી
ઇંગ્રેજ જોડે સંધિ કરી. ૧૮૧૬.

મરેઠી રાજ્યનું થડ જે પેશ્વા સરકાર તેણે ઇંગ્રેજી ફોજ મદદે રાખી સ્વતંત્રતા ખોઈ હતી, તેમજ વડોદરાના ગાયકવાડે પણ

કર્યું હતું. એમાં ગાયકવાડ તો ગર્વ છોડી ઇંગ્રેજને આધીન રહ્યો, તેથી તેનું રાજ્ય આજપર્યંત હયાત છે. પેશ્વાથી ટકાયું નહિ. મોટા મરેઠી સરદારોએ બાજીરાવની આમન્યા પાળી નહિ, અને ઇંગ્રેજ જોડે સાચવટથી ન વર્તી તેમનાથી છૂટવાનો પ્રયત્ન પેશ્વાએ કર્યો તેથી તેની પુનાની ગાદી ડૂબી. દોલતરાવ સિંધિઆએ ૧૮૧૦ માં ગ્વાલિઅરમાં પોતાની રાજધાની કરી. જસવંતરાવ હુલકર ગાંડો થયો તેથી તેનું રાજકાજ અમીરખાન નામે પઠાણ સરદાર ચલાવવા લાગ્યો. એ પઠાણે પોતાને માટે રાજ્ય મેળવવાને કોશીશ કરી. તે મોટો કપટી લૂટારૂ હતો. ઉદેપુરના રાણાને કૃષ્ણાકુમારી નામે અતિ રૂપાળી કન્યા હતી તેને વરવાને જોધપુર અને જેપુરના રાજા વઢ્યા. દુષ્ટ અમીરખાંની સલાહથી રાણાએ કુંવરીને વીખ દઈ ટંટો પતાવ્યો.

સને ૧૮૧૭ માં બાજીરાવ પેશ્વાના દરબારમાં એલ્ફિન્સ્તન સાહેબને રેસિડેંટ ઠરાવી મોકલ્યો. ઇંગ્રેજથી છૂટવાને પેશ્વા ગુપ્ત કાવતરાં કરતો હતો તે એ સાહેબના જાણમાં આવ્યાં. ત્રિંબકજી ડેંગલે કરીને કોઈ નીચ માણસે બાજીરાવને બદસલાહ દઈ ખરાબ કર્યો. એના સ્વભાવ મળતા આવેથી તેમને બહુ બનતું. બાજીરાવે તેને પ્રધાન ઠરાવ્યો. એ પ્રધાને જૂલમ કરી લોકને ત્રાસ પમાડ્યો. દરબારી નોકરો સઘળા લાંચીઆ અને જૂઠા થઈ ગયા હતા. તેમણે સત્ય અને ન્યાયને કાઢી મૂકયાં હતાં. ઇંગ્રેજથી છૂટવાને માટે પેશ્વાએ સિંધિઆ, હુલકર, અને ભોંસલે જોડે ગુપ્ત-મસલત કરવા માંડી. ગાયકવાડ પાસે પેશ્વાનું માગણું હતું તેનો ફડચો કરવાને ઇંગ્રેજ સરકારની બાંહેધરીથી ગાયકવાડનો પ્રધાન ગંગાધર શાસ્ત્રી પેશ્વાના દરબારમાં ગયો. બાજીરાવની સંમતિથી ત્રિમ્બકજીએ તેને પંઢરપુરમાં મારી નંખાવ્યો. એલ્ફિન્સ્ટન સાહેબે લડાઈની ધમકી આપવાથી પેશ્વાએ ત્રિમ્બકજીને પકડી ઇંગ્રેજી છાવણીમાં મોકલ્યો. ઇંગ્રેજે તેને થાણાના કિલ્લામાં કેદ કર્યો,

ઈ. સ. ૧૮૧૭.

પણ ત્યાંથી તે નાઠો, ને દક્ષિણ મહારાષ્ટ્રમાં જઇ લશ્કર ઊભું કરવા લાગ્યો. બાજીરાવ તેને નાણા મોકલતો. એલ્ફિન્સ્ટન સાહેબે પેશ્વાને ભય બતાવ્યાથી તેણે ઇંગ્રેજ જોડે નવા કરાર કર્યા. તેથી તેના અધિકારમાં તથા મુલકમાં ઘટારો

૧૮૧૭. થયો, પણ દેશમાં પુષ્કળ વધારો થયો. તે મોઢે મીઠો હતો, અંદરથી કપટી હતો. તે બુદ્ધિહીન, નામર્દ, અને મોટો દુરાચારી હતો. ૧૮૧૭.

મધ્ય હિંદમાં પીંડારા નામે હજારો લૂટારા સ્વારોનાં ટોળાં થયાં હતાં. તેઓને મરેઠી રાજા આશ્રય આપતા. દશરા પછી નીકળી ઉત્તર, દક્ષિણ, પૂર્વ, અને પશ્ચિમમાં ફેલાઈ હજારો ગામ અને કસબા લૂટી તેઓ લોકને પીડતા. દાટેલું ધન મનાવવાને મરચાં તથા ઊની રાખોડીના મોઢે તોબરા બાંધતા, માર મારતા તથા અનેક રીતે પ્રજાને પીડતા. મૂળમાં તેઓ દક્ષણમાં ઉત્પન્ન થયા. લશ્કરની પાછળ શીઆળવાં, ગીધ, અને મડદાં ખાનારાં બીજાં પશુપક્ષી જાયછે તેમ તેઓ મરેઠી ફોજની પૂઠે જતા. મરેઠી સરદારોએ તેમના નાયક કરીમખાન, ચીતુ, વગેરેને નર્મદાને કાંઠે ભોંય આપી હતી. ઇંગ્રેજે મરેઠાને વઢતા અટકાવ્યા ત્યારે પીંડારા પોતાને નામે લૂટ અને વિનાશ કરવા લાગ્યા. અને ૧૮૧૨ માં એ ધાડામાં ૬૦,૦૦૦ માણસ હતા. વળી અતીત ગોંસાઈ વગેરે હથીઆરબંધી ભીખારીઓનાં ઝુંડ ફરતાં. કેટલાંક મરેઠાની નોકરીમાં હતાં, અને કેટલાંક ગામે ગામ ફરી બળાત્કારે નાણા, અનાજ, વગેરે ઊઘરાવતાં. એ ઊપરાંત ભીલ, કોળી, ગરાસીઆ, કાઠી, પઠાણ વગેરેની ધાડ પડતી તે જૂદી. કેટલાક બારવટીઆ રાજા ફોજે લઈ ફરતા ને કેર કરતા. લોકને એ સમય ભારે સંતાપનો હતો.

નેપાળના વિગ્રહના આરંભમાં ઇંગ્રેજને ફતેહ ન મળ્યાથી મરેઠા યુદ્ધે ચઢવાનો વિચાર કરવા લાગ્યા. એકદમ ઊઘાડા ન પડતાં પ્રથમ તેમણે પીંડારા અને પઠાણોને ઉસ્કેર્યા. બા-

જીરાવ પેશ્વાએ એ દરમીઆન મરેઠી સરદારો જોડે સંપ કરવા માંડ્યો. વરાડનો રઘુજી ભોંસલે ૧૮૧૬ માં મરણ પામ્યો. તેની પછી ગાદીએ બેસનાર પરસાજી હોલદીલ હતો તેથી તેના કાકાનો દીકરો આપાસાહેબ મુતાલીક થઈ તેની વતી કારભાર કરતો હતો. આપાસાહેબે ઇંગ્રેજી ફોજ રાખી અને તેના પેટાની શરતો કબૂલ કરી હતી, તથાપિ તે બાજીરાવની મસલતમાં સામિલ થયો. હોલકર અને સિંધિઆથી બંદોબસ્ત રાખી શકાયો નહિ. દરબારમાં કાવતરાં ને ફોજમાં ફિતૂર ચાલતાં હતાં.

ભરતખંડના મધ્યભાગે અનેક પ્રકારના લૂટારા હતા તે સર્વને જીતી રાજ્યનો બંદોબસ્ત પાકો કરવો અને રૈયતના જાન અને માલમિલકતનું રક્ષણ કરવું એવો ઠરાવ સને ૧૮૧૭ માં ગવર્નર જનરલે કર્યો. હિંદમાં જે સર્વોપરી સત્તા આ વેળા ઇંગ્રેજને હાથ હતી તેનું બળ દેખાડી સુખશાંતિને પાછા આણવાનું માન લાર્ડ હેસ્તિંગ્સને છે. તે પંડે ચતુર લડવૈયો હતો. ૧,૧૬૦૦૦ જોદ્ધાની ફોજ અને ૩૦૦ તોપ એ કારણ માટે તેણે જૂદા જૂદા પ્રાંતોમાં રાખી ચારે બાજુએથી લૂટારા લોકને ઘેરી લેવાની યોજના કરી. કેટલીક ફોજ લઈ પંડે ગ્વાલિઅર આવી સિંધિઆને શેહમાં રાખ્યો. ગૂજરાત, ખાનદેશ, તથા વરાડમાંથી ફોજોને નાકાં ઘેરતી ઘેરતી માળવામાં મોકલી. પુના, નાગપુર, હૈદ્રાબાદ, આગ્રા, સિકંદ્રા, કલિંજર વગેરે સ્થળોમાં ટૂકડીઓ રાખી કે પિંડારા એકે મેર નાશી ન શકે.

ઈ. સ. ૧૮૧૭.

અમીરખાન ભય પામી લડ્યાવિના તાબે થયો. તેની ફોજને રજા આપી ને તેને ટાંક સંસ્થાન જાગીરમાં આપ્યું. તે તેના વંશજો આજે ભોગવેછે. બુંદી, કોટા, ભોપાળ, જોધપુર, ઉદેપુર અને જેપુરના રાજા ઇંગ્રેજ સરકારને શરણે આવી રહ્યા. સર ચાર્લસ મેતકાફે તેમની જોડે કરાર કર્યા.

આ ગોઠવણ ચાલતી હતી તેવામાં બાજીરાવ પેશ્વાએ વિગ્રહ આરંભ્યો. માન્સ્ટુઅર્ટ એલ્‌ફિન્સ્તન સાહેબ તેના દરબારખાતે ઇંગ્રેજ તરફથી વકીલ હતો તે ચેતેલો હતો. તેની પાસે ૮૦૦ યૂરોપી અને ૨૦૦૦ દેશી શિપાઈ હતા. પેશ્વાકને પુનામાં ૧૮૦૦૦ સ્વાર, ૮૦૦૦ પાયદળ, અને ૧૪ તોપોનું લશ્કર હતું. પુનાની થડમાં (ખીડકી) ગામમાં ઇંગ્રેજી છાવણી હતી તેઉપર એ લશ્કરે હૂમલો કર્યો, પણ માર ખાઈને પાછું હઠ્યું. ઇંગ્રેજની નાનકડી ફોજે થોડી મહેનતે મોટી મરેઠી સેનાને હરાવી. ચંદા ડુંગરામાં જનરલ સ્મિથની સરદારી નીચે ઇંગ્રેજી ફોજ હતી તે ખીડકીની ફોજની મદદે આવી. તેણે પુના શહેર વગર મહેનતે લીધું. બાયલો બાજીરાવ તેવારે ત્યાંથી નાઠો તે ફરીને પુને આવવા પામ્યો નહિ. એજ વરસની ( ૧૮૧૭ ની ) આખરે કોરીગામ આગળ બીજો સંગ્રામ થયો. પેશ્વાપાસે ૨૫૦૦૦ સ્વાર અને ૫૦૦ પાયદળ હતું. ત્યાં ભૂખ્યું તરસ્યું નાનું ઇંગ્રેજી દળ આવ્યું. તેમાં ૫૦૦ પ્યાદળ અને ૩૦૦ કાચા સ્વાર હતા. મરેઠી ફોજે તેની ઉપર તુટી પડી આખો દિવસ જુદ્ધ ચલાવ્યું. બાજીરાવ બે મૈલ ઉપર ઊંચી ટેકરીએ રહી જોતો હતો. જો તે રણમાં ધસ્યો હોત તો જયનો સંભવ હતો, ને રણમાં પડ્યો હોત તો નામના થાત. જાતે ન લડતાં કુળને લાજ લગાડી તે નાઠો; તેની ફોજે પણ પાછી પાની કરી. ત્યારપછી બાજીરાવ આમથી આમ નાસે અને ત્યાંથી બીજી મેર નાસે, પણ જ્યાં ગયો ત્યાં ઇંગ્રેજી સેનાની ટૂકડીઓ તેને આડે આવી. સતારાનો રાજા ઇંગ્રેજને શરણે થયો. ૧૮૧૮ ના ફેબરવારીમાં સતારા લઈ ઇંગ્રેજે પેશ્વાનો વાવટો ઉતારી શિવાજીનો ભગવો ઝુંડો ચઢાવ્યો. સોલાપુર અને પંઢરપુરની વચ્ચે આશટે ગામ આગળ બાજીરાવના સેનાપતિ ગોખલેએ પેશ્વાનીવતી છેલ્લો સંગ્રામ કર્યો. તે રણમાં પડયો ને બાજીરાવ ત્યાંથી પલાયન કરી ગયો બહુ ભટકયો અને રઝળી રખડી અંતે

થાકીને સર જાન માલ્કમને શરણે ગયો. તેણે રાજ્ય લઈ તેને મોટું પેન્શન લખી આપ્યું. ગવર્નર જનરલે એ કરાર નાખૂશીથી કબૂલ કર્યો. પદભ્રષ્ટ પેશ્વાને ખાનપુરની પાસે બીથુર નગરમાં રહેવા મોકલ્યો. ત્યાં તે દુરાચારી માણસ ૧૮૫૩ માં મરી ગયો. ધૂળ પડી એના જીવતરને! તેના દત્તપુત્ર નાનાસાહેબે ૧૮૫૭ ના બંડમાં ભળી ચંડાળ કર્મો કર્યાં; પછી જંગલમાં નાશી માર્યો ગયો. એમ બાલાજી વિશ્વનાથનો વંશ પૂરો થયો. ત્રિંબકજી ડેંગલે પકડાયો તેને ચુનારગઢમાં જીવતા સૂધી પૂરી રાખ્યો. પેશ્વાના ગઢો ઇંગ્રેજને હાથ આવ્યા. તેના મૂલકમાંથી થોડો ભાગ સતારાના રાજાને આપી બાકીનો ખાલસા કર્યો. જાગીરદારોનાં ગામ અને પરગણાં તેમની કને રહેવા દીધાં. એલ્ફિન્સ્ટન સાહેબે દેશનો સારો બંદોબસ્ત કર્યો. ઉદાર મનથી જમીદારોને અને લોકને ટાઢા પાડ્યા.

નાગપુરમાં આપાસાહેબ, પરસાજીનો ઘાત કરાવી, રાજ્યપાટનો માલિક થયો હતો. બાજીરાવ પેશ્વા જોડે સંકેત કર્યા પ્રમાણે ૧૮૧૭ ના નવેંબરમાં નાગપુરના રક્ષણને માટે રહેલી ઇંગ્રેજી ફોજપર હલ્લાં કર્યાં. એ વેળા બાજીરાવના પરાજયની ખબર તેને મળી ન હતી. જેન્કિન્સ સાહેબ નાગપુરમાં રેસિડંટ હતો તે પણ એલ્ફિન્સ્ટન સાહેબના જેવો હોશીઆર અને દૃઢ હતો. તેની કને માત્ર ૧૪૦૦ સિપાઈ હતા. આપાસાહેબની પાસે ૧૮૦૦૦ હતા. એમ છતાં મરેઠી સેના હારીને આપાસાહેબ તાબે થયો. જેન્કિન્સ સાહેબે નવા સખ્ત કરાર લખાવી લઈ તેને રાજ્ય પાછું આપ્યું. વળી તે ફરી ગયો, લડ્યો, અને પકડાયો. તેને અલાહબાદ લઈ જતાં માર્ગમાં તે નાઠો. બહુ ભટકી તે શીખ રાજાને આશ્રયે જઈ રહ્યો. આખરે તેણે જોધપુરમાં જીવતર પૂરૂં કર્યું. રઘુજી ભોંસલેના કોઈ પૌત્રને ઇંગ્રેજે ગાદિયે બેસાડયો, ને તેનું નામ રઘુજી બીજો પાડ્યું. કારભાર રેસિડંટથી ચાલતો. ૧૮૫૩ માં એ બીજો રઘુજી

અપુત્ર મૂઓ તેવારે ઇંગ્રેજ સરકારે તેનું રાજ્ય ખાલસા કર્યું.

પોતાના પર ચડાઈની વાત જાણી પિંડારાનાં ત્રણ ટોળાં બંધાયાં. એક ચીતુના હાથ નીચે, બીજું કરીમખાંની સરદારી તળે, અને ત્રીજું વસિલ મહમદના તાબામાં. સર જાન માલ્કમ અને બીજા ઇંગ્રેજી નાયકોએ તેમના ગઢ જીત્યા. હોલકરની છાવણી ક્ષિપ્રા નદીને કાંઠે મેહિદપુરમાં હતી તેમાં ચીતુ જઈ ભરાયો. એ વેળા હોલકરના રાજનું કામ તુલસીબાઇને હાથ હતું. તેની ખૂશી ઇંગ્રેજ જોડે ઝઘડો કરવાની ન હતી માટે તેને સરદારોએ મારી નાખી. મલ્હારરાવ હોલ્કર બાળક હતો. તેની ફોજ ૨૦,૦૦૦ સરસ સ્વારોની હતી. તેણે બાજીરાવનો પક્ષ કર્યો માટે ઇંગ્રેજી ફોજે તેને ૧૮૧૭ ના ડિસેમ્બરમાં હરાવી તેથી હોલ્કરે ગવર્નર જનરલ જોડે સંધિ કરીને રજપૂતસ્થાનનાં રાજ્યોપાસે ખંડણી લેવાનો દાવો કરતો હતો તે પરથી હાથ ઉઠાવ્યો, અને ઇંગ્રેજના રક્ષણમાં પોતાના રાજ્યને મૂક્યું. ચીતુ નાઠો ને તેની ફોજ વીખરાઈ ગઈ. અંતે જંગલમાં વાઘે તેનો પ્રાણ લીધો. કરીમખાન ઇંગ્રેજને અને વસીલ મહમદ સિંધીઆને તાબે થયો. ત્યારથી પિંડારા જડમૂળથી નાશ પામ્યા. જેઓ જીવ્યા તેઓ ભલા ઉદ્યમમાં લાગ્યા. આ મોટું દયાનું કામ કર્યાથી લાર્ડ હેસ્તિંગ્સનો ભરતખંડ ઉપર ભારે ઉપકાર થયો છે. પ્રજાપીડક મરેઠાની સત્તા જવાથી પણ લોક સુખી થયા.

ઈ. સ. ૧૮૧૭.

નવા જીતેલા રાજ્યનો રૂડો બંદોબસ્ત કરી માંડલિક રાજાને ઠરી ઠામ પાડી ઇંગ્રેજી રાજ્યની ખૂબી લાર્ડ હેસ્તિંગ્સે દર્શાવી. કંપનીના રાજ્યની પેદાશમાં તેણે વધારો કર્યો. કેટલીક નિશાળો સ્થાપી લોકને કેળવણી આપવાનો આરંભ કર્યો. ભરતખંડમાં વર્તમાનપત્ર પ્રથમ લાર્ડ હેસ્તિંગ્સના અમલમાં પ્રગટ થયું. એ સાહેબે એક ભૂલ કરી હતી. પામરની કંપની નામે શાવકારની પેઢી દક્ષણ હૈદ્રાવાદમાં હતી તેને આશ્રય આપ્યા-

થી ઘણી ખરાબી થઈ. અને ૧૮૨૩ ના આરંભમાં તે સ્વદેશ ગયો ને ઈસ્ટ ઈન્ડિઆ કંપની તથા ઈંગ્લાંડના પાદશાહથી ધન અને માન પામ્યો. ઈ. સ. ૧૮૨૩

---

## પ્રકરણ ૧૮ મું.

લાર્ડ આમ્હર્સ્ત, લાર્ડ બેન્ટિંક, અને લાર્ડ આકૂલાંદના કારભાર. ૧૮૨૩ થી ૧૮૪૨ સૂધી.

લાર્ડ આમ્હર્સ્ત.—લાર્ડ હેસ્ટિંગ્સની પછી લાર્ડ આમ્હર્સ્ત ગવર્નર જનરલ નીમાયો. ૧૮૨૩ માં તે કલકત્તે આવ્યો. ઉપર કહેલી પામરની કંપનીના દેવામાં હૈદ્રાબાદનો નિજામ ડૂબતો હતો તેને તેણે દેવાથી છોડવી તાર્યો. એના વખતમાં બીજો મોટો બનાવ બ્રહ્મદેશ જોડેનો વિગ્રહ છે. ૧૮૨૩ માં બ્રહ્મી રાજાએ ઇંગ્રેજના તાબાના એક બેટને કબજે કર્યો, અને ઇંગ્રેજના મિત્ર કાચારના રાજાના મૂલકપર સ્વારી કરી. આ ઉન્મત્ત અધિપતિને સજા કરવાની જરૂર જણાયાથી લાર્ડ આમ્હર્સ્તે તેના ઉપર જનરલ કામ્પબેલના હાથનીચે ફોજ મોકલી. એ લસ્કરે રંગુન સર કર્યું અને કેટલાક મોરચા તોડી બ્રહ્મી ફોજને નસાડી. પછી ચોમાસું બેસવાથી ઇંગ્રેજી સેનામાં મંદવાડ પ્રસર્યો અને ખોરાકી પહોંચવામાં હરકત પડી. ૧૮૨૪ માં માર્તાબાન, આરાકાન, વગેરે જીતી લશ્કર આગળ વધ્યું. મહાબંદુલા નામે બ્રહ્મી રાજ્યમાં નામીચો થયેલો સેનાપતિ ઇંગ્રેજને જીતવાનું પણ લઈ સામો આવ્યો ને માર્યો ગયો. આ સમેના હિંદુ અને મુસલમાન રાજાનાં લશ્કરોનાં જેવાં બ્રહ્મી લશ્કરો યુદ્ધ કરવામાં અક્ષમ થઈ ગયાં હતાં. તેઓનું ઇંગ્રેજી સેના આગળ કાંઈ ચાલ્યું નહિ. રાજ્યધાની આવાની નજીક ઇંગ્રેજી ફોજ આવી, તેવારે રાજા નમ્યો. કરોડ રૂપિઆ અને આસામ, આરાકાન, તેનાસરીમ, વગેરે કેટલોક મૂલક

આપી તેને સલાહ કરવાની જરૂર પડી. આ વિગ્રહના સંબંધમાં ૪૭ મી દેશી પલટણે બરાખપોરમાં બળવો કર્યો. બ્રહ્મદેશમાં પહેલે વર્ષે ફોજ મોકલી તેને હવાપાણીની હરકતો નડવાથી તેમાંના ઘણાક રોગથી મરી ગયા, તથા બ્રહ્મી લોકને જાદુ આવડેછે તેથી તેઓ અજીત છે અને તેના દુશ્મનો મરી જાય એવી વહેમી અફવા ઊડી તેથી દેશી સિપાઈનાં મન ડરી ગયાં. બરાખપુરમાંની પલટણોને બ્રહ્મદેશપર ચઢવાને ફરમાવ્યાથી તેઓમાં બેદિલી ઊપજી, અને ૪૭ મીએ તો હૂકમ માનવાની સાફ ના પાડી. એ માટે તેના ઉપર તોપો ચલાવી તેથી કેટલાક મરણ પામ્યા, બાકીના પકડાયા તેઓમાંથી આગેવાનોને મોતની સજા કરી, અને બાકીનાને બરતરફ કર્યા.

સને ૧૮૨૫ માં ભરતપુરના રાજાનો કાળ થયો. તેની ગાદીનો દાવો તેનો ભાઈ બળદેવસીંગ અને ભત્રીજો દુર્જનસાલ કરવા લાગ્યા. ઇંગ્રેજ સરકારે ભાઈનો હક વાજબી ગણી તેને પાટે બેસાડયો. એક માસમાં નવા રાજાનું મરણ થયું. હવે દુર્જનસાલે બળદેવસીંગના કુંવરને કેદ કરી રાજ્ય કબજે કર્યું, અને ઇંગ્રેજની સામા વઢવાની તૈયારી કરી. ડિસેમ્બર માસની આખરે ઇંગ્રેજી ફોજે ભરતપોરને ઘેર્યું, જાનેવારીમાં સર કર્યું, અને બળદેવસીંગના કુંવરને ગાદીએ બેસાડ્યો.

**लार्ड विलियम बैंतिक.**—સને ૧૮૨૮ માં લાર્ડ આમ્હર્સ્ત સ્વદેશ ગયો અને તેને ઠામે લાર્ડ વિલિયમ બેન્તિંક આવ્યો. આ ઉમરાવના અમલમાં મ્હૈસૂરનો રાજવહિવટ ત્યાંના રાજાની વતી સરકારે કરવા માંડયો, અને કુર્ગનું રાજ્ય જીતી લીધું. એ વેળાનો કુર્ગનો રાજા મહા દુષ્ટ રાક્ષસ જેવો હતો. તેણે રાજ્યકુળના એકે એક નરને મારી નાખ્યા અને બીજા ઘણા અનર્થ કર્યા. ઉપરી સરકારની શિખામણ જરાએ માની નહિ ને ભારે જૂલમ કરવા લાગ્યો. ઇંગ્રેજી ફોજના એક ટૂકડીએ જઈ તેને ઝાલ્યો અને કાશી મોકલી દીધો.

લૉર્ડ બેન્ટિંકે ઘણા સુધારા કર્યા. લશ્કરી અને મુલકી ખરચમાં ઘટારો કર્યો. દેશીઓને મોટી નોકરી આપવાનો ધારો કર્યો, અને ન્યાયખાતામાં અમીન કે મુનસિફ અને સદર અમીન ઠરાવ્યા ને ૩૫,૦૦૦ સૂધીના દાવા ચૂકવવાનો અધિકાર સોંપ્યો. અદાલતોમાં તથા બીજી બધી કચેરીઓમાં ફારશી ભાષામાં કામ ચાલતું તે અટકાવી દેશી બોલીમાં ચલાવવાનો કાયદો ઠરાવ્યો. વાયવ્ય પ્રાંતોમાં ખેતરોની જમાબંદીસંબંધી સારો બંદોબસ્ત કરી રૈયતને ફાયદો કર્યો. જમીદારોના હક મુકરર કર્યા. બહુ કાળથી સતી થવાનો જંગલી ચાલ ભરતખંડમાં દાખલ થયો હતો અને તેથી દરવરસે હજારો નિરપરાધી સ્ત્રીઓનાં મહાક્રૂર રીતે ખૂન થતાં. એ બાપડી વિધવાઓની વહારે લાર્ડ બેન્ટિંક ચઢ્યો. કલકત્તામાં બ્રહ્મસમાજના સ્થાપનાર રાજા રામમોહનરાયે આ જંગલી નિર્દયતા અટકાવવાને ઘણી મેહેનત કરી. ગવર્નર જનરલે કાયદો કરી બાપડી વિધવાઓને બાળી મારવાની કાયદાથી મના કરી, અને તે કાયદો અમલમાં લાવવાને પોલીસ રાખી ઉપાય કર્યો. ખૂશીમાં આવે તે ધર્મ પાળવામાં વારસાને હરકત ન પહોંચે એવો કાયદો કરી પ્રજાને ધર્મસંબંધી છૂટ આપી.

મરહૂમ ગવર્નર જનરલે પિંડારાનો નાશ કરી અને મરેઠાને વશ કરી પ્રજાનું મોટું દુઃખ ટાળ્યું તેમ આ ગવર્નર જનરલે ફાંસીઆને તોડી ભારે દયાનું કામ કર્યું. એ ફાંસીઆને હિંદુસ્થાનીમાં ઠગ કહેછે. તેઓ ભરતખંડના મધ્યભાગના પ્રદેશોમાં મુસાફરો અને જાત્રાળુઓને જવાના માર્ગોમાં ફરતા. મૂળમાં તેઓ મુસલમાન હતા, પણ ફાંશીઆ થયા ત્યારથી કાળી કે ભવાની નામની દેવીને માનતા. દેવી માણસના ભોગથી પ્રસન્ન થાયછે એવું ધારી લાગમાં આવે તેનો ભોગ આપતા અને તેનો માલ ચોરી લેતા. અને તે ચંડાળો પોતાનો ધર્મ અને ધંધો બંને ગણતાં. જાત્રાળુને કે વેપારીને કે બીજે વેશ

તેઓ જથાબંધ ભટકતા, અને રસ્તે જનારાઓમાં ભળી જઈ લાગ આવે કે તે બાપડાને ગળે ઓચિંતો ફાંસો નાખી મારી નાખતા ને તેનો માલ લઈ ઝટપટ દોડી જતા. એ ખૂન પકડાતાં નહિ; પુષ્કળ માણસો ખોવાઈ જતાં ને તેમની કોઈને ખરખબર મળતી નહિ; ફાંશીઆ પરખાતા નહિ. એ કાળે કાશિએ જઈ પાછા આવે તેઓ ભાગ્યશાળી ગણાતા અને ઓચ્છવ કરતા તેનું કારણ આ હતું. સને ૧૮૨૯ માં મેજર સ્લીમાનને એ ઠગોને ખોળવાના અને તેમને નાબુદ કરવાના કામપર નીમ્યો. આ મોટા પુણ્યનું કામ તેણે અને તેના મદદગારોએ પાર પાડ્યું. એ ફાંસીઆનાં ગામ શોધી કાઢ્યાં, ઘણાકને સજા કરી, અને બાકીનાને જબલપુરમાં લાવી જાપતા નીચે વસાવ્યા, તથા તંબુ વણવા વગેરેનો સદુદ્યોગ કરવાની ફરજ પાડી. હાલ તેમની ઓલાદ ત્યાં છે.

કેળવણીખાતાની સ્થાપના કંપની સરકાર તરફથી પણ કંપનીના મતની વિરુદ્ધ લાર્ડ હેસ્તિંગ્સે કરી હતી, પરંતુ ઇંગ્રેજી ભાષા શિખવતા નહિ તેથી યૂરોપની વિદ્યા, કળા, અને સુધરેલા વિચાર એ કેળવણીથી આપણા દેશમાં દાખલ થાય તેવું ન હતું. સંસ્કૃત, આરબી, અને ફારશી ભાષાઓ તથા તેમાં જે વિદ્યા હતી તે માત્ર ભણાવતા. એથી લોકની સ્થિતિ સુધરે તેવું ન હતું, માટે આ ગવર્નર જનરલે તે બંધ પાડી અને ઇંગ્રેજી બોલી વડે કેળવણી આપવાની આજ્ઞા કરી. લાર્ડ બેન્તિંક પછીના ગવર્નર જનરલે ઇંગ્રેજી અને દેશી બંને બોલીઓવડે કેળવણી આપવાની ગોઠવણ કરી. ઇંગ્રેજી ભણેલા દેશીઓએ પોતાના દેશની ભાષામાં વિદ્યા, ઇતિહાસાદિક ભિન્ન ભિન્ન વિષયોપર ગ્રંથો રચી સ્વભાષાને સુધારવી ને વધારવી જોઈએ; અને જેઓ માત્ર દેશી ભાષાવડે કેળવણી લે છે તેમણે લાયક પુસ્તકો વાંચવાં, ગામે ગામ પુસ્તકશાળાઓ કરી તેમાં રાખવાં કે ગરીબો વાંચી શકે. યૂરોપની વિદ્યા દેશી

ગ્રંથો વડે દેશમાં પ્રસરે એવું ઉત્તેજન શ્રીમાન પુરૂષોએ આપવું જોઈએ.

આ વેળા વરાળના બળથી ચાલનારાં વહાણ આ દેશમાં આવ્યાં, અને તેથી ઇંગ્લાંદ જવાનો માર્ગ બદલાયો. અત્યાર સૂધી માત્ર કેપ આવ ગુડ હોપનો લાંબો માર્ગ હતો. હવે લાલ સમુદ્રમાં થઈ મિસર દેશની વાટ નીકળી. રાજા અને નવાબો ગુના કરે તો તેમને સજા થવા લાગી. દિલ્હીના પોલિટિકલ એજંટને ફિરોજપુરના નવાબે મારી નંખાવ્યો માટે તે નવાબને અને જેને હાથે તેણે ખૂન કરાવ્યું તેને દિલ્હીમાં ફાંશી દીધી. ૧૮૩૪ માં કંપનીની ઈજારાની સનદની મુદ્દત પૂરી થઈ. વેપારના ઈજારાનો નવો પટો ન લખી આપતાં ઇંગ્લાંદના રાજ્યાધિકારીઓએ હિંદ અને ચીન બંને જોડે વેપાર કરવાની ઇંગ્રેજી પ્રજાને છૂટ આપી. રાજ્યસત્તા જેટલી તેને હાથ હતી તેટલી ભોગવવાની નવી સનદ કરી આપી. સને ૧૮૩૫ માં ભલો લાર્ડ બેન્તિંક સ્વદેશ ગયો, ત્યારે નવો ગવર્નર જનરલ આવે ત્યાંસૂધી સર ચાર્લસ મેત્કાફે તેનું કામ ચલાવ્યું. મેત્કાફ સાહેબે રૂડો કાયદો કરી છાપખાનાને છૂટ આપી. એ તેનો મોટો ઉપકાર સમજવો.

સન. ૧૮૩૪.

લૉર્ડ ઑકૂલાંદ.—દશમો ગવર્નર જનરલ લાર્ડ આકૂલાન્દ ૧૮૩૬ માં આવ્યો ને ૧૮૪૨ માં પાછો ગયો. એના અમલમાં ચાર બનાવ બન્યા, બે નાના અને બે મોટા. ૧ અયોદ્ધામાં બંડ, ૨ સતારાના રાજાનો દ્રોહ, ૩ અફગાનિસ્તાન જોડે વિગ્રહ, ૪ ચીન જોડે વિગ્રહ. ૧૮૩૭ માં લખનોરની ગાદી ત્યાંના પાદશાહના*મરણથી ખાલી પડી તેથી મયત શાહના કાકાને ઇંગ્રેજે પાટે બેસાડ્યો. તેની સામા બેગમે બીજા ઉમેદવારને ઊભો કર્યો, ને ફિતૂર મચાવ્યું, પણ ઇંગ્રેજી ફોજે તેને બેસાડી

* અજોદ્ધાના નવાબ વજીરને ઇંગ્લાન્દના મહારાજાએ પાદશાહનો ઈલકાબ આપ્યો હતો.

દીધું, ને લાર્ડ આકૂલાન્દનો ઠરાવ બહાલ રહ્યો. ૧૮૩૯ માં ઇંગ્રેજની સામા ઊઠવાનું કાવતરૂં સતારાનો રાજા કરવા લાગ્યો. તેને ગાદીએથી ઊઠાડી મૂકી બીજાને બેસાડ્યો તે બિના આગળ આવી ગઈ.

લાર્ડ બેન્તિંકના અમલમાં રૂશ સરકારના માણસો હિંદના વાયવ્ય ખૂણામાં આવેલાં રાજ્યો જોડે કાવતરાં કરી ઇંગ્રેજની સત્તાની ખોદણી કરવામાં લાગ્યા હતા. તેમના પ્રયત્ન મિથ્યા કરવાને તથા બ્રિટિશ વેપારને વધારવાને સિંધના અમીરો જોડે અને ભાવલપોરના નવાબ સાથે લૉર્ડ બેન્તિંકે કોલકરાર કર્યા હતા. એ સમે બળવાન શીખ મહારાજા રણજીતસીંગ પંજાબનો ધણી હતો, અને અફગાનિસ્તાનનો દુરાની વંશનો પાદશાહ શાહસુજા પદભ્રષ્ટ થયાથી પોતાનું ગયેલું રાજ્ય પાછું મેળવવાને ઇંગ્રેજની મદદ માગતો હતો. પુનાના છેલ્લા બાજીરાવ વગેરે હિંદી અધિપતિઓને જે શરતોએ મદદ કરી હતી તે શરતોએ શાહસુજાને કરવાનો ઇંગ્રેજનો મનસુબો હતો. અફગાનિસ્તાન એમ હાથ આવેથી રૂશ સરકારનું ફાવે નહિ. સને ૧૮૩૧ માં લૉર્ડ બેન્તિંકે પંજાબના મહારાજાને સતલજને તીરે મોટા ભભકાથી મળી તેની જોડે સ્નેહના કોલકરાર કરી શાહસુજાને કુમક આપવી હતી. શાહસુજાને તેના ભાઈ મહમુદે મારી કાઢ્યો હતો, અને મહમુદને બારકજી જાતના અફગાનોએ મારી નાંખી પોતાના સરદાર દોસ્તમહમદને કાબુલ અને ગીજનીનો કબજો આપ્યો હતો. શાહસુજાએ રાજ્ય પાછું લેવાને તેના ઉપર સ્વારી કરેલી પણ તેમાં તેનું કાંઈ વાળ્યું નહતું. એ કોશીશ નિષ્ફળ ગયા પછી તેને ઇંગ્રેજે જીવાઈ બાંધી આપી હતી તેને આધારે તે લુદિઆનામાં રહેતો. દોસ્તમહમદ અને ઇંગ્રેજને

સને ૧૮૩૭. મળતી રાસ ન હતી. લૉર્ડ ઑકૂલાંદે તેની જોડે મૈત્રી કરવાને એલચી મોકલ્યો તે નાઉમેદ થઈ પાછો ફર્યો (૧૮૩૭). એજ વરસમાં રૂશ સરકારની શિખવણીથી ઈરાનના

શાહે હેરાત ગઢ જીતવાને ૪૦,૦૦૦ માણસની ફોજ મોકલી. એ ગઢ કોઈ દુરાની શાહજાદાને કબજે હતો તેણે અને તેના દરબારમાં પોટેંજર નામે ઇંગ્રેજ જોદ્ધો હતો તેણે મળી ચતુરાઈ અને બહાદુરીથી કિલ્લાનું રક્ષણ કર્યું. ઈરાની ફોજે પાછી પાની કરી.

આ ઘેરો ચાલતો હતો તેવામાં ગવર્નર જનરલે શાહસુજાને લશ્કર આપી અફગાનિસ્તાનની ગાદીએ પાછો બેસાડવાનો ઠરાવ કર્યો. તેના સમજવામાં આવ્યું હતું કે લોક તે શાહની તરફ છે તેથી ઇંગ્રેજી ફોજની કુમક મળે તો દેશનો કબજો લેવામાં તેઓ મદદ કરશે. પણ તે ખબર અને ધારણા ખોટી પડી. સને ૧૮૩૮ માં લાર્ડ આક્લાંડ, રણજીતસીંગ, અને શાહસુજા એ ત્રણે સંપ સંપી ફોજ ભેગી કરી. સર જાન કીનની સરદારી નીચે બોલોન ઘાટ અને બલૂચિસ્તાનની વાટે એ સેના ૧૮૩૯ માં કંધાર શહેરમાં દાખલ થઈ. રસ્તો વિકટ હોવાથી લશ્કર બહુ હેરાન થયું. કંધારમાં શાહસુજાને તખ્તે બેસાડી ઇંગ્રેજી સેનાપતિએ તેની દુવાઈ ફેરવી. એ વેળા અફગાન સરદારો થોડાજ હાજર થયા, ને લોક શાહના પક્ષમાં છે એ ધારણા ખોટી પડી. એજ વરસમાં ઇંગ્રેજી નૌકા ફોજે કરાંચી બંદર જીતી સિંધના અમીરોને દબાણમાં રાખ્યા. શાહસુજાને કમનસીબે આ વેળા રણજીતસીંગનો કાળ થયો. કંધારથી ફોજ ગીજની ગઈ, અને લડીને તેને જીત્યું. ત્યાંથી આગળ વધી એજ વરસમાં કાબુલ કબજે કર્યું. ખૈબર ઘાટને માર્ગે આવેલી સાહેકારી ફોજ અહિં ભેગી થઈ. તેણે વાટમાં આવેલાં જલાલાબાદ વગેરે નગરો જીત્યાં હતાં. દોસ્ત મહમદ બોખારા ભણી નાઠો, ને શાહસુજા દેશનો ધણી પાછો થયો એવું ભાસ્યું. એમ સ્વારીનો હેતુ પાર પડ્યો જણાયાથી જનરલ નાટ અને કર્નલ સેલના હાથ નીચે દેશના રક્ષણને માટે થોડી ફોજ રાખી બાકીનીને પાછી મોકલી. ગવર્નર જનરલને અને સેનાપતિને

ઉમરાવ પદવી તથા કેટલાક નાયકોને તેથી ઊતરતા ઈલકાબ અને ઈનામ બ્રિટિશ સરકારે આપ્યાં. મુંબાઈની ફોજે પાછાં આવતાં ખેલાત ગઢ જીત્યો, કેમકે ત્યાંનો ખાન સામો થયો હતો. અફગાનિસ્તાનના બીજા કિલ્લા જીતતાં કેટલીક નાની પણ કઠણ લડાઈઓ થઈઓ ને તેમાંની કેટલીકમાં નુકસાન પણ મસ થયું, પણ અંતે બધો દેશ વશ થયો, ને દોસ્ત મહમદ શરણે આવ્યો, ૧૮૪૦.

ઈ. સ. ૧૮૪૧. કેટલાક માસ સૂધી શાંતિનું જૂઠું ડોળ દેખાયા પછી ૧૮૪૧ ના પાછલા ભાગમાં ખીલજી જાતના પઠાણોએ ફિતૂર ઉઠાવ્યું. સર રૉબર્ટ સેલ ફોજ સાથે જલાલાબાદ જતો હતો તેના ઉપર તેમણે હલ્લાં કર્યાં. કુર્દ કાબુલ નામે ઘાટમાંથી જતાં તેને બહુ મુસીબત પડી, પરંતુ અંતે જલાલાબાદ પહોંચ્યો. કોટ બાંધી તે શહેરનો કાંઈક બચાવ થઈ શકે તેવી હાલતમાં આણ્યું. ખીલજીઓની પેઠે બીજી અફગાન જાતો ઊઠી. કાબુલ નગરની થડમાં ઇંગ્રેજી છાવણી હતી તેપર આફત આવી. કેટલાક ઇંગ્રેજોને પઠાણોએ મારી નાખ્યા. અકબરખાન નામે દોસ્ત મહમદનો કપટી દીકરો બંડખોરોનો આગેવાન હતો. ઇંગ્રેજના વકીલ સર વિલિયમ મેક્નાટનને સલાહ કરવાને મસે મળી મારી નાખ્યો. એમ ખૂન થવાથી તથા ચોતરફથી ફીસાદખોરોએ ઘેરી લીધાથી ઇંગ્રેજી સેના ગભરાટમાં પડી. જનરલ એલ્ફિન્સ્તન એટલો વૃદ્ધ અને શરીરે અશકત હતો કે મંદ થઈ પડી રહ્યો. બીજા નાયકોમાં શું કરવું તે વિષે મતભેદ પડ્યા. ત્વરા અને ઉત્સાહથી બચાવના ઉપાય ન કરતાં તેઓ બાવરા બની ગયા. અપમાનથીએ જાગરૂત થયા નહિ. ઇંગ્રેજનું નામ બોળે એવી શરતો કબૂલાવી

ઈ. સ. ૧૮૪૨. બંડખોર સરદારોએ ઇંગ્રેજી લશ્કરને સહી સલામત જવા દેવાનું વચન આપ્યું. એ વચન તેમણે પાળ્યું નહિ. શાહસુજાને પાછળ મૂકી ઇંગ્રેજી ફોજ ૧૮૪૨ ના

જાનેવારીમાં પાછી વળી. ત્રણ માસ કેડે શાહનો ઘાત હૂલડખોરોએ કર્યો. બરફથી ઢંકાયલા પર્વતોમાં થઈ જતાં ટાઢથી, ખાવાનું ન મળવાથી, અને કાબુલીઓના નિરંતર ચાલતા હૂમલાથી ફોજની કવાયદ તૂટી અને યૂરોપી અને હિંદી સેનાની ખરાબી બેસુમાર થઈ. સેંકડો આદમી ભૂખે મૂઆ, સેંકડો ટાઢે ઠરી જઈ મૂઆ, અને હજારોને અફગાનોએ વાઢી નાખ્યા. કુર્દ કાબુલના વિકટ ઘાટમાં ત્રણ હજાર માણસ કાબુલીઓની ગોળીઓથી માર્યા ગયા. અહિં અકબરખાંએ કહેણ મોકલ્યું કે સ્ત્રીઓ અને કબીલાવાળા સરદારો મારી પાસે આવશે તો તેમનું રક્ષણ હું કરીશ. એવી માઠી અવસ્થામાં સેના હતી કે આ કહેણ સ્વીકારવાની જરૂર પડી. બુઢો જનરલ એલ્ફિન્સ્તન તથા કેટલાક બીજા નાયકો, લેડી મેક્નાટન, લેડી સેલ, વગેરે નારીઓ તેને શરણે ગયાં. બાકીના અભાગ્યા માણસો મહાસંકટ વેઠતા આગળ ચાલ્યા. ડાક્તર બ્રાઈડોન માત્ર સર્વના વિનાશની ખબર લઈ જલાલાબાદ પહોંચી શક્યો; બીજું કોઈ ત્યાં જવા પામ્યું નહિ. જનરલ સેલ જલાલાબાદમાં, અને જનરલ નાટ કંધારમાં બહુ બહાદુરીથી ટકી રહ્યા હતા. તેમની કુમકે જનરલ પોલોકને મોકલ્યો. તેની સ્વારી લાર્ડ આક્લાંદના ગયા પછી થઈ.

ચીનમાં હિંદથી પુષ્કળ અફીણ જતું ને તેથી ચીના લોકની માઠી હાલત થઈ હતી. દેશમાં એ કેફી જણસ આણવાની ચીનના મહારાજાએ મના કરી ત્યારે વેપારીઓ ચોરીથી લઈ જવા લાગ્યા. આ ચોરી અટકાવવામાં ચીની અમલદારોએ ઇંગ્રેજી રૈયતને પીડા અને હાનિ કરી તે માટે લાર્ડ આક્લાંદે જનરલ ગાફની સરદારી નીચે ફોજ મોકલી, ૧૮૪૦. એ સેનાએ ઘણાક વિજય કર્યા તેથી ચીની સરકારે હોંગકોંગ બેટ આપી તથા ચીનનાં ચાર બંદરોમાં વેપાર કરવાની રજા દઈ સંધિ કરી, ૧૮૪૨. એજ વરસમાં લાર્ડ આક્લાંદ સ્વદેશ ગયો અને તેની જગાએ લાર્ડ એલન્બરો નીમાયો.

# प्रकरण १९ मुं.

લૉર્ડ એલન્બરો, લૉર્ડ હાર્ડિંગ, લૉર્ડ દલહુસી. સને ૧૮૪૨ થી ૧૮૫૬ સૂધી.

लॉर्ड एलन्बरो.—એના કારભારમાં ત્રણ મોટા બનાવ બન્યા. ૧ અફગાનિસ્તાનમાં વેર વાળવાની સ્વારી, ૨ સિંધ દેશને જીતી લીધો, ૩ સિંધિઆ જોડે વિગ્રહ.

કાબુલથી પાછી ફરેલી ફોજનો નાશ થયો તેમ ગીજની છોડીને નીકળેલીનો પણ થયો. જનરલ સેલના હાથ તળેનું લશ્કર મહાસંકટો સહન કરી બહુજ બહાદુરીથી જલાલાબાદમાં ટકી રહ્યું હતું. તેની મદદે ખૈબર ઘાટની રાહે જનરલ પોલોક ઘણી મુસીબતે જઈ પહોંચ્યો, અને ત્યાંના શૂરવીરોને બચાવ્યા. બોલોન ઘાટની વાટે જનરલ ઈંગ્લાંદ જઈ કંધારના વીરોને ઉગાર્યા. ત્યારપછી બેઉ ફોજોએ કાબુલ શહેરપર સ્વારી કરી.

સને ૧૮૪૨. માર્ગમાં પુષ્કળ ઝઘડા થયા ને તે સર્વમાં ઇંગ્રેજની ફતેહ થઈ. ૧૮૪૨ ના સપ્તેમ્બરના મધ્યભાગે જનરલ સેલ કાબુલમાં પહોંચ્યો. જનરલ નાટ ગીજનીને જમીનદોસ્ત કરી તેમાં આઠસેં વરસપર મહમુદે હરણ કરેલાં સોમનાથના દહેરાનાં સૂખડનાં બારણાં હતાં તે પાછાં લઇ આગ્રે મોકલાવ્યાં. ગીજનીથી તે પણ કાબુલ ગયો. અકબરખાંએ જેને હવાલે લેડી સેલ વગેરેને સોપ્યાં હતાં તેને લાંચ આપવાથી તેણે તમને છોડી દીધાં. તેમને લઈ વિજયી સેના પાછી વળી. પાછાં ફરતાં તેણે એક જંગલી કામ કર્યું. કાબુલમાં મોટો સુંદર બજાર બાંધેલો હતો તેનો નાશ કર્યો. કાબુલીઓએ વિશ્વાસઘાત, હત્યાદિ મોટા અપરાધ કર્યા હતા તેથી તેઓ સજાને લાયક હતા, પણ શોભાયમાન ઈમારત ઉપર વેર વાળવું એ સુધરેલા શત્રુને ઘટે નહિ.

અફગાનિસ્તાનનો કબજો ન રાખવો અને ત્યાંના રાજકાજમાં હાથ ન ઘાલવો એ દુરસ્ત લાગવાથી દોસ્ત મહમદ તથા બીજા અફગાન કેદીઓ હતા તેઓને તેમને દેશ જવા દીધા. એ વિગ્રહમાં પંદર કરોડ રૂપિઆ ખરચ થયા અને ૨૦ હજાર માણસનાં મરણ થયાં.

અફગાનિસ્તાનનો વિગ્રહ સમાપ્ત થયા પછી સિંધ દેશ ઉપર ગવર્નર જનરલે સ્વારી મોકલી. ત્યાંના હાકિમો અમીર કહેવાતા. દેશ એક અધિપતિને તાબે નહતો. અમીરો બલૂચિસ્તાનથી આવ્યા હતા. અને ૧૭૮૬ માં દેશ જીતી લઇ જીતાયલા લોકપર તેઓ ભારે જૂલમ ગુજારતા હતા. ઇંગ્રેજ જોડે તેમને કદી બનતું નહિ. તેમણે અફગાનિસ્તાનના વિગ્રહમાં ઇંગ્રેજી ફોજને ઘણી હરકત કરી હતી. તેઓ સ્વતંત્ર હતા તેથી સુધરેલી પ્રજાઓના કાયદા પ્રમાણે પોતાના રાજ્યમાં થઈ બીજા રાજાની ફોજને ન જવા દેવાનો તથા વેપાર સંબંધી ઠરાવ કરવાનો તેમનો અધિકાર હતો, માટે એ અમીરોનો મૂલક જીતી ખાલસા કીધો તે ગેરવાજબી કહેવાય, પણ તેથી સિંધના હિંદુ લોક જૂલમથી છૂટચા, ને રૈયતને લાભ થયો. સર ચાર્લ્સ નેપીઅરને ફોજ આપી સિંધ મોકલ્યો. તેની વતી પ્રથમ મેજર ઔટ્રામે હૈદ્રાબાદ જઈ વિષ્ટી ચલાવી, પણ તેથી ટંટો પત્યો નહિ. સિંધી લશ્કરે એકાએક ઔટ્રામ સાહેબના ઉતારા ઉપર હલ્લાં કર્યાં તેથી સમાધાનીની આશા રહી નહિ. સાહેબ બહુ બહાદુરીથી લડી સિંધુ નદીમાં પોતાની આગબોટ હતી તેમાં ગયા. ત્યાર કેડે સેનાપતિ સર ચાર્લ્સ નેપિઅર સૈન્ય સાથે હૈદ્રાબાદ ભણી ચાલ્યો. તે નગરથી ચાર ગાઉપર મિયાની ગામ આગળ અમીરોની એકત્ર થયેલી ફોજ પડી હતી તેમાં જોદ્ધા અને તોપો ઇંગ્રેજી લશ્કરથી બહુ વધારે હતાં. સર ચાર્લ્સે તેની ઉપર હૂમલો કરી તેનો પરાભવ કર્યો. એ હારપછી છ અમીરો શરણે આવ્યા. મીરપુરના અમીર શેર મહમદની પાસે બીજું

બળવાન લશ્કર હૈદ્રાબાદમાં હતું તેને પણ ઇંગ્રેજી સેનાએ હરાવ્યું, અને મીરપુર તથા અમરકોટ લીધાં. આ બંને
ઇ. સ. ૧૮૪૩. જુદ્ધ ૧૮૪૩ માં થયાં. અમીરોને પદભ્રષ્ટ કરી સિંધ દેશ ઇંગ્રેજી રાજ્યમાં ભેળી દીધો.

સિંધ દેશ જીત્યો એટલે ગ્વાલિઅરમાં તોફાન જાગ્યું. દોલતરાવ સિંધીઆ સને ૧૮૨૭ માં અપુત્ર મરણ પામ્યો ત્યારે તેની વિધવા મહારાણી બાઈજા બાઈએ જંકોજીને ખોળે લીધો, ને તે મોટો થતા સૂધી રાજકાજ ચલાવ્યું. જંકોજી ૧૮૪૩ માં વાંઝીઓ મૂઓ ત્યારે તેની ગાદીએ દત્તપુત્રને બેસાડ્યો. એ બાળરાજાની વતી કારભાર ચલાવવાને મહારાણી અને મામાસાહેબ (મયત જંકોજીના મામા) વચ્ચે વિરોધ થયો. ઇંગ્રેજ સરકારના રેસિડંટે મામા સાહેબનો પક્ષ સ્વીકાર્યો. પણ મહારાણીના મિત્રોનું કૌવત વધારે હોવાથી તેનું ચાલ્યું નહિ. રેસિડંટને ટેકો આપવાને લૉર્ડ એલન્બરો અને સેનાપતિ ગાફ સાહેબ સૈન્ય જોડે લઈ ગ્વાલિયર ભણી ગયા. તાબે ન થતાં મરેઠી ફોજ સામી થઈ. મહારાજપુરના રણમાં જંગ મચ્યો તેમાં ઇંગ્રેજને ફતેહ મળી, ૨૯ મી ડિસેમ્બર ૧૮૪૩. એજ
ઇ. સ. ૧૮૪૩. દહાડે પનીઆરનું જુદ્ધ થયું. જનરલ ગ્રેને બીજું લશ્કર આપી બીજી વાટે ગ્વાલિઅર તરફ મોકલ્યો હતો. તેને રોકવાને મરાઠી ફોજનો બીજો ભાગ પનીઆર આગળ પડયો હતો. અહીં પણ ઇંગ્રેજ જય પામ્યો. આ બે હારથી સિંધીઆની તોપો, દારૂ ગોળો, ને દ્રવ્ય ઇંગ્રેજને હાથ ગયાં તેથી તેના કારભારીઓએ ગવર્નર જનરલ જે ફરમાવે તે કરવું કબૂલ કર્યું. લાર્ડ એલન્બરોએ ગ્વાલિયરના રાજનો વહીવટ કરવાનો બંદોબસ્ત કરી તેને ઇંગ્રેજને આધીન માંડળિક રાજ્ય બનાવ્યું.

કંપનીના ડરેક્ટરો અને લૉર્ડ એલન્બરોની વચ્ચે ઘણીક બાબતોમાં મતભેદ પડવાથી સને ૧૮૪૪ માં ડરેક્ટરોએ તેને

રજા આપી અને તેની જગાએ સર હેનરી હાર્ડિંગને નીમ્યો.

લાર્ડ હાર્ડિંગ.—હાર્ડિંગ સાહેબ ૧૮૪૪ માં આવ્યો અને ૧૮૪૮ માં પાછો ગયો. એ અનુભવી શૂરવીર હતો ને યૂરોપમાં લડતાં તેનો એક હાથ કપાઇ ગયો હતો. હિંદમાં આવ્યા પછી સરકારની સારી સેવા બજાવ્યાને સારૂ તેને ઉમરાવ પદવી મળી.

પંજાબના પરાક્રમી મહારાજા રણજીતસીંઘના મરણ પછી ત્યાંના દરબારમાં કાવતરાં અને ખૂન મચી રહ્યાં તેથી રાજ્યની અવ્યવસ્થા થઇ. મરહૂમ મહારાજનો માનીતો પ્રધાન ધ્યાનસીંઘ લુચ્ચો, લોભીઓ, ને ખટપટીઓ હતો. રણજીતસીંઘની પછી તેના કરકસીંઘ નામે નબળા મનના કુંવરને રાજપાટ મળ્યું. તે માત્ર નામનો મહારાજા હતો. ચાર માસ થયા એટલામાં તે એકાએક મૂઓ. કોઈએ તેને વીખ દઈને માર્યો એવું માનવાને મજબૂત કારણો છે. તેના કુંવર નિહાલસિંઘની દુવાઈ તુરત ફરી, પણ તેજ દિવસે તેના ઉપર મોભ પડવાથી તેનો જીવ ગયો. એને મારવાની આ યુક્તિ દુરિજનોએ કરી એમાં શક નથી. એની પછી પ્રધાન ધ્યાનસીંઘે શેરસિંઘને ગાદીએ બેસાડ્યો. શેરસીંઘ અને વજીર વચ્ચે થોડા વખતમાં અણબનાવ થયો. ધ્યાનસીંઘે મહારાજા અને તેના કુંવરના ઘાત કરાવ્યા, સને ૧૮૪૩. હવે સામા પક્ષે ધ્યાનસીંઘને મારી નાખ્યો. આમ મારંમારા થવાથી અરાજ્ય જેવું થઈ રહ્યું. અતિ ગભરાટ અને ગરબડાટમાં રણજીતસિંઘની માનીતી રાણી ચંદાકુંવરના દીકરા દુલિપસીંઘની આણ ફેરવી. રાજા બાળક હોવાથી તેને નામે રાજકાજ ચલાવવાને મુખ્ય શીખ સરદારોની ખાલસા નામે સભા ઠરી. એવી ગોઠવણ થઈ તોપણ ૧૮૪૫ લગી ગેરબંદોબસ્ત અને વિરૂદ્ધ પક્ષોના ઝઘડા જારી હતા. મહારાણી ચંદાકુંવર, તેનો યાર લાલસિંહ, અને ભાઈ જોહારસીંઘ, જમ્મુનો રાજા ગુલાબસીંઘ અને સેનાપતિ ચતરસીંઘ એ મુખ્ય આગેવાન હતા. અંતે લાલસીંઘનું જોર ચાલ્યું

તથી તેને વજીરાત મળી. શીખ લશ્કર બળવાન અને કવાયદ પામેલું હતું તેને ચેન પડે નહિ; રાજ્યકર્તાઓને તેનો ડર લાગ્યો. એ ભયથી છૂટવાનો ઉપાય તેમણે એ કર્યો કે શીખ ફોજને ઇંગ્રેજી રાજ્ય ઉપર સ્વારી કરવા મોકલી.

હાર્ડિંગ સાહેબની ઈચ્છા વધરો ઊઠાવવાની ન હતી, પરંતુ લાહોર દરબારનો આવો મામલો જોઈ સાવચેતી રાખવાની તેને જરૂર પડી. એકાએક શીખ સેના ચઢી આવે તો તેને અટકાવવાને માટે તેણે પંજાબ તરફની સીમા ઉપર જબરી ફોજ ભેગી કરી. શીખ સરકારે આ અગમચેતીને વિગ્ર-

સને. ૧૮૪૫. હનું કારણ માની ૧૮૪૫ ના દિસેમ્બર મહીનામાં સ્વારી મોકલી. શીખ ફોજ સતલજ ઊતરી આ પાર આવી ત્યારે હાર્ડિંગ સાહેબે વિરોધનું જાહેરનામું કરી માં-ડલિક રાજાને મદદે બોલાવ્યા, અને પ્રજાને જણાવ્યું કે વગર વાંકે શીખ ચઢી આવ્યાછે. શત્રુએ ફિરોજપુરમાં રણસ્તંભ રોપ્યો. ત્યાંથી વીસેક મૈલને છેટે મુદકિ નામે સ્થળમાં પહેલી લડાઈ થઈ. ઇંગ્રેજ સેનાપતિ ગાફ સાહેબની પાસે ૧૧૦૦૦ સિપાઈ હતા અને શીખ ફોજમાં ૩૦૦૦૦ સિપાઈ અને ૪૦ તોપો હતી. ૧૭ તોપ ખોઈ શીખ પાછા હઠચા. જલાલાબાદ-માં પ્રખ્યાત થયલો વીર સર રાબર્ટ સેલ એ વેળા રણમાં પડ્યો. ૧૮૪૫.

ગવર્નર જનરલ બીજે દિવસે પોતાની ફોજને આવી મળ્યો, અને મદદગાર સેનાપતિની પદવી ધારણ કરી વિગ્રહનું કામ ચલાવવામાં સામિલ થયો. શીખ ફોજે બીજો મુકામ ફિરોજ-શહેર નામે ગામની પાસે કર્યો. અહીં તેમની ૧૦૦ તોપો અને મોટી ફોજ હતી. ગાફ સાહેબને પણ ૫૦૦૦ માણસની કુમક આવી મળી. એજ માસમાં (દિસેંબરમાં) ત્યાં ભારે જંગ થયો. ૭૦ તોપો જીતી શીખ સેનાને ગાફ સાહેબે હઠાવી. શીખ લશ્કર હાર્યું પણ નાશ પામ્યું કે નાહિંમત થયું નહતું. તેઓ

મુગલ અને મરેઠા જેવા નહતા. ઇંગ્રેજી ફોજનો એક સપ્તમાંશ ભાગ ઘવાણો તથા રણમાં પડ્યો ત્યારે બાકીનો જય પામ્યો. ગાફ સાહેબ પાસે દારૂગોળા ખૂટવાથી તે પાછા ફરેલા દુશ્મનની પૂઠે જઈ શક્યો નહિ તેથી તેઓ સહી સલામત સતલજ ઓળંગી પોતાના મૂલકમાં ગયા. દારૂગોળી પૂરતાં ન હોવાથી ઇંગ્રેજી ફોજ એક માસ નકામી પડી રહી, અને શીખ પાછા સતલજની આ પાર આવ્યા. સર હેરી સ્મિથ તેની સામો ગયો. બદ્દિવાલ આગળ તેને ગુલાબસીંઘ મળ્યો. એ જુદ્ધમાં ઇંગ્રેજને હાનિ પહોંચી. ત્યાર પછી અલિવાળના રણમાં સંગ્રામ થયો તેમાં ઇંગ્રેજ ૫૬ તોપ અને પૂરો જય પામ્યા. જાનેવારી ૧૮૪૬. એથી ગુલાબસીંઘ નાહિમ્મત થઈ વષ્ટિ ચલાવવા લાગ્યો, ને સતલજની આ પારનાં શીખ રાજ્યો ઇંગ્રેજના પક્ષમાં ઊતર્યાં. ઈ. સ. ૧૮૪૬.

સર હેરી સ્મિથ અને સર હ્યુ ગૉફની ફોજો એકઠી થઈ સતલજ ઓળંગવાને ચાલી. તેને અટકાવવાને સોબ્રોન નામે જગા આગળ શીખ સૈન્ય મોરચા બાંધી પડ્યું હતું. ઇંગ્રેજી ફોજે તેના ઉપર હલ્લાં કર્યાં. સેનાપતિ તેજસિંઘે વગર લડે નાશી નામ બોળ્યું; પણ વૃદ્ધ શામસિંહ શ્વેત વસ્ત્ર ધારણ કરી બહુ બહાદુરીથી વઢ્યો. તેણે ગુરૂની લાજ રાખી. તેનું શૂર જોઈ હજારો શીખ જોદ્ધા મરણીઆ થઈ લડ્યા; શામસીંઘની આસપાસ મડદાંના ઢગલા થયા. બેઉ તરફ હજારો શૂરવીરો રણમાં પડ્યા. શીખ લશ્કરને જોઈએ તેવા સરદાર નહતા. અંતે શામસીંઘ પડ્યો ને શીખ પાછા હઠ્યા. સતલજ ઓળંગતાં ઇંગ્રેજની તોપથી હજારો મુઆ. ફેબરવારી, ૧૮૪૬. આ મોટી હારથી શીખ ફોજનું બળ તૂટ્યું. ઇંગ્રેજી ફોજ સતલજ ઊતરી લાહોર ભણી ગઈ. શીખ રાજ્યની વતી ગુલાબસીંઘે સંધિની અરજ કરી; બાળરાજા દુલિપસિંઘ ગવર્નર જનરલને શરણે આવ્યો, ને લાહોર ગઢનો કબજો ઇંગ્રેજી લશ્કરે કર્યો. બે સરકારો વચ્ચે એવી શ-

રતે સલાહ થઈ કે સતલજ અને બિઆસની મધ્યે જાલંધર દોઆબનો પ્રાંત છે તે તથા વિગ્રહનો ખરચ શીખ રાજાએ ઇંગ્રેજને આપવો; લાહોરની ગાદીએ દુલિપસીંઘ રહે અને તે ઉમરે આવે ત્યાર સૂધી મંત્રીમંડળ નીમાય તે હરેક બાબતમાં બ્રિટિશ રેસિડંટની આજ્ઞા પ્રમાણે વર્ત્તે; રાજ્યના રક્ષણને વાસ્તે લાહોરમાં ઇંગ્રેજી ફોજ રહે. આ કરાર પ્રમાણે વિગ્રહના ખરચને પેટે આપવાનાં નાણાં શીખ દરબારને ન મળવાથી કાશ્મીર અને હજારા પ્રાંતો ઇંગ્રેજે રાખ્યા, અને પાછળથી એક કરોડ રૂપિએ કાસ્મીર દેશ ગુલાબસીંઘને વેચાતો આપ્યો, ૧૮૪૬. આ જય માટે પાર્લેમેંટે ફોજને સાબાશી આપી. દરેક સિપાઇને ૧૨ માસનું થાય તેટલું વધારે ભાથું માન્યું; હાર્ડિંગ તથા ગાફ સાહેબને ઉમરાવ પદવી અને જનરલ સ્મિથને બારોનેટનો ઈલકાબ માન્યા.

આ વિગ્રહ પછી હિંદમાં બે વરસ લગી શાંતિ રહી. એ અરસામાં લાર્ડ હાર્ડિંગે ક્રૂર રિવાજો બંધ પાડવાનાં દયાળુ કામ મનપર લીધાં. ફાંસીઆ ઠગ અને સતીને નામે વિધવાહત્યા હજી કેટલાક ભાગમાં જારી હોવાથી તે બંધ પાડવાની તાકીદ કરી. દીકરીઓને દૂધ પાતી કરવાનો દુષ્ટ ચાલ કેટલીક વર્ણોમાં હતો તે નાબૂદ કરવાનો અને ઓઢીઆમાં, ગોંદવાનામાં, અને મધ્ય હિંદનાં વનોમાં વસનારા અસુધરેલા લોકમાં નરમેધ કરવાનો ચાલ અટકાવવાનો બંદોબસ્ત કર્યો. રાહદારીનું હાંસલ રદ કરી તે ઉઘરાવવાનાં નાકાં ઊડાડી નાખ્યાં, તેથી વેપારને ઉત્તેજન માન્યું. વાયવ્ય પ્રાંતોના ભલા મદદનીશ ગવર્નરે રૂર્કીમાં શિલ્પશાળા ( ઇંજીનીઅર શાળા ) કરી હતી તેને આશ્રય આપ્યો; તાજમહાલ વગેરે સુંદર જૂનિ ઈમારતોને સમ કરાવી લૉર્ડ હાર્ડિંગ ૧૮૪૮ ના આરંભમાં સ્વદેશ સિધાવ્યો.

**લૉર્ડ દલહુસી**—સદરહુ સાહેબની પછી ૧૩ મો ગવર્નર જનરલ લૉર્ડ દલહુસી નીમાયો. એણે ૧૮૪૮ થી ૧૮૫૬ સૂધી કામ

ચલાવ્યું. એના કારભારમાં ચાર મોટા બનાવ બન્યા, ૧ શીખ લોક જોડે બીજી વારનો વિગ્રહ; ૨ બ્રહ્મદેશ સાથે બીજી વારનો વિગ્રહ; ૩ અયોધ્યા, નાગપુરાદિક દેશી રાજ્યોને ઇંગ્રેજી રાજ્યમાં ભેળી દેવું; ૪ રેલવે, તાર, વગેરે સુધારાનું દાખલ થવું. નવો ગવર્નર જનરલ ભરતખંડમાં આવ્યો ત્યારે તેને આશા હતી કે સલાહ શાંતિમાં રૈયતની આબાદી વધારવાપર લક્ષ આપી શકાશે, પણ શીખ લોકે તેમ થવા દીધું નહિ.

૧૮૪૮ માં લાહોર દરબારની વતી મુલતાનનો હાકેમ દિવાન મૂળરાજ નામે શીખ સરદાર હતો તેણે રાજીનામું આપ્યું. તેની જગાએ જે કામદારની નીમણુક થઈ તે તેના ઓધાપર ગયો એટલે મુલતાનની શીખ ફોજે ફીસાદ ઊઠાવ્યો, ને એ કામદારની હારે બે ઇંગ્રેજ નાયકો હતા તેમને મારી નાખ્યા. મૂળરાજે ખૂન કરનારાને સરપાવ દીધા અને યુદ્ધનો રણસ્થંભ રોપ્યો. એ સમાચાર પ્રસરતાં વારને શીખ સિપાઈ અને સરદારો ઠેકાણે ઠેકાણે ટોળે મળી ઇંગ્રેજ જોડે વઢવાને સજ થયા. લેફ્ટેનેન્ટ એદવર્ડ નામે જુવાન નાયક મુલતાનની પડોશમાં હતો તે ચતુર, ઉત્સાહી, અને દૃઢ મનનો હતો. ન ગભરાતાં તેણે પઠાણ અને બલૂચી સિપાઈને તુરત નોકરીમાં રાખી ફોજ ઊભી કરી, ને ભાવલપુરના નવાબે તેને કુમક આપી. મૂલરાજના લશ્કરને તેણે બેવાર હરાવ્યું અને મુલતાનને ઘેરી લીધું. જનરલ વીષ દિસેમ્બર માસમાં તેને આવી મળ્યો. હવે ત્યાં ૧૫૦૦૦ બ્રિટિશ અને ૧૭૦૦૦ માંડળિક રાજાના જોદ્ધા ભેગા થયા. પણ શેરસીંઘ નામે શીખ સરદાર એ લશ્કરથી છૂટો પડી સામી બાજુએ ગયો તેથી મુલતાનપર તુરત હૂમલો થઈ શક્યો નહિ.

ઈ. સ. ૧૮૪૮.

લાહોરમાં પણ ફિતૂરની ગરબડ થઈ રહી. લૉર્ડ ગૉફે ફીરોજપુરમાં ઇંગ્રેજી લશ્કરને એકઠું કર્યું. રામનગર આગળ શેરસીંઘ, ચતરસીંઘ અને બીજા શીખ નાયકો મોટી ફોજ સાથે

છાવણી કરી રહ્યા તેમની જોડે વઢવાને લૉર્ડ ગૉફ આવ્યો. રામનગર આગળ બે સૈન્યો વચ્ચે નાનો હાથ થયો. શીખ ફોજને મુકામ ઊઠાવી ચિનાબને બીજે કાંઠે જવું પડ્યું.
સ. ૧૮૪૯. ૧૮૪૯ના જાનેવારીમાં બહુ મારામારી થયા કેડે મુલતાન જીતાયું. એજ મહીનામાં ચિલિઅનવાળાના રણમાં લાર્ડ ગૉફ અને શેરસીંઘ વચ્ચે ભારે સંગ્રામ થયો. ઇંગ્રેજી ફોજ લાંબી કુચ કરી ત્યાં પાછલે પહોરે થાકેલી આવી. અને જે જગાએ તેને ગોઠવી તે જગા વઢવાને પ્રતિકૂળ હતી તેમ છતાં લૉર્ડ ગૉફે એકદમ હલ્લાં કરવાને ફરમાવ્યું. ફુંકથી ફોતરાં ઊડે છે તેમ અદ્યાપિ ઘણું કરી હિંદનાં મુસલમાની અને હિંદુ લશ્કરોને ઇંગ્રેજી સેના ઝપાટાબંધ ઊડાવતી. લાર્ડ ગૉફ પણ એવી આશાએ શીખ ફોજ ઉપર ધસ્યો, પણ શીખ જોદ્ધા મુસલમાન કે મરેઠા જેવા બીકણ નહતા. તેઓ ધીરજથી ઠરીને જોસબંધ વઢ્યા. બેઉ તરફ ઘણા માણસનો ઘાણ વાળ્યો. ઇંગ્રેજને નામનો જય મળ્યો, પણ હાનિ ઘણી થઈ. એમ મેળવેલી બીજી ફતેહ પોતાની ફોજનો નાશ કરે. રાત્રીએ છાવણી પાછી હઠાવવાનો હૂકમ લાર્ડ ગૉફે કર્યો. આ મોંઘી અને શક ભરેલી ફતેહથી હિંદ અને ઇંગ્લાંડમાં ઇંગ્રેજોનાં મન વ્યાકુળ થયાં. લૉર્ડ ગૉફને માથે ઉદ્ધતાઈનો દોષ આવ્યો. તેના અવિચારથી આ ખરાબી થઈ એવો આરોપ તેને શિર મૂકી તેને સરકારે નોકરીથી દૂર કર્યો, અને તેની જગાએ સિંધ જીતનાર સર. ચા. નેપીઅરને નીમ્યો. પણ સર. ચા. નેપીઅર ઇંગ્લાંડથી આવી પહોચ્યો ત્યાર પહેલાં તો લૉર્ડ ગૉફે ગૂજરાતના રણમાં શીખ સેનાને એવી ભારે હાર પહોંચાડી કે વિગ્રહનો અંત આવ્યો, ફેબરવારી ૧૮૪૯. બાકી રહેલી શીખ ફોજે ઇંગ્રેજને શરણે આવી શસ્ત્ર આપી દીધાં. દોસ્તમહમદે અફગાન સ્વારોને શીખની કુમકે મોકલ્યા હતા તેમને ઇંગ્રેજી લશ્કરે હાંકી કહાડ્યા. માર્ચ માસમાં શીખ રાજા દુલિપસિંહને પેન્શન આપી પંજાબ દેશને ખાલસા

રાજ્યમાં ભેળ્યો. જૂના પ્રાંતોને માટે રચેલા કાયદા ત્યાં ન ચલાવતાં સ્વેચ્છિક વહીવટ દાખલ કર્યો.

સને ૧૮૫૨ માં બ્રહ્મદેશ જોડે બીજી વારનો વિગ્રહ થયો. આવાના દરબારે ગર્વથી ફાટી ઇંગ્રેજ સરકારનું અપમાન કર્યું, અને તેના નોકરોએ ઇંગ્રેજી રૈયતને પીડી. એ માટે ઇંગ્રેજી સેના તેના મૂલક ઉપર ચઢી, અને છ માસમાં તેને નમાવ્યો. ૧૮૨૬ માં જે પ્રાંતો આપ્યા હતા તેમાં પેગુ ઉમેરી તેણે સંધિ કરી. જૂન, ૧૮૫૩. ઈ. સ. ૧૮૫૨.

સને ૧૮૫૩ ના દિસેમ્બર માસમાં નાગપુરનો મરેઠી રાજા અપુત્ર મૂઓ તેથી તેનું રાજ્ય લાર્ડ દલહુસીએ ઇંગ્રેજી મૂલકમાં ભેળી દીધું. એ ગવર્નર જનરલે આ નવો ધારો પાડ્યો. ૧૮૫૬ માં તેણે અયોધ્યાના નાલાયક પાદશાહને પકડી લાવી કલકત્તાના કિલ્લામાં રાખ્યો, અને તેના રાજ્યને ખાલસા કર્યું. એમ એક પછી એક દેશી રાજ્યોને ગળી જવાથી દેશી રાજ્યકર્ત્તાઓના પેટમાં ફાળ પડી. ઈ. સ. ૧૮૫૩.

૧૮૫૩ માં કંપની બહાદુરના પટાની મુદ્દત પૂરી થવાથી પાર્લમેંટે કેટલોક ફેરફાર કરી નવી સનદ આપી. ડરેકટરો ૩૦ હતા તેના ૧૮ કર્યા, ને એ ૧૮ માંના છ ગાદીપતિ નીમે. સિવિલ સર્વિસમાં દાખલ થવાને પરીક્ષા ઠરાવી. એ પરીક્ષા આપવા જવાની બધી રૈયતને છૂટ આપી, ને પરીક્ષાનાં પરિણામ પ્રમાણે નોકરી મળે. બંગાળા ઈલાકાને માટે લેફ્ટેનેન્ટ ગવર્નર (મદદનીશ ગવર્નર) ઠરાવ્યો. કલકત્તા, મુંબાઈ, અને મદ્રાસમાં સદરઅદાલત અને સુપ્રીમ કોર્ટો જૂદી હતી તેઓને ભેળી દીધી. આ સિવાય આ કાર્કિર્દીમાં રેલવે અને તાર ચાલુ થયા. ૧૮૫૩ માં ભરતખંડમાં પ્રથમ રેલવે બંધાઈ. કેળવણી ખાતામાં પણ વધારો થયો. સડકો, પૂલ, બરાક વગેરે સરકારી ઈમારતો બાંધવાના મનસુબા થયા અને તે સારૂ નાણાની મોટી ઈ. સ. ૧૮૫૩. ઈ. સ. ૧૮૫૩.

રકમો કરજે લીધી. ગુનો મનાવવાને માર મારવાની કે તે માટે હરકોઈ બીજી રીતે જૂલમ કરવાની તથા વેઠ કરાવવાની મના થઈ. આઠ વરસ અમલ કરી સને ૧૮૫૬ ના માર્ચ મહીનામાં લાર્ડ દલહુસી સ્વદેશ ગયો.

---

## प्रकरण २० मुं.

લૉર્ડ કાનિંગ. લૉર્ડ એલજીન. સર જાન લૉરેન્સ. લૉર્ડ મેયો. લૉર્ડ નૉર્થબ્રુક. લૉર્ડ લિટન. ૧૮૫૬ થી ૧૮૭૮ સૂધી.

लार्ड कानिंग.—આ ગવર્નર જનરલ ૧૮૫૬ ના ફેબરવારીની આખરે કલકત્તે આવ્યો. એના સમયમાં મોટા ૪ બનાવ બન્યા. ૧ ઈરાન દેશ જોડે વિગ્રહ; ૨. ચીન જોડે વિગ્રહ; ૩ દેશી ફોજનો બળવો; ૪ પાર્લેમેંટે કંપની સોડેથી રાજકારભાર લઈ ગાદીપતિને સોંપ્યો.

સને ૧૮૩૭ માં હેરાત ગઢ જીતવામાં ઇંગ્રેજે ઈરાની શાહને ખાળ્યો હતો ત્યારથી તે ગુસ્સે થયો હતો. એ ક્રોધ વધતો ગયો. ઈરાની સરકારને ટાઢા પાડવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો; તેણે ઇંગ્રેજી રૈયતનું અપમાન કર્યું, ને વિરોધ વધાર્યો. જનરલ સર જેમ્સ ઑટ્રામને લશ્કર આપી ઈરાની શાહનો ગર્વ ઊતારવાને મોકલ્યો, ફેબ્રુવારી ૧૮૫૭. એજ માસમાં ઈરાની લશ્કરનો પરાજય થયો. એક માસમાં ઝઘડાનો અંત આવ્યો. ઈરાની શાહે માફ માગી, અને હેરાત તથા અફગાનિસ્થાન ઉપર દાવો કરવો નહિ એવી કબૂલાત આપી એટલે ઇંગ્રેજે સલાહ કરી. ૧૮૫૭ ના માર્ચ મહીનામાં પારિસમાં સંધિના કરાર થયા.

ઈ. સ. ૧૮૫૭.

ઇંગ્રેજને માઠું લાગે એવું ચીની સરકારે કર્યું માટે ઇંગ્લાંડથી લાર્ડ એલ્જિનની સરદારી નીચે ફોજ ચીનપર ચઢી. ઇંગ્રેજી સેના ફતેહ પામી. કન્તાનના સૂબેદારે ઇંગ્રેજ વેપારીઓ ઉપર

હૂમલો કરાવ્યો હતો તેને પકડી કલકત્તે મોકલ્યો. વેપાર કરવાની જે છૂટ ઇંગ્રેજ માગતો હતો તે આપી ચીની મહારાજે સલાહ કરી. આ સ્વારી હિંદ ખાતે થઈ ન હતી. હિંદમાં બંડ થયું તે સમાવવાને લાર્ડ એલ્જિને એમાંથી ઝટ ફોજ મોકલી ગવર્નર જનરલને મદદ કરી.

સને ૧૮૫૭–૫૮ માં બંગાળા ઈલાકાની દેશી ફોજે બળવો ઊઠાવ્યો તેથી ભારે હાની થઈ. કેટલાક વખતથી એ લશ્કરમાં બેદીલી પ્રસરેલી હતી. એ બેદીલીનાં મુખ્ય કારણ—૧. સને ૧૮૫૬ માં એવો નિયમ સરકારે કર્યો કે જ્યાં મોકલે ત્યાં જઈ નોકરી બજાવવાની શરતે સઘળા સિપાઇને રાખવા; ૨. દેશી અધિપતિઓ વાંઝીઆ મરે કે બદ ચાલ ચાલે તેમનાં રાજ્યો ખાલસા કરવા માંડ્યાં તેથી રાજા રજવાડાના અને લોકના પેટમાં ધાસ્કો પડ્યો, અને ઇંગ્રેજ પરથી ભરોસો ઊઠી ગયો; ૩. વળી વાતો ચાલી કે હિંદુ અને મુસલમાન એ બેઉના ધર્મનો નાશ કરી બંનેને વટાળી ખ્રિસ્તી કરવા ઇંગ્રેજ સરકાર ધારે છે. આ છેલ્લી વાત કેવળ જૂઠી હતી, તોપણ હિંદુ મુસલમાન સિપાઈએ તે ખરી માની, અને તેથી તે ઘણા નારાજી થયા. મુસલમાન ફકીરો અને હિંદુ જોગીઓ તથા તેમનો વેશ લઈ બીજાઓ આ વાતો ઠેર ઠેર કરવા લાગ્યા. આવી ગપ્પોથી સરકારી સિપાઈનાં જીવને ઉચાટ થવા લાગ્યો. મતલબીઆ માણસોએ એને ઉત્તેજન આપ્યું. હલકા વર્ગના અને હીણકમાઉ આદમીઓ ઊથલપાથલથી લૂટ મળશે એવું ધારી, તથા દિલ્હીનો નામનો પાદશાહ, તેના પુત્રો, બાયલા બાજીરાવનો દત્તક ધુન્ધુપંત ( નાનાસાહેબ ), અજોદ્ધાની બેગમ, જહાન્સીની રાણી, વગેરે રાજ ખોઈ બેઠેલા રાજવંશીઓ પોતાનાં રાજ્યો પાછાં મેળવવાની આશાએ ફિતૂર ઊઠાવવામાં સામિલ થયા. ઇ. સ. ૧૮૫૭.

સને ૧૮૫૭ના આરંભમાં હિંદી ફોજમાં નવી એન્ફીલ્ડ બં-

ક દાખલ કરી. આગલી બંદૂકોમાં પ્રથમ દારૂ (બારૂત) નાખતા, પછી તે ગડબતા, ને છેલ્લે ગોળી નાખતા. એથી છોડતાં વાર લાગતી. એન્ફીલ્ડમાં એ ત્રણ ક્રિયાને બદલે કાર્ટ્રીજ નાખવાની છે. એ કાર્ટ્રીજને બંદૂકમાં નાખ્યા પહેલાં એક હાથમાં બંદુક હોવાથી બીજા હાથ અને દાંતવડે ખોલવી પડેછે. બળવો કરવાને ઈચ્છનારા માણસોએ સિપાઈને ભમાવવાને ખોટી વાતો ફેલાવી કે દાંતવતે ખોલવાની જગાએ ડુક્કરની અને ગાયની ચરબી ચોપડી છે કે તેથી મુસલમાન અને હિંદુ ધર્મભ્રષ્ટ થાય. મૂર્ખ અભાગ્યા સિપાઈ આ ગપ પણ ખરી માનવા લાગ્યા. ૧૯ મી બંગાળી પલટણ બરાનપુરમાં હતી તે પહેલવહેલી સામી થઈ. તેને તોડી નાખી. ત્યાર પછી બરાકપુરની પલટણે બેદીલી દર્શાવી. એમ ધૂમાતાં ધૂમાતાં ૧૦ મી મે

ઈ. સ. ૧૮૫૭. ૧૮૫૭માં મીરઠમાં બંડરૂપી આગનો ભભૂકો ઊઠ્યો. ત્યાં કેટલાક સિપાઈએ કાર્ટ્રીજ વાપરવાની ના કહી તેથી તેમને કેદ કર્યા. બંડ ઉઠાવી તેઓ અટક્યા નહિ. ઇંગ્રેજના દેશી સિપાઈ તેમના પોશાક, હથીઆર, અને કવાયતથી સુધરેલા જેવા જણાતા પણ તેઓ સુધરેલા ન હતા. તેમનાં મન બીલકુલ કેળવાયલાં ન હતાં. અર્વાચીન યુદ્ધકળા તેમને શીખવી હતી; પણ તેઓને સુનીતિની કેળવણી જરાએ આપી ન હતી. તેઓનાં હૃદય વાઘનાં જેવાં નિર્દય હતાં. વિગ્રહના સુધરેલા કાયદાથી તેઓ અજાણ્યા હતા. તેઓના સ્વભાવ જંગલી હતા. બંડની જોડે તેમણે અબળા નારીઓ અને બાળકોની હત્યા કરી સ્વદેશ અને સ્વધર્મને નામોશી લગાડી. તેઓ અને તેઓના આગેવાનો રાજ્ય ચલાવવાને અશક્ત અને અયોગ્ય હતા. મીરઠના બળવાખોરો યૂરોપી પુરૂષ, સ્ત્રી, કે બાળક જે હાથ આવ્યું તેનું ખૂન કરી દિલ્હી ગયા. મીરઠમાં યૂરોપી ફોજ હતી પણ ત્યાંના ઘરડા અને અશક્ત જનરલે તેનો ઉપયોગ કર્યો નહિ. એની બેવકૂફી તથા સુસ્તીથી ઉત્તેજન પામી બળવા-

ખોરોએ દિલ્હીમાં પણ જે યુરોપી માણસો હાથ આવ્યાં તેમના પ્રાણ લીધા, ૧૧ મી મે ૧૮૫૭. દિલ્હીમાં શસ્ત્રભંડાર હતો તેનો બચાવ નવ ઇંગ્રેજ જોદ્ધાએ ઘણીજ બહાદુરીથી કર્યો. ભરતખંડની આ જૂની રાજધાની બળવાખોરોને હાથ ગયાની ખબર જાણી બંગાળા ઈલાકાની તથા વાયવ્ય પ્રાંતોની પલટણો ફરી ગઈ. નિમકહરામ થઈ ફરી ગઈ એટલુંજ નહિ, પણ ઘણીક પલટણોએ પોતાના યૂરોપી નાયકોનાં ખૂન કર્યાં, અને મડમો તથા તેમનાં બાળકોની તથા જે બીજા સાહેબ પકડાયા તેમની હત્યા કરી. આ મહાપાપી કર્મ કરવામાં હિંદુ અને મુસલમાન બંને ધર્મના સિપાઈએ પોતાની જાત અને પોતાના ધર્મને એબ લગાડી માણસાઈ મૂકી તેઓ દૈત્ય અને ઘાતક પશુ બન્યા. ખાનપુરમાં ( કાનપુરમાં ) જે દેશી પલટણો હતી તેમણે બંડ કરી પોતાના યૂરોપી સરદારો અને તેમનાં કુટુંબોને ઘેરી લીધાં. ઘેરાયલા બહાદુરોએ અતિ શૂર દર્શાવી, લડવાનાં સાધનો નહિ છતાં ૬ ઠી જુનથી ૨૭ મી જુન લગી પોતાનું રક્ષણ કર્યું. અહીં બળવાખોરોનો ઉપરી નાના સાહેબ ( મયત બાજીરાવ પેશ્વાનો દત્તક ) નામે દક્ષણી બ્રાહ્મણરૂપે રાક્ષસ હતો. અજીમસુલ્લાહ નામે ચંડાળ મુસલમાન તેનો મંત્રી હતો, અને તાતીઆ ટોપી વગેરે બીજા તેના સાથી હતા. નાનાસાહેબે ઘેરાયલા સાહેબોને તથા તેમનાં બૈરાંછોકરાંને સહીસલામત અલાહબાદ પહોંચાડવાનું વચન આપવાથી તેઓ હથીઆર છોડી શરણે આવ્યાં. એમને નાવડામાં બેસાડી લઈ જવા લાગ્યા તેવામાં બંડખોરોએ તેમના ઉપર બંદૂકો છોડી. દુષ્ટ નાનાએ એમ કરવાનો હૂકમ આપ્યો કહેવાયછે. ઘણાક ઇંગ્રેજો ગોળીથી હોડીઓમાં મુઆ. જેઓ એમ મુઆ નહિ તેઓને, મડમોને, તથા બાળકોને પકડીને એક નાના ઓરડામાં પૂરી કાપી નાખ્યા, ને તેમનાં અંગના કકડા કરી કૂવામાં નાખ્યા. માત્ર ચાર જણ મહા મુસ્કેલીથી નાશી છૂટ્યા.

ઈ. સ. ૧૮૫૭.

આ મોટા બળવાથી આખા બ્રિટિશ રાજ્યમાં હાહાકાર થઈ ગયો, અને ઇંગ્રેજનાં બૈરાંછોકરાંની ક્રૂર કત્તલની વાતો સાંભળી ત્રાસ ઊપજ્યો. સંકટને સમયે દૃઢ અને જાગરૂત એવા ઇંગ્રેજ લોક એ દુષ્ટોને પૂરા પડ્યા. એ દૈત્યોનો નાશ તેમણે થોડા વખતમાં મોટા ધૈર્ય અને ચતુરાઈથી કર્યો. સર જાન લૉરેન્સ એ વેળા પંજાબનો હાકિમ હતો તેણે ઘણી હોશીઆરીથી પંજાબને બચાવ્યું એટલુંજ નહિ, પણ ત્યાંથી એજ વખતે જબરી કુમક મોકલી. શીખ સરદારોએ પોતાની લાયકી બતાવી દીલોજાનથી સરકારને મદદ કરી; પંજાબમાં જે દેશી પલટણો બેદીલ જણાઈ તેનાં હથીઆર લઈ તેને રજા આપી. અલીમર્દાનની છાવણીમાં ઘોડેસ્વાર પલટણ હતી તેણે બળવો કરવાની નિશાની બતાવી કે તેનાં શસ્ત્ર લઈ તેનો નાશ કર્યો. આગલી શીખ ફોજના જોદ્ધા બેરોજગારી હતા તેમને નોકરીમાં રાખી નવી શીખ પલટણો ઊભી કરી.

હિંદુસ્તાનમાં બહાદુર જનરલ હેવલાક અને કર્નલ નીલ ખાનપુર ઉપર ચઢ્યા. જુલાઈ માસમાં ત્યાંની બંડખોર ફોજને હરાવી હેવલાક સાહેબ લકનાવ (લકનોર) માં ઘેરાયલા સાહેબોની વારે ધાયો, અને નીલ સાહેબ ખાનપુરના ખૂનીઓને સજા કરવાને ત્યાં રહ્યો.

જનરલ હેવલાકની સામા બળવાખોરો ઘણી હિંમતથી વઢ્યા, પણ અંતે તેમના મધ્યે ઘૂશી તેણે પોતાના ઘેરાયલા સ્વદેશીઓને મદદ પહોંચાડી. ઇંગ્રેજોએ ઠામ ઠામ આ મોટા ભયના વખતમાં જે ધૈર્ય, સમયસૂચકતા, કૌશલ્ય, અને શૂરવીરપણું દેખાડ્યું તે ખરેખરાં આશ્ચર્યકારક હતાં. એથી તેમનું રાજ્ય રહ્યું. હિંદુસ્તાનમાં જ્યાં જ્યાં દેશી પલટણોની છાવણીઓ હતી ત્યાં અને કાશી વગેરે મોટાં નાનાં શહેરોમાં બંડખોર સિપાઈ કે તેમના પક્ષકારો ઊઠયા, ત્રીજોરીઓ અને કિલ્લા કબજે કર્યા, અને બહાદુરીથી લડયા, પરંતુ સુધરેલી રીત રાજ્ય ચલાવવા-

ની ચતુરાઈ તેમનામાં ન હતી. તેઓ અજ્ઞાન હતા. જો તેઓ ફતેહ પામ્યા હોત તો આપણા દેશની માઠી વલે થાત. ઇંગ્રેજી અમલ બેસવાની લગભગમાં જે દુઃખદાયક અવ્યવસ્થામાં દેશ હતો તેવીમાં પાછો પડત, અને અર્વાચીન વિદ્યા હુનરથી લોક અજાણ્યા રહી વધારે મૂર્ખ અને ખાખાવિખી થાત, હિંદી પ્રજાને અને ઇંગ્રેજને સુભાગ્યે તેઓમાં શિવાજી કે ક્લાઈવ જેવા બુદ્ધિવાન સેનાપતિ અને નાયકો નહતા, અને ઘણું કરીને દેશી રાજા અને તેમના કારભારી વધારે વિચારવંત હોઈ બળવામાં સામિલ થયા નહિ, અને લોકનો મોટો ભાગ તેમાં ભળ્યો નહિ.

દિલ્હીમાં બંડખોર લશ્કરનું બળ વિશેષ હતું. ત્યાં તેમની અને ઇંગ્રેજી ફોજની વચ્ચે જબરા જંગ થયા. સપ્ટેંબર માસમાં ભારે લડત લડી ઇંગ્રેજે તે શહેર જીત્યું અને પાદશાહને પકડ્યો. ઇંગ્લાંડથી હજારો જોદ્ધા અત્રે આવવા નીકળ્યા હતા તેમના આવ્યા પહેલાં આ મોટો જય મેળવ્યો. દિલ્હીથી બીજે દરજે લકનોરની લડાઈ હતી. બળવાખોર પલટણોએ તેને હજી ઘેરેલું હતું. અયોધ્યા પ્રાંતમાં ત્યાંના પદભ્રષ્ટ પાદશાહની મા ઉપરી હતી. બેગમ બંડમાં ભળવાથી ત્યાંના તાલુકદારો પણ ભળ્યા. ઇંગ્લાંડથી નવો સેનાપતિ સર કોલિન કેમ્પબેલ (પછી લાર્ડ કલૈડ) આવ્યો તેણે ૧૮૫૮ ના માર્ચ મહીનામાં લકનોર ઘેરનારા બંડખોરોને હરાવી વિખેરી નાખ્યા અને આખો અયોદ્ધા પ્રાંત વશ કર્યો.

૧૮૫૭ ના અકટોબરમાં ગ્વાલિયર કંટિંજંટ
ફોજે બળવો કર્યો. મહારાજા સિંધીઆની બીજી ૧૮૫૭.
ફોજ પણ ફરી ગઈ અને તેને આગ્રે નાશી જવું પડ્યું.
આ બંડ તોડવાને સર હ્યુ રોજ મુંબાઈથી લશ્કર લઈ ચઢ્યો, અને
૧૮૫૮. બળવાખોરોમાં તાત્યા ટોપી નામે ચપળ નાયક હતો
તેને તથા ઝાન્સીની બહાદુર રાણીને એણે જીત્યાં. કાલ્પીમાં

દારૂ ગોળાનો મોટો ભંડાર હતો તે રોજ સાહેબે મે માસમાં લીધો. ઝાન્સીગઢ મજબૂત હતો અને તેની રાણીએ શૂરવીરપણે તેનો બચાવ કર્યો. પણ અંતે તેણીને નાસવું પડ્યું. ગ્વાલીઅરનો બચાવ કરતાં તે બાઈ રણમાં પડી. ગ્વાલીઅર જીતી ત્યાં સીંધીઆને રાજ્યાસને પાછો બેસાડયો. તાત્યા ટોપી પકડાયો, ને ખાનપુરમાં ખૂનો કરવામાં સામિલ હતો માટે તેનો ન્યાય કરી સરકારે તેને ફાંસી દીધી. એ તાત્યો ગૂજરાતમાં આવ્યો હતો પણ કોઈ રાજા કે લોકની તેને મદદ મળી નહિ. અમદાવાદના કાંપમાં કેટલાક સિપાઈ બંડ કરતા પકડાયા તેમાંના કેટલાકને તોપને ગોળે ઉરાડયા.

દરેક જગાએ બંડખોરો હાર્યા, અને તેમણે કબજે કરેલા કિલ્લા, શહેરો અને પ્રાંતો ઇંગ્રેજ સરકારને હાથ પાછા આવ્યા. આ બળવાના સમયમાં ગવર્નર જનરલ લાર્ડ કાનિંગની ચાલ વખાણવા જોગ હતી. માણસનાં ખરાં લક્ષણ સંકટના વેળાએ જણાયછે. કોઈ અસાધારણ બનાવ બનેછે ત્યારે તેના સંબંધમાં આવેલા કે તેમાં ફસાયલા આદમીની પરીક્ષા થાયછે. દિલ્હી ખાનપુરાદિક સ્થળોમાં ઘણાક બળવાખોરોએ ચંડાળ કર્મો કર્યાં. તે રાક્ષસોએ અબળાના અને બાળકોના પણ પ્રાણ લીધા. એથી ઘણાક ઇંગ્રેજોએ ભારે ક્રોધના આવેશમાં ન્યાય, ક્ષમા, અને દયા એ દેવતાઈ ગુણોને વિસારી દીધા. લાર્ડ કાનિંગે, વેરભાવને વશ ન થતાં, એ દેવતાઈ ગુણો ધારણ કર્યા. તેના સ્વદેશીઓએ તેની બહુ નિંદા કરી, ઘણી હાંસી કરી, પણ તેથી તે ડગ્યો નહિ. જેઓ હત્યા કરવામાં સામિલ હતા તેમનો ઈન્સાફ કરી યોગ્ય સજા કરવાની તેણે આજ્ઞા આપી, પણ બાકીના જે લાખો માણસ ભૂલા પડી ફિતૂરમાં ભળ્યા હતા તેમને માફી બક્ષી. ધન્ય છે એવા સજ્જનને! એણે હજારો આદમીના પ્રાણ ઉગાર્યા. જે જે દેશી રાજા, નવાબ, વગેરે હાકેમો ઇંગ્રેજ સરકારના પક્ષમાં રહ્યા હતા તેમને દત્તપુત્ર લેવાના,

તેમના વંશમાં તેમની ગાદીઓ કાયમ રહે તેવા, અને બીજા હકોની સનદો એ મહાપુરૂષે મોકલી સર્વને રાજી કર્યા.

ઈ. સ. ૧૮૫૮. આ બળવો શમ્યા પછી પાર્લમેંટે હિંદનું રાજ્ય ઈસ્ટ ઈન્ડિઆ કંપની પાસેથી લઈ ઇંગ્લંડના ગાદીપતિને સ્વાધીન કર્યું. આગસ્ટ ૧૮૫૮. એ માટે હિંદનો સેક્રેટરી નીમવો, ને તેને રાજ્યના મુખ્ય પ્રધાનોમાં દાખલ કરવો. એ સેક્રેટરીને મદદ કરવાને ૧૫ કૌંસિલરો નીમવા, અને એ પંદરમાંના ૮ ભરતખંડમાં સરકારી નોકરી કરેલા હોવા જોઈએ, એવા ઠરાવ થયા. હિંદમાંજ ચાકરી કરે એવું યૂરોપી લશ્કર હતું તે રદ કરી તેને બધા બ્રિટિશરાજ્યના સૈન્યમાં ભેળી દીધું. હિંદમાં સર્વોપરી અધિકારી ગવર્નર જનરલ કહેવાતો તેને વૉઇસરાય એટલે રાજપ્રતિનિધિનો ઈલકાબ માળ્યો. એ અધિકારીએ હિંદખાતાના સેક્રેટરીના હૂકમ પ્રમાણે વર્તવું એવો કાયદો થયો. મહારાણી વિક્ટોરીઆએ નીચેનું જાહેરનામું પ્રગટ કર્યું.—

"ગ્રેટ બ્રિટન અને આયર્લાંદના સંયુક્ત રાજ્ય, તથા યૂરોપ, એશિઆ, આફ્રિકા, અને અમેરિકામાં વસેલાં સંસ્થાનો, અને આધીન રાજ્યો ઉપર ઈશ્વરી કૃપાથી રાજ કરનાર રાણી અને ધર્મરક્ષક વિક્ટોરીઆ.

આજપર્યંત હિંદમાં અમારી વતી આનરેબલ ઈસ્ટ ઈન્દિયા કંપનીએ રાજ્યકારભાર ચલાવ્યો. કેટલાંક ભારે કારણોને ધ્યાનમાં લઈ પાર્લમેંટની સલાહ અને સંમતિથી એ કારભાર અમારા હાથમાં લેવાનો અમે ઠરાવ કર્યો.

વાસ્તે હવે સદરહુ સલાહ અને સંમતિથી એ રાજકારભાર અમારે હાથ લીધો છે, તે આ લેખથી જાહેર કરીએ છીએ, અને એ રાજ્યની સર્વ રૈયતને ફુવાઇ દઈએ છીએ કે તમણે અમારા ઉપર અને અમારા વારસ તથા અમારી પાછળ અમારા રાજ્યાસને બિરાજનારા ઉપર આસ્થા રાખવી, અને અમારી, તથા અમારા વારસની, અને અમારી પાછળ અમારા

રાજ્યાસનપર બેસનારાની આણ પાળવી, અને હવે પછી એ રાજ્યનો અમારી વતી અને અમારે નામે વહીવટ કરવાને જેઓને નીમીએ તેઓની આજ્ઞામાં રહેવું.

અમારા વિશ્વાસુ તથા પ્રિય ભાયાત અને મંત્રી ચાર્લસ જાન વાઈકૌન્ટ કાનિંગની નિષ્ઠા, બુદ્ધિ, અને ડહાપણ ઉપર અમારો વિશેષ ભરોસો હોવાથી અમે તેને એ મૂલકનો ૧ લો વૈસરૉય (રાજપ્રતિનિધિ) અને ગવર્નર જનરલ નીમીએ છીએ, અને અમારે નામે અને અમારી વતી અમલ કરવાને અધિકાર આપીએ છીએ. અમારા મુખ્ય સેક્રેટરીઓમાંના એકની મારફતે અમારા જે જે હૂકમ તથા નિયમો તેને પહોંચે તે પ્રમાણે વર્ત્તી તેઓને માન્ય કરવા પડશે.

ઈસ્ટ ઇંડિઆ કંપની બહાદુરના સિવિલ (એટલે દીવાની, મુલકી વગેરે) તથા લશ્કરી ખાતાંમાં જે હાલ નોકરી કરે છે તે સર્વને પોતપોતાની જગ્યાએ બહાલ રાખીએ છીએ. હવે પછી હમે જે હૂકમ તથા કાયદા કરીએ તે સઘળા તેમણે પાળવા.

હિંદના દેશી ભૂપતિઓને જણાવીએ છીએ કે તેમની જોડે કંપની બહાદુરે કે તેના અધિકારીઓએ જે જે કોલકરાર કર્યા છે તે બધા અમારે કબૂલ મંજૂર છે, અને તેઓને અમે સંભાળથી જરાએ જરા પાળીશું. અમે આશા રાખીએ છીએ કે આપ પણ તેજ પ્રમાણે વર્ત્તશો.

અમારા કબજામાં જે મૂલકો છે તેમાં વધારો કરવાની અમને ઈચ્છા નથી; અમારા રાજ્ય કે હકો ઉપર કોઈને હાથ નાખવા દઈશું નહિ, ને જે નાખશે તેને સજા કરીશું; તેમ બીજાઓના રાજ્ય કે હકો ઉપર હાથ નાખવાની પરવાનગી આપીશું નહિ.

અમારા પંડના હકો અને માન મોટાઈની પેઠે ભરતખંડના મહીપતિઓના હકો અને માન મોટાઇને માન્ય કરીશું, અને દે-

શમાં શાંતિથી અને સારા રાજ્ય વહીવટથી માત્ર જે આબાદી અને સંસારી સુધારા પ્રાપ્ત થઈ શકેછે તે તેઓ તથા અમારી પ્રજા ભોગવે એવું અમે ઈચ્છીએ છીએ.

અમારા બીજા મૂલકોની રૈયતો સંબંધી અમારા જે જે ધર્મો છે તે બધા અમારી હિંદની પ્રજા વિષે પણ છે એવું અમે ગણીએ છીએ; અને પરમેશ્વરની કૃપાથી તે ફરજો અમે આસ્થાપૂર્વક અને સાચા દીલથી બજાવીશું.

અમે પંડે ખ્રિસ્તી ધર્મને સત્ય માનીએ છીએ, અને ધર્મથી જે દિલાસો મળેછે તે પાડ માની સ્વીકારીએ છીએ; તથાપિ અમારો ધર્મસંબંધી નિર્ણય અમારી રૈયતને મનાવવાનો દાવો કે ઈચ્છા અમે રાખતાં નથી. અમે અમારા રાજ્યાધિકારથી ફરમાવીએ છીએ કે ધર્મ માનવાને કે પાળવાને માટે કોઈના ઉપર મહેર રાખવી નહિ, તથા ઈજા હરકત કરવી નહિ, અને બધા ધર્મવાળા કાયદાનું રક્ષણ નિષ્પક્ષપાતે એકસરખું ભોગવે; અમારા તાબાના સઘળા અધિકારીઓને અમે આજ્ઞા કરીએ છીએ કે તેમણે અમારી રૈયતમાંના હરકોઈના ધર્મને લગતી બાબતોમાં હાથ ઘાલવો નહિ. આ હૂકમ જે અમલદાર તોડશે તેના ઉપર અમારો અતિશય કોપ થશે.

વળી અમે ફરમાવીએ છીએ કે બની શકે ત્યાંસૂધી જાતિભેદ કે ધર્મભેદ ઉપર નજર ન રાખતાં અમારી રૈયતમાં જેઓ કેળવણી, બુદ્ધિબળ, અને પ્રમાણિકપણાથી નોકરી કરવાને યોગ્ય હોય તેમને છૂટથી અને નિષ્પક્ષપાતે સરકારી ચાકરીમાં દાખલ કરવા.

ભરતખંડના રહેવાસીઓમાં વડિલોપાર્જિત વારસામાં મળેલી જમીન વિષે જે અનુરાગ છે તે અમે જાણીએ છીએ અને માન્ય કરીએ છીએ. રાજ્યના વાજબી લેણાને નુકસાન ન પહોંચાડતાં અમે લોકના ભૂમિસંબંધી હકોનું રક્ષણ કરવાને ઈચ્છીએ છીએ; અને હૂકમ કરીએ છીએ કે કાયદા રચવા-

માં અને બજાવવામાં ભરતખંડના પ્રાચીન હક, અધિકાર, રિવાજ અને ધારા ઉપર ઘટતું ધ્યાન રાખવું."

એ પછીની છ કલમોમાં જે બળવાખોરો પકડાય કે તાબે થાય તેઓમાંથી કેવાને માફી આપવી, અને કેવાનો ન્યાય કરી શી સજા કરવી તે ફરમાવ્યું છે. જેમણે ખૂન કરેલાં સાબીત થાય તેમને ખૂનની સજા કરવી; જેમને જાણીબુજીને ખૂનીઓને આશ્રય આપ્યો હોય કે જેઓ ફિતૂરમાં આગેવાન હતા, તેમને જીવતૂદાન આપી માત્ર કેદની સજા કરવી, અને તે કરવામાં પણ તેઓ બીજા દુષ્ટોના ભમાવવાથી કેટલે દરજ્જે ફસેલા તે ધ્યાનમાં લઈ ઓછી વધતી કરવી, અને બાકીના બળવાખોર સિપાઈઓ તથા તેમનો સંગ કરનારામાંના જેઓ ૧૮૫૯ ના જાનેવારી માસની ૧ લી તારીખની પૂર્વે શરણે આવે, કે સૌસૌને ઘેર જઈ ધંધા રોજગારે વળગે તે સઘળાપર કરૂણા કરી તેમને પૂરી ક્ષમા કરવી એવી આજ્ઞા કરી. આ દયાળુ હૂકમથી સર્વ પ્રજા રાજી થઈ, હજારો બળવાખોરો ચૂપચૂપ પોતપોતાને ઘેર ગયા, ને લોહીનું વહેણ અટક્યું. આ બંડ થયાથી સરકારે પ્રજાનાં હથીઆર છીનવી લીધાં. દિલ્હીના છેલ્લા નામના પાદશાહને પ્રાણદાન આપી રંગુન બંદરે લઈ ગયા. જેમને કાળે પાણીએ એટલે દરિયાપાર મોકલ્યા તેમને આન્દામાન બેટમાં પૂર્યા. હત્યારાઓમાંના જે પકડાયા તેમને તોપને ગોળે ઉરાડ્યા કે ફાંસી દીધી.

કૃપાળુ મહારાણીજીના આ પ્રતાપી અને પ્રજાહિતકારી જાહેરનામાને અંતે લખ્યું છે કે "અમારો અભિલાષ એ છે કે જ્યારે ઈશ્વરના અનુગ્રહથી રાજ્યમાં પાછી શાંતિ થાય ત્યારે હિંદની પ્રજાના ઉદ્યમને ઉત્તેજન આપવું, લોકોપયોગી સુધારાનાં કૃત્યો કરવાં, અને રાજ્ય વહીવટ રૈયતના લાભને અર્થે કરવો. તેમની આબાદી અમારૂં બળ છે, તેમનું રાજી રહેવું અમારૂં રક્ષક છે, અને તેમની કૃતજ્ઞતા અમારૂં સર્વોત્તમ ઈચ્છિત ફળ છે. હે સર્વ શક્તિમાન પરમેશ્વર! અમારા આ

મનોર્થ પાર પાડવાને અમને અને અમારા હાથ નીચેના અ-
ધિકારીઓને સામર્થ્ય આપો."

આ જાહેરનામું ભરતખંડમાં સને ૧૮૫૮ તારીખ ૧ લી
નવેમ્બરે ઠામ ઠામ જાહેર સભામાં પ્રજાની રૂબરૂ
સરકારી અમલદારોએ વાંચી સંભળાવ્યું. એને પ્ર- સ. ૧૮૫૮.
માણિકપણે અમલમાં આણવામાં ઇંગ્રેજની વડાઈ
અને અક્ષય કીર્તિ છે. એ મહા પુણ્યનું કામ છે કેમકે એથી
કરોડો માનવી સુખી થાય.

આ જાહેરનામાની અસર જેમના ઉપર ન થઈ તેમનો ઇં-
ગ્રેજી ફોજે નાશ કર્યો. સને ૧૮૫૯ માં આખા રાજ્યમાં સલાહ
શાંતિ થઇ. ૧૮૬૦ તથા ૧૮૬૧ માં સરકારે સુપ્રીમ
અને સદર અદાલતોને જોડી દીધી, નવો ફોજદારી સ. ૧૮૬૧.
કાયદો ચલાવ્યો, અને બીજા સુધારા કર્યા. સિતારે
હિંદ નામે નવો ઈલકાબ અને ચાંદ હિંદને માટે રાણી સાહેબે
સ્થાપ્યો ને તે ઈનામ દાખલ કેટલાકને આપ્યા. પેદાશ ઉપર
વેરો નાખ્યો, અને રેલવે વગેરે દેશોપયોગી કામો વધાર્યાં. એ
સમે એક માઠો બનાવ એ બન્યો કે જમના અને સતલજની
વચ્ચેના પ્રદેશમાં વરસાદ વર્સ્યો નહિ તેથી મોટો કાળ પડ્યો,
ને સુમારે પાંચ લાખ મૌના પ્રાણ ગયા. ૧૮૬૨ ના માર્ચ મ-
હીનામાં લાર્ડ કાન્નિંગ કારભાર છોડી સ્વદેશ ગયો અને ત્યાં
જુન માસમાં મરણ પામ્યો.

लॉर्ड एलजीन—લૉર્ડ કાન્નિંગની જગાએ લૉર્ડ એલ્જીન
નીમાયો. ૧૮૬૨ ના માર્ચમાં તે કલકત્તે આવ્યો.
ગયા વરસમાં મંજૂર થયલા કાયદા પ્રમાણે આ ગવ- સ. ૧૮૬૨.
ર્નર જનરલે કાયદા કરવાને કૌન્સિલ ઠરાવી તેમાં ત્રણ
હિંદી ગૃહસ્થોને તથા ત્રણ ઇંગ્રેજ વેપારીઓને દાખલ કર્યા. લૉર્ડ
એલ્જીન માંદો પડવાથી ૧૮૬૩ ના નવેમ્બરમાં
મરણ પામ્યો. એના વખતમાં વાહાબી નામે સ. ૧૮૬૩.

મુસલમાની પંથના આગેવાનોએ અફગાનિસ્તાન તરફની સરહદ ઉપરના ડુંગરોમાં રહેનારા મુસલમાનોને ઉશ્કેરી હૂલડ કરાવ્યું. હંગામો કરનારાને સજા કરવાને ઇંગ્રેજી ફોજ પહાડી મૂલકમાં પેઠા પછી બીજી પહાડી જાતો શત્રુનો પક્ષ કરી વઢવા લાગી તેથી ઝઘડો વધ્યો. ઇંગ્રેજી લશ્કરને કેટલીક હરકત અને નુકસાન થયાં, પણ અંતે જય પામી તે કઠણ વગડાઉ લોકને જીત્યા. મયત વૈસરાયના અમલમાં મુંબાઈના રૂના વેપારમાં ભારે વધારો થયો. ઉત્તર અમેરિકાના યુનૈટેદ સ્ટેટોમાં કજીઓ ઊઠ્યો તેથી ત્યાંનું રૂ ઇંગ્લાંદ જઈ શક્યું નહિ, ને મુંબાઈથી જનારા રૂનો ભાવ શેરે બે આના હતો તે રૂ. ૧ ) થયો. એથી માલનો ઉપાડ એટલો વધ્યો કે દર વરસે સરકારી ૪૩ કરોડનો ( અનેક પ્રકારનો ) માલ ચડતો તે ૧૮૬૨–૬૩ માં ૬૩ કરોડનો ચડ્યો. એ વધારાને પેટે વિલાયતથી સોનું રૂપું આવ્યાં. એથી મુંબાઈ ઈલાકામાં નાણાની કિમ્મત ઓછી થઈ ને બીજી જણસો, મજૂરી, અન્નાદિનો ભાવ ચડ્યો.

સર જાન લારેન્સ—ગવર્નર જનરલ અને વૈસરૉયની ખાલી પડેલી જગા એમને મળી. ૧૮૬૪ ના આરંભમાં કલકત્તે આવી તેણે પોતાનું કામ હાથ કર્યું. ઉનાળામાં તાપથી બચવાને હિમાલય પર્વતપર સીમળા નામે ઠેકાણે વૈસરાય તથા તેના મંત્રી જાયછે. ત્યાં એ પણ ગયો. હવે ગવર્નર જનરલો રાજા, નવાબ, ઠાકોરાદી દેશી રાજ્ય કર્ત્તાને બોલાવી દરબાર ભરવા લાગ્યા, અને રાજ્યરીતિ તથા બ્રિટિશ રાજ્યમાં ભાત ભાતના સુધારા તથા પ્રજાની આબાદી થાય તેવાં કૃત્યો કરવામાં આવે તે ભાષણો કરી સમજાવી તે પ્રમાણે તેમનાં રાજ્યોમાં કરવાની શિખામણ દેવા લાગ્યા. લૉરેન્સ સાહેબે એવી સભા ચોમાસા બાદ લાહોરમાં બોલાવી ને શીખ અધિપતિઓને બોધ કર્યો. એજ વરસમાં તેણે સોલજરોને સુખી કરવાના ઉપાય કરવા માંડ્યા. તેમને માટે પુસ્તકશાળા, બાગ, કસરતશાળા વગેરે સ્થા-

સન. ૧૮૬૪.

પવાની ગોઠવણ કરીને રમત ગમત થાય, અને તેમના મનને સુધારે તેવાં સાધન પૂરાં પાડવાના, તથા તેમના રહેવાનાં ઘર (બરાકો) સુધારવાના હૂકમ કર્યા. કોલેરા, તાવ, અને સીતળાના રોગ એકાએક ઊઠી બહુ આદમીના પ્રાણ લેછે, માટે તેની ઉત્પત્તિનાં કારણ શોધવાને દાક્તરો તથા બીજા વિદ્વાનોને આગલા વૈસરૉયે નીમ્યા હતા તેમણે બધા પ્રાંતોમાં તજવીજ ચલાવી. સને ૧૮૬૪.

આસામની તલેટીએ દુવાર (દુઆર) નામે પરગણાં હતાં તેપર ભુતાનનો રાજા દાવો કરતો હતો. એ દાવાને પેટે તેને હરવરસે કેટલુંક નાણું આપવું ઠરાવ્યું હતું, પણ તેથી તે રાજી ન હતો. તેના માણસો ઇંગ્રેજી રૈયતને લૂટતા અને પીડતા. એ પ્રમાણે નહિ કરવાને વકીલ મોકલી સમજાવવાથી કાંઈ વાળ્યું નહિ, ઉલટું તે વકીલનું બહુ અપમાન કર્યું. એ માટે ૧૮૬૪ માં ભુતાન ઉપર ફોજ મોકલી. એ સ્વારીનું ફળ મન માનતું થયું નહિ. પાલીઆં પાણી અને જંગલની ખરાબ હવાથી લશ્કરમાં ભારે હાનિ થઈ. એથી બંગાળી દુવારને માટે દરવરસે રૂ૦ ૨૫૦૦૦) આપવા ઠરાવી ઇંગ્રેજને સલાહ કરવી પડી.

રૂના ભાવ ખૂબ ચડી ગયાથી મુંબાઈમાં નાણાં પુષ્કળ આવ્યાં. તેનો લાભ લેવાને ઘણી યુક્તિઓ ચાલી. તરેહતરેહનાં કામ માથે લેવાને કંપનીઓ નીકળી, અને તેના શેરના સટા ચાલ્યા. કંપનીઓ ઉઠાવવાની અને સટ્ટા કરવાની ગાંડાઈ હદપાર ચાલી. સૂરતે અને અમદાવાદે મુંબાઈની દેખાદેખી કરવા માંડી. એ કાગળનાં નાવ થોડા વખતમાં ડૂબ્યાં. ૧૮૬૫ માં સટોરીઆ લોકની ઘણીજ ખરાબી થઈને હજારો ગરીબ અને તવંગર પાયમાલ થઈ ગયા. સ. ૧૮૬૫.

એજ વરસમાં ઓઢોઆ પ્રાંતમાં વરસાદ વરસ્યો નહિ તેથી બીજે વરસે એટલે ૧૮૬૬ માં ભારે દુકાળ પડ્યો ને સુમારે વીસ લાખ માણસ લાંઘણો થવાથી તથા દુકાળના વ્યાધિઓથી મૂઆ. રાજકર્તાઓની સુસ્તીથી આટલાં બધાં મરણ થયાં માટે તેમને ઘણો ઠપકો મળ્યો. સને ૧૮૬૬.

આવી આફતો અટકાવવાને તથા દેશની સમૃદ્ધિમાં વધારો કરવાને હજારો મૈલના રેલવે બનાવવા માંડયા હતા, તથા નદીઓનાં પાણી ખેતીના કામમાં લગાડવાને, તથા માલ લાવવા લઈ જવાને ખાડીઓ ખોદવાના, કે જે જૂની હતી તેને સચ કરાવવાના, તથા તળાવ બાંધવાના મનસુબા સરકારે કર્યા તેના ખરચની ગણતરી કરોડો રુપિઆની થઈ. કેટલેક ઠેકાણે કામ ચાલવા માંડ્યું. આ વૈસરાયના અમલમાં પરરાજ્યો જોડે વધરા થયા નહિ, કેમકે તેનો અભિપ્રાય એવો હતો કે બીજાનાં રાજ્યોમાં હાથ ઘાલવો નહિ. કાબુલનો અધિપતિ અમીર દોસ્ત મહમદ ૧૮૬૩ માં મરણ પામ્યો ત્યારથી તેના કુંવરો રાજ્યપાટને માટે માંહોમાંહે વઢતા હતા. રાજ્યવિદ્યા જાણનારામાંના કેટલાકનું મત એવું હતું કે વૈસરૉયે લશ્કરની કુમક આપી એમાંના કોઈને ગાદીએ બેસાડવો, ને બ્રિટિશ જાપતાથી તેનું રક્ષણ કરવું, કે તેથી રુશીઆ તરફની ધાસ્તી હિંદને રહે નહિ. શાણો સર જાન આ વિચારની વિરુદ્ધમાં હતો. નાના ઝઘડા સરહદપરના વગડાઉ લોક જોડે વારે વારે થાયછે તેવા એના સમયમાં પણ થયા. દ્વારકાના વાઘેર લોકે ખંડેરાવ ગાયકવાડના ગેર ઈન્સાફથી હેરાન થઈ બંડ કર્યું તે ઇંગ્રેજ સરકારને બેસાડવું પડ્યું. પહાડી લોકની ઉશ્કેરણીથી પંજાબની વાયવ્ય કોણના પહાડોમાં વસનારા કોઈ વગડાઉ મુસલમાન જાતે તોફાન મચાવ્યું તેનો બંદોબસ્ત કરવા ફોજને જવું પડ્યું.

સ. ૧૮૬૮. ૧૮૬૮ માં સરજાન લૉરેન્સના અમલનો અંત આવ્યો. હિંદના ગવર્નર જનરલના, તથા મુંબઈ અને મદ્રાસના ગવર્નરોના ઓદ્ધાપર જેમની નિમણુક થાયછે તેમને પાંચ વરસ કામ ચલાવવાનો અધિકાર મળેછે. તે પ્રમાણે લારેન્સ સાહેબનાં પાંચ વરસ પૂરાં થવાથી તે સ્વદેશ ગયો, ને સારી નોકરીને પેટે ઉમરાવ પદવી પામ્યો. તેની પછી લાર્ડ મેયો નીમાયો.

લાર્ડ મેયો—૧૮૬૯ માં ભરતખંડના રાજકારભારની લગામ હાથમાં લઈ લૉર્ડ મેયોએ કાબુલમાં આ વેળા સ્થાપન થયલા હાકિમ અમીર શેર અલીને મળવા આવવાનું ઈજન મોકલ્યું. અમીર આવ્યો ને આદર સત્કાર પામ્યો. એથી બે રાજ્યોની દોસ્તીમાં વધારો થયો. એ વરસની આખરે ઇંગ્લાંડનો શાહજાદો આલ્ફ્રેદ હિંદમાં આવ્યો. તેની મેમાનદારી પણ લૉર્ડ મેયોએ તથા હિંદના રાજા રજવાડાએ ઘણી કરી. આ વૈસરૉયના અમલમાં લશ્કરી ખાતાની તથા બીજાં સરકારી ખાતાંની ઈમારતો, રેલવે, વગેરે બાંધવાનું કામ જારી રહ્યું ને ઊપજથી ખરચ વધારે થવાથી સરકારી દેવામાં વધારો થતો ગયો. ૧૮૭૨ માં વૈસરાય જાતે રાજ્યમાં તપાસ કરવા નીકળ્યા. આન્દામાન બેટ-માં કાળેપાણીએ ચડાવેલા બંદીવાનોને રાખેછે તેમની હાલત જોવા ગયા. ત્યાંના એક દુષ્ટ અફગાન કેદીએ વિનાકારણ એ-મનો ઘાત કર્યો. આથી સમજુ લોક બહુ દલગીર થયા.

સન ૧૮૬૯.

સન ૧૮૭૨.

લાર્ડ નાર્થબ્રૂક.—વૈસરાયની જગા એ ઉમરાવને મળી, ને તેઓ ૧૮૭૨ માં ભરતખંડમાં આવ્યા. એમના સમયમાં રાજ્યની ઊપજ, ખરચ, દેવું, અને કરવેરા ઊપરાંત બે બનાવ નોંધવા જોગ બન્યા છે. સને ૧૮૭૪ માં વડોદરાના રેસિદંત કર્નલ ફ્રેયરને ઝેર દેવાનું તોહોમત મલ્હારરાવ ગાયકવાડ ઉપર આવવાથી તેને પરેહેજ કર્યો, અને તેનો ઈન્સાફ કરવાને જાહેર કચેરી એજ કારણ માટે વડોદરાના કાંપમાં નવી ઠરાવી. ન્યાય કરનારા ત્રણ યૂરોપી અને ત્રણ દેશી હતા તેમાંના ત્રણે યૂરોપીએ તેને અપ-રાધી ઠરાવ્યો ને ત્રણે દેશીને મન ગુનો સાબિત થયો નહિ. લૉર્ડ નાર્થબ્રૂકનો અભિપ્રાય આગલા જોડે મળતો આવવાથી સરકારે મલ્હારરાવને મદ્રાસ મોકલી દીધો, અને ગાયકવાડી કુળની

ઈ. સ. ૧૮૭૨.

સન. ૧૮૭૪.

એક શાખા ખાનદેશમાં ગરીબ હાલતમાં જડી તેમાંના એક બાળક છોકરાને મયત મહારાજ ખંડેરાવની વિધવા રાણી જમનાબાઈની પાસે દત્તક લેવડાવ્યો, ને તેને ગાદીએ બેસાડ્યો. ૧૮૭૫ માં મહારાણી વિક્ટોરીઆના ટીલાટ કુંવર પ્રિન્સ આફ વેલ્સ હિંદમાં પધાર્યા. વૈસરાયે, રાજા રજવાડાએ તથા પ્રજાએ તેને બહુ માન દીધું. ૧૮૭૬ માં નોકરીનો કાળ પૂરો થયા પહેલાં રાજીનામું આપી લાર્ડ નાર્થબ્રૂક સ્વદેશ સીધાવ્યા.

સન ૧૮૭૫. સન ૧૮૭૬.

લાર્ડ લીટન.—એજ વરસમાં એ ઉમરાવ વૈસરાયની જગાએ આવ્યા. બ્રિટિશ પાર્લેમેંટની સંમતિથી આપણા મહારાણી વિક્ટોરીઆએ "કૈસરે હિંદ" એવું પદ ધારણ કર્યું. ૧૮૭૭ ના જાનેવારીની ૧ લી તારીખે દિલ્હીમાં મોટા મોટા રાજા, નવાબો, યૂરોપી અને દેશી ગૃહસ્થો, અને સરકારી અમલદારોને બોલાવી દરબાર ભરી ભારે દબદબાથી એ ઇલકાબ જાહેર કર્યો. એ વરસમાં મદ્રાસ ઇલાકામાં તથા મુંબાઈ ઈલાકાના દક્ષિણ ભાગમાં વરસાદ વરસ્યો નહિ તેથી ભારે દુકાળ પડ્યો. સરકારે અને રૈયતે ઘણી મદદ કરી તોપણ લાખો આદમી ભૂખે અને ભૂખથી ઉપજતા રોગે મૂઆ. મુંબઈ ઇલાકા કરતાં મદ્રાસ ઈલાકામાં હાનિ ઘણી વધારે થઇ. દુકાળથી બચાવ કરવાની ધારણાએ તથા તે ખાતે થયલા ખરચની ખોટ પૂરી પાડવાને માટે સરકારે ૧૮૭૮ માં ધંધા રોજગાર ઉપર લૈસન્સ ટાક્સ ઠરાવ્યો, અને મુંબાઈ અને મદ્રાસ ઈલાકાઓમાં મીઠાની કિમ્મતમાં વધારો કર્યો. માન્ચેસ્ટરના લોકની ફર્યાદથી વિલાયતી સૂતર અને સૂતરાઉ કાપડ ઉપર શહેરોમાં જકાત હતી તે રદ કરી. દેશી ભાષાઓમાં પ્રગટ થતાં વર્ત્તમાનપત્રો, ચોપાનીઆં, અને પુસ્તકોની સ્વાધીનતા સરકારની નજરમાં આવે ત્યારે રદ કરવાનો તથા દેશીઓને હથીઆર

ઈ. સ. ૧૮૭૮.

નહિ રાખવા દેવાનો કાયદો આ વરસમાં આ ગવર્નર જનરલે ઠરાવ્યો. ૧૮૭૮. એજ વરસના આખર ભાગમાં અફગાનિસ્તાન જોડે વઘરો ઇંગ્રેજ સરકારે ઉઠાવ્યો. આ સમે ત્યાં અમીર શેરઅલ્લી રાજ કરતો હતો. મધ્ય એશીઆમાં રુશ રાજ્યનું જોર વધ્યું હતું અને તેમની રાજસીમા અફગાનિસ્તાન સૂધી આવી લાગી હતી. વળી તેમણે કાબુલમાં વકીલ મોકલી શેરઅલ્લીને પોતાના પક્ષમાં લીધો એવા સમાચાર પ્રસર્યાથી તેની જોડે કેટલાક નવા કરાર કરવાને લાર્ડ લીટને ઇંગ્રેજ વકીલ મોકલ્યો. એ વકીલને શેરઅલ્લીએ પોતાના રાજ્યમાં પેસવા દીધો નહિ તેપરથી ઇંગ્રેજે વઘરો આરંભ્યો. બોલન અને ખાઈબર એ બંને ઘાટની વાટે બ્રિટિશ હિંદની સેનાઓ અફગાનિસ્તાનમાં પેઠી. અમીરની ફોજે કેટલેક ઠેકાણે વઢી પણ હારીને નાઠી. જલાલાબાદ અને કંધાર ઇંગ્રેજી લશ્કરે લીધાં. શેરઅલ્લી પોતાના યાકુબખાન નામે કુંવરને કેદમાંથી છોડી રાજ સોંપી કાબુલથી નાઠો ને થોડા વખતમાં મરણ પામ્યો. યાકુબે યુદ્ધ ન કરતાં ઇંગ્રેજને કેટલોક મૂલક આપી, પરરાજ્ય સંબંધી તેમની ઇચ્છા પ્રમાણે ચાલવાનું તથા ઇંગ્રેજ વકીલને પોતાની રાજધાનીમાં રાખવાનું કબૂલ કરી દોસ્તી કરી, જુન ૧૮૭૯. એ કરાર થયાને પૂરા ત્રણ માસ ન થયા એટલામાં કાબુલમાંના અફગાન લશ્કરે બલવો કર્યો ને તેમાં કાબુલ શહેરના લોક સામિલ થયા. બાલાહીસાર નામે કાબુલમાં મોટો ગઢ છે તેમાં અમીર રહેછે. એજ ગઢના એક ભાગમાં ઇંગ્રેજ વકીલને મુકામ આપ્યો હતો. તેને તથા તેના રસાલાને બલવાખોરોએ મારી નાખ્યા. હિંદની ફોજ કાબુલ ઉપર ચડી. યાકુબખાન ઇંગ્રેજી ફોજને આવી મળ્યો. જનરલ સર ફ્રેદરિક રૉબર્ટે જઈ કાબુલ કબજે કર્યું અને ઇંગ્રેજી એલચીની હત્યા કરનારામાંના જેઓ પકડાયા તેમને તથા ઇંગ્રેજી ફોજની સામે જેમણે જુદ્ધ કર્યું તેમનામાંના જે હાથ આવ્યા તેમને ફાંસી દીધી. યાકુબખાંયે રાજ્યપરથી હાથ ઉઠાવ્યો, અને ઇંગ્રેજી ફોજનો સરદાર તેને ઠામે રાજ્ય કરવા લાગ્યો. અંગ્રેજ વકીલ અને તેના સાથીને

મરાવવામાં યાકુબખાં સામિલ હતો એવો આરોપ તેને શિર આવ્યાથી તેને, તેના સસરાને અને બીજા કેટલાક પઠાણ સરદારોને બંદીવાન કરી હિંદમાં આણ્યા, અને ૧૮૭૯. એ વરસના દિસેમ્બર માસના પાછલા ભાગમાં અફગાન લોક પોતાના દેશમાંથી પરદેશી ફોજને કાઢી મૂકવાને જુદ્ધે ચઢ્યા. જાન મહમદ, મીરબુચાખાં, વગેરે સરદારોના ઉપરીપણા નીચે શુમારે ચાલીશ હજાર જોદ્ધા કાબુલ ઉપર ચઢી આવ્યા. એ ઉઠાવણીમાં ધર્મગુરૂઓએ દીનનો ઝુંડો ઉપાડયો હતો. ઇંગ્રેજી ફોજને કાબુલ શહેર અને બાલાહિસાર ગઢ છોડી કેટલેક છેટે શરપુરની મોરચાબંધ છાવણીમાં જઈ મુકામ કરવો પડયો અને તેમનો વહેવાર હિંદજોડે બંધ પડી ગયો. અફગાન ફોજે કાબુલ અને બાલાહિસારનો કબજો કરી તેમને ઘેરી લીધા. તા. ૨૫ મા દિસેમ્બરે તેમણે શરપુરની છાવણી ઉપર હલ્લાં કર્યાં પણ તેમને જય માળ્યો નહિ. ખૈબરમાંથી બીજું ઇંગ્રેજી સૈન્ય મદદે આવવાથી જનરલ રૉબર્ટે કાબુલ અને બાલાહિસાર ફરીને જીતી લીધાં, અને શત્રુની ફોજ વિખેરી નાખી. એ ઝઘડામાં બહુ માણસના ઘાત થયા અને ઘણા ઘવાણા. અફગાન ફોજની કને તોપો ન હોવાથી તથા કવાયતમાં તે કાચી હોવાથી તેમનાં હજારો આદમી નબળાં થયાં ને રણમા પડયાં. ઇંગ્રેજી લશ્કર ચોતરફ ફરી દેશને તાબે કરવાપર મંડયુંછે. અફગાન સરદારોએ યાકુબખાનના દીકરા મુસાખાનને પોતાને કબજે રાખી તેને નામે વળી યુદ્ધ મચાવવાની તૈયારી કરવા માંડીછે. ગીજની શહેરમાં તેમનું મુખ્ય મથક છે. ઇંગ્રેજ સરકાર તરફથી હિંદ અને કંધારને રેલવેથી જોડવાનું કામ મુંબાઈના ગવર્નર સર રિચર્ડ ટેમ્પલને હસ્તે ઉતાવળે ચાલે છે. તેણી ગમની ફોજમાં મસ વધારો કરવામાં આવ્યોછે. ફેબરવારી ૧૮૮૦.



